# આૅલ ઇંડિયા કૉંગ્રેસ કમિટીની

## પંજાબ સબ–કમિટીએ નીમેલ

પંચના

## પંજાબમાં થયેલાં રમખાણોની

## તપાસનો હેવાલ

---

ભાષાન્તર કર્તા:

**મહાદેવ હરિભાઇ દેશાઇ**

---


પ્રકાશક:

ઉમર સોબાની,

હૉર્નબી રોડ, કોટ,

મુંબઈ.

---

આવૃત્તિ ૧ લી. વિ. સં. ૧૯૭૬: માર્ગશીર્ષ પ્રત ૨૦૦૦.

---

કિંમત: રૂ. ૦–૧૨–૦

# આૉલ ઈંડિયા કૉંગ્રેસ કમિટીની

## પંજાબ સબ–કમિટીએ નીમેલ

પંચના

## પંજાબમાં થયેલાં રમખાણોની
## તપાસનો હેવાલ

---

ભાષાન્તર કર્તા:

**મહાદેવ હરિભાઇ દેશાઈ**

---


પ્રકાશક:

ઉમર સોબાની,
હૉર્નબી રોડ, કોટ,
મુંબઈ.

---

આવૃત્તિ ૧ લી.    વિ. સ. ૧૯૭૬: માર્ગશીર્ષ    પ્રત ૨૦૦૦.

---

કિંમત: રૂ. ૦–૧૨–૦

# પ્રસ્તાવના.

આ તરજુમો દરેક ગુજરાતી વાંચી વિચારશે એમ હું આશા રાખું છું.

મને લાગે છે કે તરજુમો સરસ છે પણ મારી ભલામણ સાદા ગુજરાતી ખાતર નથી. પંજાબમાં શું થયું એ જો આપણે પૂરૂં સમજીયે તો આપણું અત્યારે શું કર્તવ્ય છે એ આપણે તુરત સમજી જઇએ.

મોહનદાસ કરમચંદ ગાંધી.

# પંજાબમાં થએલાં રમખાણોની તપાસ માટે પંજાબની કોંગ્રેસ સબ કમીટીએ ચુંટેલા સદ્‌ગ્રહસ્થો—

---

શ્રીયુત પંડિત મદન મોહન માલવીય

„ પંડિત મોતીલાલ નહેરૂ

„ મોહનદાસ કરમચંદ ગાંધી,

સાબરમતી.

„ સી. આર. દાસ

કલકત્તા.

„ અબ્બાસ તૈયબજી

વડોદરા.

શ્રીયુત એમ. આર. જયકર

મુંબઈ.

સેક્રેટરી.

શ્રીયુત કે. સન્તાનમ્‌

લાહોર.

---

# માનનીય પંડિત મોતીલાલ નેહરૂ.

## ઑલ-ઈંડિયા કૅાંગ્રેસ કમિટીની સબકમિટીના પ્રમુખ સાહેબ,

લાહોર.

સાહેબ,

ગયા એપ્રિલ માસમાં પંજાબમાં બનેલા બનાવો વિષે ઑલ-ઈંડિયા કૅાંગ્રેસ કમિટીએ નીમેલી પંજાબ સબકમિટીના સભ્યો તરફથી તથા તેમણે નીમેલા ગૃહસ્થો તરફથી જે પુરાવો એકઠો કરવામાં આવ્યો હતો તે તપાસવા માટે, તેને ચાળીને ચોખ્ખો કરવા માટે, તેને સમગ્ર રીતે લઇ તેનો સાર કાઢવા માટે, તથા જરૂર જણાય ત્યાં વધુ પુરાવો એકઠો કરવા માટે, અને તેની ઉપર નિર્ણય આપવા માટે તે સબકમિટીએ તા. ૧૪મી નવેંબર ૧૯૧૯ ને દિને આપને, માન૦ ફઝલુલ હકને, અને શ્રીયુત ચિત્તરંજન દાસ, મિ. અબ્બાસ તૈયબજી તથા શ્રીયુત મોહનદાસ ગાંધીને કમિશનરો, અને શ્રીયુત કે. સન્તાનમને તેમના સેક્રેટરી નીમ્યા હતા.

ગઇ રાષ્ટ્રીય મહાસભાના આપ પ્રમુખ નીમાયા એટલે કમિશનર તરીકે આપના પદનું આપને રાજીનામું આપવાનું યોગ્ય લાગ્યું હતું; અને પુરાવો લેવાનું કામ, આપે રાજીનામું આપ્યું તે વેળાએ, લગભગ સમાપ્ત થયેલું હોવાથી આપની જગ્યાએ બીજા કોઇ કમિશનર નીમવામાં આવ્યા નહતા.

માન. ફઝલુલ હક પોતાના કામ ઉપર જોડાયા કે તુરતજ કાંઇ અગત્યના કામસર તેમને પોતાનું કામ છોડવું પડયું, એટલે તેમની જગ્યાએ મુંબઇની હાઇકોર્ટના બેરિસ્ટર શ્રીયુત મુ. રા. જયકરને નીમવામાં આવ્યા.

અમે તા. ૧૭ મી નવેંબરે અમારા કામ ઉપર ચઢયા. અમે ૧૭૦૦ થી વધુ સાક્ષીઓની જુબાની તપાસી, અને તેમાંથી ૬૫૦ વીણી કાઢી અમે પ્રસિદ્ધ કરી છે. કેટલીક જુબાની નથી પ્રસિદ્ધ કરી તે એટલાજ કારણથી કે બીજી જુબાનીથી સાબીત થતાં કૃત્યોજ આમાંની ઘણીથી સાબીત થાય છે.

જે જે જુબાની દાખલ કરવામાં આવી છે, તે દરેક ખરી છે, એટલે કે તે લખી આપનાર અથવા લખાવનાર શખસોએજ તૈયાર કરી છે, એવી અમે ખાત્રી કરીને અને રજુ કરનાર સાક્ષીના શુદ્ધ હેતુ બાબત પણ ખાત્રી કરીને જ સ્વીકારમાં આવી છે. છતાં થોડી જુબાની એવી છે ખરી કે જેમાં કહેલી ખાત્રી કરવામાં આવી નથી; આમાંની ઘણીખરી રા. લાભસિંહ, એમ. એ, બેરિસ્ટર-ઍટ-લૉએ, અમારી વિનંતિથી, ભેગી કરેલી છે. આ દરેક જુબાનીને તળીએ રા. લાભસિંહનું નામ લખેલું છે. રજુ કરનાર સંપૂર્ણ ઉલટ તપાસ કર્યા વિના કોઇ પણ જુબાની સ્વીકારવામાં આવી નથી.

અહીં એટલું નોંધવું જરૂરનું છે કે ઘણા સાક્ષીઓ પોતપોતાના જીલ્લા અને ગામડાંમાં પ્રતિષ્ઠિત અને અગ્રગણ્ય મનાતા પુરુષો છે.

એ પણ જોવા જેવું છે કે કેટલાક સાક્ષીઓએ સરકારી નોકરો સામે ગંભીર આક્ષેપો કરેલા છે. જેણે જેણે આવા આક્ષેપ કરેલા છે, તે દરેક જણને અમે તેવા તેવા આક્ષેપોથી આવનારાં પરિણામો વિષે ચેતવણી આપી છે; અને પોતે જે જોખમ વ્હોરે છે, તેના તથા કાંઇ પણ વધારા પડતી અથવા જૂઠી હકીકત રજુ કરવાથી લોકપક્ષને કેટલું નુકસાન થશે

તેના સંપૂર્ણ જ્ઞાન છતાં જ્યારે તેઓ પોતે રજુ કરેલી હકીકતને વળગી રહ્યા ત્યારે જ તેમની જુબાની દાખલ કરવામાં આવી છે. કેટલાક સાક્ષીઓ સાચું કહે છે એમ અમે માની શકતા હતા છતાં, તેમની હકીકતને ટેકો આપનારો પુરાવો ન હોવાથી અમે તેમની જુબાની નથી દાખલ કરી. આવી કેટલીક જુબાનીમાં સ્ત્રીઓ પ્રત્યે ગેરવર્તણુકના આક્ષેપો થયેલા હતા.

જણાવવાની જરૂર નથી કે અમારી તપાસ જે ભાગ અને જીલ્લામાં માર્શલ લૉ જાહેર કરવામાં આવ્યો હતો તે ભાગ અને જીલ્લા પુરતી જ છે. મુખ્ય મુખ્ય જગ્યાઓએ અમે જઇ આવ્યા છીએ. લાહોર, અમૃતસર, તારણતરણ, કાસુર, ગુજરાંવાલા, વઝીરાબાદ, નિઝામાબાદ, અકાલગઢ, રામનગર, હાફિઝાબાદ, સાંગલાહિલ, શેખુપુરા, ચુહારખાના, લ્યાલપુર, ગુજરાત, મલકવાલ અને સરગોધા: આ જગ્યાઓએ અમારામાંના કોઇ નહીં તો કોઇ જઇ આવ્યા છીએ. એ જગ્યાઓએ ભરવામાં આવેલી સભાઓમાં અગાઉથી ભેગો કરી રાખેલો પુરાવો રજુ કરવામાં આવતો હતો, અને જેમને કોઇ હકીકતની વિરૂદ્ધ કાંઇ કહેવાની ઇચ્છા હોય તેવાઓને પોતાની જુબાની, તેમની ઇચ્છા હોય તો, બિલકુલ ખાનગી રાખવાની શરતે, અમારા ઉપર મોકલી આપવાની વિનંતિ કરવામાં આવી હતી. આવી એકે જુબાની અમને મળી નથી.

અમારા નિર્ણયની પુષ્ટિ માટે અથવા તેમાં ફેરફાર કરવો ઘટે તો તે માટે, અમે હંટર કમિટીની આગળ આપવામાં આવેલા પુરાવાનો છુટથી ઉપયોગ કર્યો છે. અહીં એટલું કહી દેવાની જરૂર છે, કે જુબાનીનો ઘણો મોટો ભાગ લૉર્ડ હંટરની કમિટીએ પોતાનું કામ આરંભ્યું તે પહેલાં અમારી પાસે આવી ગયો હતો.

ઘણી જુબાનીઓ પ્રાંતીય ભાષામાંજ અપાયલી છે. આનાં બની શકે તેટલાં શુદ્ધ ભાષાન્તર મેળવવાનો અમે પ્રયત્ન કર્યો છે. પણ અમે જે જુબાની આ રિપોર્ટ સાથે જોડી છે તેને મૂળજ ગણી લેવાને કાંઇ હરકત નથી; કારણ અમે દરેક સાક્ષીને તેના ભાષાન્તર મારફતેજ તપાસ્યો છે, અને જ્યાં જ્યાં સુધારો કરવાની જરૂર લાગી છે, ત્યાં ત્યાં તે પ્રમાણે ફેરફાર કર્યા છે.

માર્શલ લૉ કમિશનરોએ અને સમરી કોર્ટોએ ચલાવેલા કેસોના કાગળો, અમને જેટલા મળી શકયા તેટલા, અમે ધ્યાનપૂર્વક તપાસી ગયા છીએ, અને લશ્કરની મુદત દરમ્યાન લશ્કર ભરતીનું કામ જે રીતે લેવામાં આવ્યું હતું, તે રીતમાંથી ઉભા થયેલા કેટલાક મુકદ્દમાઓના કાગળો પણ અમે તપાસી ગયા છીએ.

અંતે જે જે જગ્યાએ અમે આવ્યા છીએ. ત્યાંના આગેવાન લોકોનો અને લાહોર અને બીજી જગ્યાના અનેક સ્વયંસેવકોનો અમારા ઉપર જે મ્હોટો આભાર થયો છે તે દર્શાવીએ છીએ. આ ગૃહસ્થોની કીંમતી મદદ વિના જે ટુંકા સમયમાં અમારે અમારૂં કામ આટોપવાનું હતું તે આટોપી શકાત નહીં.

અમે છીએ, આપના વિશ્વાસુ,

બનારસ.
તા. ૨૦ મી ફેબ્રુઆરી,
૧૯૨૦

મો. ક. ગાંધી
ચિ. રં. દાસ.
અબ્બાસ તૈયબજી.
મુ. રા. જયકર.

# પ્રકરણ ૧ લું.

## પંજાબ.

### ( ઐતિહાસિક અને ભૌગોલિક. )

ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં, પંજાબ એ હિંદુસ્થાનનો સૌથી વધારે અગત્યનો ઇલાકો ગણી શકાય. વેદકાળના આર્યોએ પ્રથમ અહીં જ પોતાનાં ઘર કરેલાં. અહીંજ ઋગ્વેદની ઋચાઓ પ્રથમ ગવાયલી. આજ પ્રાંતમાં આવેલા તક્ષિલાના વિશ્વવિદ્યાલયમાં જગતના જૂદાજૂદા ભાગોમાંથી જ્ઞાનશોધકો જ્ઞાન લેવા માટે ઉભરાતા. મહાભારતના ભડવીરો પાંડવો અને કૌરવોની યાદવી આજ પ્રાંતમાં ગર્જેલી. ઇજીપ્ટના રાજા ઓસિરિસે આર્યાવર્તની ભૂમિ ઉપર પ્રથમ પગ મૂકેલો તે અહીંજ; અને એસિરિઆની રાણી સેમિરેમિસને પોતાની મહાસેનાઓને મોખરે રહી આર્યાવર્તની ઉપર સર્વોપરિપણું સ્થાપવાના મનોરથમાં અહીંજ જબરદસ્ત હાર મળેલી. સિથિઅન, તાર્તાર અને પર્શિઅનોને આર્યાવર્તમાં પગપેસારો કરતાં પંજાબના પુત્રો સાથે પ્રથમ ખાંડાં ખખડાવવાં પડેલાં. મહાન્ સિકંદરને, જીત મળતાં છતાં પણ, અહીંજ પ્રથમ વાર તેના પૃથ્વીતલ ઉપર સામ્રાજ્ય મેળવવાના સ્વપ્નાને ભૂલાવનાર પોરસ રાજા જેવો શત્રુ મળેલો.

પાંચ નદીઓ–ચિનાબ, જેલમ, રાવી, બિઆસ, અને સતલજ–નાં જલ પીતો પ્રદેશ હોવાથી આ પ્રાંતનું નામ પંજાબ પડયું. એ હિંદુસ્થાનના વાયવ્ય કોણમાં આવેલો છે. એની ઉત્તર હદે હિમાલયનો કેટલોક ભાગ અને કાસ્મીર આવ્યાં છે, પશ્ચિમ હદે સિંધુ, દક્ષિણ હદે સિંધ અને રજપુતસ્તાન, અને પૂર્વ હદે જમનાજી આવેલાં છે.

પંજાબનું ક્ષેત્રફળ હાલ ૧૩૫,૭૭૩ ચોરસ માઇલ છેઃ આમાંના લગભગ એક લાખ ચોરસ માઇલ બ્રિટિશ સત્તા તળે છે. સને ૧૯૧૧માં પંજાબની વસ્તી લગભગ ૨ કરોડની હતી. પ્રથમ પંજાબ પ્રાંત બહુ મોટો હતો, પણ ૧૯૦૧માં એના ભાગ પાડી તેમાંથી એક નવો પ્રાંત–વાયવ્ય સરહદનો પ્રાંત–બનાવવામાં આવ્યો. સને ૧૯૧૨માં વળી એક બીજો ટુકડો કાપી કાઢવામાં આવ્યો.

બ્રિટિશ હિંદના સામ્રાજ્યનું પાટનગર દિલ્હી બન્યું, અને દિલ્હી અને તેની આસપાસનાં કેટલાક પ્રદેશને એક જૂદો પ્રાંત બનાવવામાં આવ્યો.

પંજાબમાં વિશેષે કરીને હિંદુ, મુસલમાન, અને શિખની વસ્તી છે. શિખોનું પંજાબ એજ ઘર છે, અને તેમની સંખ્યા ૩૪ લાખ જેટલી છે. લોકોનો મુખ્ય ધંધો ખેતી છે, પણ હવે બીજા ધંધાઓ માર્ગ કરતા જાય છે, અને વરાળથી ચાલતાં અનેક કારખાનાંઓ પંજાબના જૂદાજૂદા ભાગમાં ઉભાં થયાં છે.

બ્રિટિશ હિંદી લશ્કરના મોખરાનું લશ્કર પંજાબજ પૂરૂં પાડે છે. ગયા મહાયુદ્ધમાં હિંદુસ્થાનના તમામ પ્રાંતોના કરતાં પંજાબેજ વધુ લડવૈયા પૂરા પાડેલા.

લડાયક પ્રજામાં શિખ અગ્રસ્થાને છે, અને તેમના પછી રજપુતો અને જાટો આવે છે. પશ્ચિમ અને દક્ષિણ ભાગના રજપુતો અને જાટો મ્હોટે ભાગે મુસલમાનો છે, અને પૂર્વ અને ઉત્તર ભાગનાઓ હિંદુ છે. મધ્ય પંજાબના જાટો મ્હોટે ભાગે શિખ છે.

મહાયુદ્ધમાં પંજાબે આપેલો મનુષ્યનો હિસ્સો અમે સર માઇકલ ઓડવાયરના પોતાના શબ્દમાંજ આપીશું. ગઇ ૭મી એપ્રિલે સર માઇકલે નીચે પ્રમાણે ઉદ્ગારો કાઢયા હતાઃ–

“ મહાયુદ્ધ દરમ્યાન ગયે વર્ષે પંજાબે આપેલા હિસ્સા વિષે હું એટલી બધી વાર બોલ્યો છું કે આજ મ્હારે ભાગ્યેજ કાંઇ કહેવાનું રહે છે. લશ્કરમાં એક લાખ માણસ મોકલી આપણે શરૂઆત કરી. સને ૧૯૧૭માં હું જાહેર કરી શકયો હતો કે પ્રથમના ૨ાા વર્ષમાં આપણે ૧,૨૪,૦૦૦ લડવૈયા ઉભા કીધા હતા. પછીના વર્ષમાં ૧,૨૭,૦૦૦ થી વધારે લડવૈયા ઉભા કર્યા, એટલે એક વર્ષ ઉપર કુલ સંખ્યા ૨ાા લાખથી વધારે થઇ ગઇ હતી. તે વેળા આપણે કટોકટીની સ્થિતિએ હતા અને શહેનશાહના પ્રૌઢ સંદેશા અને બ્રિટિશ પ્રધાનના હાકલના જવાબમાં મેં પ્રાંતની પાસે એક વર્ષમાં ૧૮૦,૦૦૦ લડવૈયા સાથે કુલ બે લાખ માણસ ઉભાં કરવાની માગણી કરી. ઘણાઓને તે વેળા લાગ્યું કે મારી માગણી બહુ વધારા પડતી હતી. તેઓને પંજાબનું કેટલું પાણી છે તેની ખબર નહતી. એપ્રિલ–મેમાં તો કાપણીનો મોસમ હતી, એટલે લશ્કરમાં ભરતી કરવાનું કામ જાણીબુઝીને ખાસ જોરમાં રાખ્યું ન હતું. છતાં ૨૧૦૦૦ માણસોએ નામ નોંધાવેલાં.

જૂનથી સપ્ટેંબર સુધીમાં લશ્કરમાં ભરતીનું કામ તમામ જગ્યાએ ધમધોકાર ચાલ્યું, અને એ ચાર મહિનામાં ૭૮૦૦૦ અથવા મહિને ૧૯૫૦૦ માણસો લશ્કરમાં જોડાયાં. અકટોબરમાં ઇન્ફ્લુએન્ઝા તાવ ફાટી નીકળવાને લીધે આ સંખ્યા ઓછી થઇ ૧૪,૪૨૬ જેટલી થઇ, અને નવેંબરમાં આપણે પાછી ભરતી શરૂ કરવામાંજ હતા; ત્યાંતો આપણા શત્રુઓ પડી ભાંગ્યા, લડાઈનો અંત આવ્યો; અને માસિક લશ્કરી ભરતી ૬૩૧૩ જેટલી થઇ ગઇ, પણ જૂનથી નવેંબર સુધીના ૭ મહિનામાં આપણે ૯૯૦૦૦ માણસો, એટલે કે આપણે ધાર્યા કરતાં અર્ધા જેટલાં માણસો ઉભાં કરી શકયા હતા, અને એપ્રિલથી નવેંબરના આઠ મહિનામાં ૧,૦૦૦,૦૦ લડવૈયા સાથે કુલ ૧૨૧૦૦૦ માણસો ઉભાં કર્યાં હતાં. જો માણસોની જરૂર ચાલુ રહેત તો આપણે આપણા ૨ લાખ માણસોનો ધારેલો હિસ્સો પૂરો કરી આપ્યો હોત. ગમે તેમ હો, લડાઇના ચાર વર્ષ દરમ્યાન આપણે ૩,૬૦,૦૦૦ લડવયાઓ ઉભા કર્યાનો, એટલે કે હિંદી સામ્રાજ્યમાંથી ઉભા થયેલા લડવૈયાની કુલ સંખ્યાના અર્ધા કરતાં વધારે ઉભા કર્યાનો, દાવો કરી શકીએ એમ છે. ( અલબત આ ગણત્રીમાં હિંદી સામ્રાજ્યની વાત કરતાં મેં નેપાળના આપણા શૂરવીર પડોસીઓ અને મિત્રોએ આપેલા સુંદર હિસ્સાની ગણત્રી કરી નથી ).

ઉપર કહેલા ૩,૫૫,૦૦૦ લડવૈયાઓની વિભાગણી મુખ્ય મુખ્ય ધર્મવાર અને જાતવાર નીચે પ્રમાણે છેઃ–

| | | |
|---|---|---|
| મુસલમાનો | | ૧૭૦,૦૦૦ |
| પઠાણ | ૫,૦૦૦ | |
| ઉત્તર અને મધ્ય પંજાબના મુસલમાન–સામાન્ય રીતે પંજાબી મુસલમાન કહેવાતા | ૧૩૬,૦૦૦ | |
| દક્ષિણ પંજાબના મુસલમાન | ૨૫,૦૦૦ | |
| કાશ્મિરી | ૧,૫૦૦ | |
| બીજા મુસલમાન | ૨,૫૦૦ | |

| | | |
|---|---|---|
| શિખ | | ૯૦,૦૦૦ |
| હિંદીઓ | | ૯૦,૦૦૦ |
| જાટ | ૩૦,૦૦૦ | |
| દોગડા | ૨૪,૦૦૦ | |
| બીજા રજપુત | ૧૦,૦૦૦ | |
| આહીર | ૧૦,૦૦૦ | |
| ગુજર | ૬,૦૦૦ | |
| ગૌર બ્રાહ્મણ | ૫,૦૦૦ | |
| બીજા બધા | ૫,૦૦૦ | |
| પંજાબી ખ્રિસ્તીઓ | | ૪,૦૦૦ |

કુલ વસ્તીના ૫/૧૦ ભાગ જેટલા મુસલમાનોએ ૪૮ ટકા રંગરૂટો આપ્યા, ૩/૧૦ ભાગ જેટલા હિંદુઓએ ૨૫ ટકા અને વસ્તીના માત્ર ૧/૧૦ ભાગ છતાં શિખોએ પણ ૨૫ ટકા રંગરૂટોનો ફાળો આપ્યો.

મેં ગયે વર્ષે કહ્યું હતું તે પ્રમાણે લડવૈયા લગભગ બધા, અને લડવૈયા સિવાયનાં માણસનો ઘણો ભાગ, ગામડાંની વસ્તીમાંથી ઉભો કરવામાં આવ્યો હતો. લશ્કર માટે તો નહીંજ, પણ ઇન્ડિઅન ડિફેન્સ ફોર્સ માટે પણ શહેરીઓનો ફાળો દમ વગરનો હતો, જો કે તેઓએ વૉર–લોનમાં સારો ફાળો આપ્યો હતો. પણ ગામડાંઓમાંના ઘણાખરા હિંદુઓએ રંગરૂટો ભરચક પૂરા પાડ્યા હતા, અને તેમનો ફાળો શિખોના કરતાં પ્રમાણમાં બહુ ઉતરતો હોવા છતાં, પંજાબી મુસલમાનોના જેટલો જ લગભગ છે."

પંજાબનો રાજ્યવહીવટ એક લેફ્ટેનન્ટ ગવર્નર ચલાવે છે. તેના હાથ નીચે એક ધારાસભા છે, અને તેના સભ્યો કેટલાક લોકનિયુક્ત અને કેટલાક સરકારનિયુક્ત છે.

પંજાબનું પાટનગર પ્રાચીન કાળથી લાહોરજ રહ્યું છે. લાહોર આસરે ૨।। લાખની વસ્તીવાળું મ્હોટું શહેર છે. કલકત્તાથી એ ૧૨૦૦ માઇલ, દિલ્હીથી ૩૦૦ માઇલ, કરાચીથી ૭૮૪ માઇલ, અને મુંબઇથી ૧૧૬૨ માઇલને છેટે એ આવેલું છે.

પ્રાંતના પાંચ વિભાગો પાડેલા છે, દરેક વિભાગ એક કમિશનરને સોંપાયલો છે, અને બધા વિભાગોમાં મળી કુલ ૨૮ જીલ્લાઓ છે, જે દરેકનો ઉપર ડેપ્યુટી કમિશનરો અથવા કલેક્ટર મૂકેલા છે. આ પાંચ ભાગો નીચે પ્રમાણેઃ–અંબાલા–જેમાં હિંદુસ્થાન સરકારનો ગ્રીષ્મનિવાસ–સિમલા સુદ્ધાં પંજાબનો પૂર્વ ભાગ સમાયલો છે; જલંધર–જેમાં પહાડી અને અર્ધ પહાડી મુલક આવેલો છે; લાહોર–જેમાં મધ્ય પંજાબ આવી જાય છે; રાવલપિંડી–જેમાં વાયવ્ય પંજાબ, અને મુલતાન–જેમાં પશ્ચિમ ભાગનો સમાવેશ થાય છે.

# પ્રકરણ ૨ જું.

## સર માઈકલ ઓડવાયરનો કારભાર.

"ગૃહસ્થો ! પંજાબે જે જે કર્યું છે, તેનાં વખતોવખત ગીતો ગાવા માટે મારા ઉપર અનેકવાર ટીકા કરવામાં આવી છે. પણ એ પ્રાંત માટેનું મારૂં અભિમાન એ પ્રાંતમાં જ ભરાઇ રહેવાને લીધે જન્મેલું નથી. મેં ૧૫ વર્ષ જેટલી મુદત પંજાબની બહારના પ્રદેશોમાં ગાળી છે, અને તે દરમિયાન મેં હિંદુસ્થાનના બીજા ઘણા ભાગો જોયા છે. અને હું ખરેખર કહી શકું છું, કે મારા ઘણા ઘણા અનુભવો છતાં અનેક શહેરો, મનુષ્યો, રીતભાત, આબોહવા કાઉન્સિલો અને, રાજ્યવહીવટ જોયાં છતાં, એક પંજાબના રાયથી માંડીને એક રંકના ઝુંપડા સુધી મને પંજાબમાં જે જે ગુણ જોવાના મળ્યા છે, તેવા બીજે કહીં પણ નથી મળ્યા. મેં જોયું છે કે ગમે તે વર્ગના એક પંજાબીની સાથે વહેમ અથવા અશ્રદ્ધા વિના, માણસ માણસ સાથે કામ પાડે તેમ, કામ પાડી શકું. મેં જોયું છે કે એકંદર પંજાબી વફાદાર છે છતાં ખુશામતીઓ નથી, બહાદુર છે છતાં બડાશ હાંકનાર નથી, સાહસિક છતાં આકાશ પુષ્પો જોનારો નથી. આગળ વધનારો પણ નકામા આદર્શોની પાછળ લાગલો નથી, કે વસ્તુને મૂકીને છાયાને પકડનારો નથી. પંજાબના આ ગુણોવડે હિંદના પ્રાંતોમાં પંજાબ સર્વના કરતાં નાનો નહીં પણ વધારે સંમાનિત ગણાય છે. આ ગુણો એવા છે કે તેની સાથે, હવે જે સમય દૃષ્ટિ સમીપ જણાય છે, તેમાં મહા કીંમતી થઇ પડનાર હૃદયબળ જો જોડાશે, તો પંજાબ પ્રગતિ અને આબાદાનીમાં મોખરે વિરાજતો થઇ જશે."

આ ઉદ્‌ગારો સર માઇકલ ઓડવાયરના તા. ૭ મી એપ્રિલના એક જાહેર ભાષણમાંના છે—એટલે તે સમસ્ત હિંદમાં પળાયલી હડતાળને બીજે દિવસે, અને અમૃતસરની ખુનરેજીના તથા લાહોર અને અમૃતસરમાં નિર્દોષ નિઃશસ્ત્ર લોકો ઉપર ગોળા ચલાવવામાં આવી તેના ત્રણ દિવસ અગાઉ પ્રગટ થયા હતા. પોતે પ્રાંતમાંથી વદાય થવા ધારતા હતા તેની તુરત આગમજ મળેલી છેલ્લી કાઉન્સિલ મીટીંગમાં આપેલા ભાષણમાંના આ ઉદ્‌ગારો છે. પણ એ જ ભાષણમાં નીચેના શબ્દો પણ છેઃ—

"પણ આ પ્રાંતની સરકારે સંકલ્પ કરી રાખેલો છે કે જે જાહેર વ્યવસ્થા લડાઇ દરમિયાન પાકી રીતે રાખવામાં આવી હતી, તેનો ભંગ હવેના શાંતિના વખતમાં નહિ જ થાય. આથી લાહોર અને અમૃતસરમાં જે કેટલાક માણસો, પોતાનો ગમે તેવો હેતુ છતાં સરકાર વિરૂદ્ધ જાહેર લાગણી ઉશ્કેરવાનો ખુલ્લો પ્રયત્ન કરતા હતા, તેમની સામે હિંદરક્ષણના કાયદાને આધારે સરકાર પગલાં લઇ ચૂકી છે. જે બ્રિટીશ સરકારે વિદેશી શત્રુઓને રગદોળ્યા છે, અને આંતરિક બળવાને દાબી દીધા છે, તે સરકાર આવા ચળવળીઆઓને બિલકુલ ન ગણકારે તો ચાલે એમ હતું; પણ તેઓ અળગા રહીને જ જુવાન અને અજ્ઞાન માણસોને હોળીનું નાળિયેર બનાવે, તેમનું રક્ષણ કરવાની સરકારની ફરજ છે. આથી રાજકીય પ્રાંતના હીલચાલમાં ભાગ લેનારાઓને હું આ પ્રસંગે ચેતવણી આપું છું કે તેઓ જે જે સભાઓ ભરે, તેમાં જે જે શબ્દો બોલાય, અને તેની જે જે અસર થાય, તેને માટે તેઓ જ જોખમદાર ગણાશે. આટલી સરત રાખીને સરકારને જાહેર

**સભાઓ ભરવાના હક્ક ઉપર કોઇ પણ રીતે અંકુશ મૂકવાની ઇચ્છા નથી: પણ સૌ કોઈ** જાણે છે કે આવી સભા ભરનારાઓ યોગ્ય હેતુઓ માટે સભા ભરતા છતાં પણ વારંવાર ઉગ્ર ભાષણકર્તાઓને અટકાવવાનું હૃદયબળ અથવા તો વજન ધરાવતા હોતા નથી.

વળી એ પણ ઉઘાડી વાત છે કે થોડા ગણ્યાગાંઠયા તોફાની ચળવળીઆઓ આવી સભાઓમાં જે વિવેક અને વિચાર છોડીને ભાષણો કરે છે, તેથી વિચારશીલ અને વિવેકશીલ પુરૂષો પોતાની ઇજ્જત તરફ જોઇને આવી સભાઓમાં જતાં ખચકાય છે. એટલે અંકુશ નાંખનાર કોઇ પણ સાધન આ ઠેકાણે હોતું નથી, અથવા તેનો ઉપયોગ કરવામાં આવતો નથી. આથી જ મને આ ચેતવણી આપવાની જરૂર પડે છે અને તે વર્તમાન પત્રોમાં લખનારા તથા સભાઓમાં ભાષણ કરનારા સૌને હું આપું છું. હું પુછું છું કે બરોબર વિચાર કર્યા પછી તમે કહી શકશો ખરા કે આપણને જે સુધારા મળવાના છે તેને માટે આવશ્યક, શાંત, અને વિવેક યુક્ત વાતાવરણ આ છે? મને ખાત્રી છે કે એ નથી, અને જેઓ આ દૂષિત વાતાવરણ ઉત્પન્ન કરી રહ્યા છે તેઓ જે સુધારાઓના મોટા હીમાયતીઓ થવા માગે છે તે સુધારાના હડહડતા શત્રુ છે. સુભાગ્યે, તેઓ જેટલી ધાંધલ મચાવી રહ્યા છે, તેના પ્રમાણમાં તેઓનું વજન જુજ જ છે. તેઓના બોલવામાં પંજાબના અવાજનો પડઘો નથી પડતો.''

આ પછી તેઓ રોલૅટ ઍકટના નિર્દોષપણાની કથામાં ઉતર્યા હતા, અને સત્યથી વેગળી એવી તે કાયદાની ઓળખાણ આપી હતી; તેમણે જણાવ્યું હતું કે એ કાયદાથી પોલીસને આપખુદી રીતે પકડાપકડી કરવાના, જડતી લેવાના, અથવા લોકોની હિલચાલમાં આડે આવવાના બિલકુલ અધિકાર આપવામાં આવ્યા નથી. રોલૅટ ઍકટ જેમણે વાંચ્યો છે તે દરેક માણસ જાણે છે કે તે કાયદાથી આવા અધિકાર આપવામાં આવ્યા છે, અને લોકો બહુજ મક્કમ રીતે તેની સામે થયા, તે પણ આ કારણને લીધે જ. પણ સર માઈકલને રોલૅટ ઍકટનું કાલ્પનિક વર્ણન આપીનેજ સંતોષ વળે તેમ નહતું. તેમને તો છઠ્ઠી એપ્રિલે થયેલા પ્રજાની લાગણીના ભવ્ય પ્રકટન વિષે પોતાનો અભિપ્રાય આપવો હતો—જે પ્રકટન, તેમાંની ઉપવાસની ક્રિયાથી અર્ધધાર્મિક જેવું થઇ પડયું હતું. સર માઇકલે એ મહાપ્રસંગને આ પ્રમાણે હસી કહાડયો હતો:—"લાહોર અને અમૃતસરમાં રોલૅટ ઍકટની સામે હમણાંજ જે તુચ્છ વિરોધદર્શન થયાં છે, તે અજ્ઞાન અને ભોળા લોકો, જેમાંનો હજારે એક જણ પણ એ કાયદા વિષે કશું જાણતો નથી. તેવાને કેટલી સહેલાઇથી ભમાવી શકાય, એમ દર્શાવતાં ન હોત તો તેને કેવળ હસી કાઢી શકાત. જેઓ આવી રીતે લોકોને ભમાવવા માગે છે તેઓ એક ગંભીર જવાબદારી વ્હોરી લે છે. એવાઓને પ્રેસિડન્ટ વિલ્સનના એક પ્રસિદ્ધ વચનનું હું સ્મરણ કરાવીશ: ખૂબ હોશિયારી અને ખૂબ અપ્રમાણિકતાથી કેટલોક વખત સુધી તમામ લોકોને, અને હંમેશને માટે કેટલાક લોકોને તમે ભમાવી શકો, પણ તમામ લોકોને હંમેશને માટે નહીંજ ભમાવી શકો. જેઓ લોકોની બુદ્ધિના કરતાં અજ્ઞાનને વધારે ઉશ્કેરે છે તેઓની એક દિવસ બરોબર ખબર લેવાશે." હિંદુસ્તાનમાં કોઈ પણ બીજા પ્રાંતના હાકેમે લોકોને સાતમી એપ્રિલે આવી રીતે હસી કહાડયા નહતા. સર માઇકલ સિવાયના દરેક હાકેમને છઠ્ઠી એપ્રિલના રહસ્યની ઓછીવત્તી સમજ પડી હતી. પણ સર માઇકલનો તો જે લોકો પોતાના અભિપ્રાય પ્રમાણે લોકોની બુદ્ધિ

કરતાં આવેશ અને અજ્ઞાનને ઉશ્કેરતા હતા, તેમની બરોબર ખબર લેવાનો મનોરથ હતો. છતાં લોકોની બુદ્ધિને બદલે લગભગ હંમેશ અજ્ઞાન અને આવેશને સર માઈકેલ ઉશ્કેર્યાં. અને તેમ કરી લોકોને અને પોતાનાં વડા અધિકારીઓને ભમાવવાની ભારે જવાબદારી વ્હોરી લીધી, એમ હવે પછીનાં પાનાંઓમાં બતાવવાની દુઃખદ ફરજ અમારે માથે આવી પડી છે. "બરોબર ખબર લેવાનો" આ શબ્દોનો તેઓએ કેવો અર્થ કર્યો તે બતાવવાની પણ અમને દુઃખદ ફરજ પડી છે. વળી દશમી એપ્રિલે પણ તેમણે કેટલાક ઉદ્‌ગારો કહાડવાની સંધિ સાધી હતી. લાહોર અને અમૃતસરમાં બનેલી હકીકત વિષે સાંભળ્યા પછી તેજ રાત્રે તેઓએ મોન્ટગોમરી હોલમાં પોતાને માનપત્ર આપવાને ભેગા મળેલા પંજાબની લડાયક પ્રજાના પ્રતિનિધિઓ આગળ એક ભાષણ આપ્યું હતું. એસોશિએટેડ પ્રેસે આપ્યા પ્રમાણેનું આ તેમનું આખું ભાષણ છેઃ—

"આજની ધમાલ છતાં આજ રાત્રે આપણે અહિંઆં ભેગા મળી શકયા છીએ એ વિચારથી મને આનંદ થાય છે. આ અપ્રતિમ જલસામાં પંજાબની મુસલમાન શીખ અને હિંદુ લડાયક પ્રજાઓના આટલા બધા પ્રતિનિધિઓને મળવામાં હું મોટું માન સમજું છું. એ પ્રજાઓ પોતાના વંશ, ધર્મ અને સામાજિક રીતરિવાજોમાં ભિન્ન ભિન્ન હોવા છતાં, રાજનિષ્ઠા અને શૂરવીરતાના બે વજ્ર બંધોથી એક બીજાની સાથે અને બ્રિટિશ સરકારની સાથે બંધાએલી છે.

"રાજવહિવટની મુશ્કેલીઓ અને અશાંતિ તથા અરાજકતાથી શાંત અને વ્યવસ્થિત પ્રગતિમાં ક્ષોભ થતો અટકાવવા માટે પગલાં લેવાની જરૂર તમે સારી રીતે સમજો છો અરાજકતા અને રાજ્યવિપ્લવના ઉછાળાઓ સામે લોકોના જાનમાલનું રક્ષણ કરવા માટે પસાર કરવામાં આવેલો કાયદો એક નાની પણ ધાંધલીઆ ટોળીના સતત જૂઠાણાંને લીધે, જે લોકોને મહાસંકટના પ્રસંગોએ રક્ષણરૂપ કરવા ધાર્યો છે, તે તેમની સામે એક વિઘાતક હથિઆરરૂપ છે એમ ગયાં થોડાં અઠવાડિઆમાં બતાવવામાં આવ્યું છે એ તમે જાણો છો. મુખ્ય વાત તો વળી એ છે કે અરાજકતાના પ્રસંગો જો માટે નશીબે ઉભા થાય તોજ આ કાયદાનો અમલ કરવાનો છે. તમારામાંના જેમણે આ કાયદો વાંચ્યો છે અને સમજ્યા છો, તેઓને ખબર છે કે આ ચળવળ કેવી પાયા વિનાની છે. આ ચળવળને ઉશ્કેરી આપનારા લોકોના હેતુઓ કેવા છે તેનો સ્હેજ ખ્યાલ મુલતાનમાં થોડા દિવસ ઉપર બનેલા બનાવ ઉપરથી મળશે. આ પ્રસંગે રોલૅટ બિલની સામેના વિરોધને બ્હાને લડાઈ ઉપરથી પાછા ફરનારા શૂરવીર પંજાબી મુસલમાન, શીખ અને ગુરખા સિપાઈઓનું અપમાન કરવામાં આવ્યું હતું. જો કે આપણે જાણીએ છીએ કે એ અપમાન કરનારાઓમાં પોતામાં જરાએ શૂરાતન ન હતું અને પોતાના ઘરબારનું રક્ષણ કરનાર સિપાઈઓના શૂરાતન અને રાજનિષ્ઠાની બિલકુલ કદર નહતી. તેઓનો તે હેતુતો સરકારની ઉપર પ્રહાર કરવાનો અને નિમકહલાલ આદમીઓનું અપમાન કરવાનોજ છે. રાજનિષ્ઠ પુરૂષોએ તેમની દુષ્ટ પ્રવૃત્તિની સામે થવુંજ જોઇએ, અને તેઓ થશે. આ માટે હું તમને વિનંતિ કરૂં છું કે તમે જ્યાં જ્યાં તમારો વગ ચાલતો હોય ત્યાં ત્યાં આ કાયદામાં દેખાઇ આવતા સરકારના હેતુઓ અને રાજનીતિ સમજાવશો અને ગામડાંના અજ્ઞાન અને ભોળા લોકોને તથા શહેરના બજારમાં ભમતા બદમાશોને ભમાવવા માટે અને તેમને ગુન્હા કરવાને અને ખળભળાટ મચાવવાને ઉશ્કેરવા માટે જે જૂઠાણાંનો કોલાહલ કેટલેક ઠેકાણે મચી રહ્યો છે તેને ઉઘાડો પાડશો.

" આ ચળવળના નાયકોએ કહેવાતા સત્યાગ્રહના ધોરણે કામ લેવાનું જાહેર કરી શરૂઆત કરી તે ચળવળે હવે કેવું સ્વરૂપ લીધું છે ? શનિવારે મુલતાનમાં જે બન્યું તે તો તમે સાંભળ્યું. લાહોર અને અમૃતસરમાં રવિવારે કાયદાને માન આપી ચાલનારા નાગરિકો ઉપર દબાણ ચલાવવામાં આવ્યું હતું અને ભય બતાવવામાં આવ્યો હતો. અને મુંબઈમાં તો તેઓએ ખુલ્લી રીતે કાયદાનું અપમાન કરવાની શરૂઆત કરી દીધી છે. આ ચળવળને તુરતાતુરત અટકાવવામાં ન આવે તો વ્યવસ્થાનો ભંગ થશે અને લોહી રેડાશે. અમૃતસર અને લાહોરમાં આ પ્રમાણે બની ચૂક્યું છે, અને તેથી કાયદાને માન આપી ચાલનારા નાગરિકોના જાનમાલને જોખમ થનાર છે. સરકાર તમારી પાસેથી અને સર્વે રાજનિષ્ઠ નાગરિકો પાસેથી આશા રાખે છે, કે તમારા તથા તેઓના રાજકીય વિચાર ગમે તેવા હોય, તોપણ તમે સૌ આ જોખમ ભરેલી ચળવળને જાહેરમાં વખોડી કાઢવામાં તથા તેનો તુરત અંત આણવામાં સરકારની સાથે ભળશો. સરકારની સાથે આ અને આવીજ બીજી બાબતોમાં આવેલા તમારા સહકારની તમારી સુપ્રસિદ્ધ યુદ્ધસેવાના જેટલીજ કિંમત થશે અને કદર બુજાશે. "

" ઘડીકવાર માટે સમો બહુ કટોકટીનો આવ્યો છે, અને તમારા તથા સરકાર તરફથી તાત્કાલિક પગલાં લેવાની જરૂર છે. સરકાર બિલકુલ અચકાયા વિના પોતાની ફરજ બજાવશે, અને તમને તમારી ફરજ બજાવવામાં ટેકો આપશે. સરકાર કાયદાનો અમલ કર્યા વિના રહેનાર નથી, અને જો તેમ કરતાં લોહી રેડાય, તો તેની જવાબદારી જેઓ બીજાની પાસે કાયદો તોડાવે છે તેમના ઉપર પડશે. "

" જતાં જતાં આટલા છેવટના બે સલાહના બોલ હું આપને કહી જાઉં છું; અને મારી ખાતરી છે કે તમે તે મુજબ તરતજ પગલાં લેશો અને હું પ્રાંત છોડીને ચાલ્યો-જાઉં તે પહેલાં સાર્વજનિક વ્યવસ્થા પુનઃ સ્થાપવાને મને શક્તિમાન્ કરશો. સંકટનું વાદળ જો કે ગંભીર છે તોપણ બહુ મોટા ભાગમાં ફરી વળ્યું નથી, અને તમારી મદદથી તુરતજ તે વિખરી નાંખી શકાશે."

" જેમ લડાઈના સમયમાં તેમજ આંતરિક આપત્તિના સમયમાં પંજાબની શૂરવીર પ્રજાની પાસે કરેલી સાહાય્યની માગણી વ્યર્થ ગઈ નથી, એ વાતના સ્મરણથી મારી છાતી સદા ઉંચી આવ્યા કરશે. મને વિશ્વાસ છે કે તમારા પોતાના કાર્યથી તથા તમે જે રાજનિષ્ઠ અને બહાદુર લોકોના તરફથી અહીં ભેગા થયા છો તેમનાં કાર્યથી, થોડાંક અઠવાડીઆંમાં મને અને સરકારને એક વિશેષ ઉપકાર નીચે મૂકશો."

" હવે તો હું આપની વદાય લઈશ. પ્રાંત છોડતાં છોડતાં, તમે જે જે કર્યું છે, તેનાં સ્મરણ હું સાથે લઈ જાઉં છું. હું તમને ભૂલવાનો નથી, કે નથી તમારા કાર્યને કે તમારા હિતને ભૂલવાનો. "

આ ભાષણ શબ્દેશબ્દ અમે ઉતાર્યું છે, કારણ તેની ઉપર સ્હેજ નજર નાંખવાથી સર માઇકૅલ ઓડવારની મનોરચના જણાઇ આવે છે. પંજાબની લડાયક પ્રજાની આગળ એ ભાષણ આપવામાં આવ્યું હતું. લોકોની સામે તે પ્રજાને ઉશ્કેરતાં તેઓ અચકાયા નથી. તેમણે બનેલી હકીકતને ઉંધું—અવળું સ્વરૂપ આપ્યું છે: દાખલા તરીકે મુલતાનના લોકોના સિપાઇઓ પ્રત્યેના વર્તનની હકીકત. અમે એ બનાવ વિષે તપાસ કરી છે, અને

અમને જણાયું છે કે મુલતાનમાંથી પસાર થતા સિપાઈઓનું બિલકુલ અપમાન કરવામાં આવ્યું નથી. તેમણે જાણીજોઈને પોતાના શ્રોતાજનોને રોલૅટ ઍકટના કાર્યપ્રદેશનો ખોટો ખ્યાલ આપ્યો છે, અને પછી લોકોને શિક્ષા કરવાની ધમકી બલ્કે રાજકીય ચળવળમાં ભાગ લેવા માટે શિક્ષા કરવાની ધમકી આપી છે.

હવે અમે સર માઇકૅલ ઓડવારના અમલની ટૂંકી રેખા આપી, તેમણે પ્રજાના દરેક વર્ગને પોતાનાથી કેવી રીતે અળગા કર્યા, તથા સામાન્ય વર્ગ ઉપર કેળવાયલા વર્ગનું વજન કેવી રીતે ઓછું કર્યું તે બતાવીશું.

પંજાબના લેફ્ટેન્ટ ગવર્નરની જગાએ તેઓ સને ૧૯૧૩ માં આવ્યા, તે પહેલાં પંજાબનો તેઓને પુષ્કળ અનુભવ હતો. સુધારા માટેની દરખાસ્તોનો તિરસ્કારયુક્ત ઉલ્લેખ કરીને તેમણે પોતાના અમલને યશસ્વી કર્યો હતો. પોતાની નીમણુક પછી આપવામાં આવેલા એક માનપત્રના જવાબમાં તેઓ બોલ્યા હતાઃ " આ પ્રાંતનો મેં જે ટૂંક સમય અમલ કર્યો છે તે દરમિયાન, મારે રાજ્યવહીવટ કેમ ચલાવવો જોઈએ તે બાબત, તથા લોકોની અભિલાષાઓ પૂરી પાડવાને, સ્વરાજ્યની હીલચાલને આગળ વધારવાને, તથા કાયદાનો અમલ કરવાનાં અને ન્યાય આપવાનાં કાર્ય છૂટાં પાડવા બાબત, તેમજ રાજનીતિની બીજી બાબતો વિષે મારે શું શું કરવું જોઈએ તે બાબત મને ઘણી ઉત્તમ અને શુભ હેતુની સૂચનાઓ મળી છે. વ્યવહારને બાજુએ રાખીને કરવામાં આવતી આવા પ્રકારની સિદ્ધાન્તની વાતોની કાંઈ કીંમત નથી એમ નથી; પણ રાજ્યવહીવટ કરનારાઓની ફરજ વિષે ભાર મૂકવામાં આવે છે તેની સાથે, નાગરિકો તરીકે અને પ્રજા તરીકે લોકોની ફરજ ઉપર પણ થોડો ભાર મૂકવામાં આવતો હોત તો તેની કીંમત કાંઈક વધત. જાનમાલનું રક્ષણ કરવાની સરકારની જે પ્રથમ ફરજ છે તે વધારે દક્ષતાથી સરકાર કેમ અદા કરી શકે તે બાબત, તથા સમાજ તરફની ફરજનું ભાન લોકોમાં કેવી રીતે જાગૃત કરી શકાય તે બાબત, કોઈ પણ વ્યાવહારિક સૂચના કરવામાં આવી હોત અને આવે, તો મેં તેને વધાવી લીધા હોત અને વધાવી લઉં. રાજનીતિના બીજા પ્રશ્નો એ બે આગળ મારા વિચાર પ્રમાણે ગૌણ છે, અને એ બે ફરજો યોગ્ય રીતે અદા થાય નહીં ત્યાં સુધી તે પ્રશ્નોને ઉંચા રાખવા જોઈએ. " આ રીતે તેમણે પોતાના શ્રોતાજનોને ચેતવણી આપી દીધી, કે દેશની પ્રગતિને માટે જે સુધારાઓ તેઓ મહત્ત્વના સમજતા હતા તે તો અવ્યાવહારિક કલ્પનામાત્ર છે; અને લોકોની પાસે તેઓ તો જાનમાલનું રક્ષણ કરવામાં અને સમાજ પ્રત્યેના કર્તવ્યનું ભાન લોકોમાં જાગૃત કરવામાં મદદની અપેક્ષા રાખતા હતા. સહજ કોઈને એવો ખ્યાલ આવ્યા વિના ન રહે કે જાનમાલનો ઠીક ઠીક સંરક્ષિતજ છે, અને આ સંરક્ષિતપણું જ બ્રિટિશ રાજ્યનું એક મહાકાર્ય ગણાતું આવ્યું છે, તથા તેમના શ્રોતાજનોએ પ્રકટ કરેલી સુધારા માટેની અભિલાષા એજ સમાજ પ્રત્યેનું તેમનું કર્તવ્યભાન બતાવે છે. આજ ભાષણમાં એમણે દેશી વર્તમાનપત્રોને પણ એક મ્હોટો ઉપદેશ આપ્યો; અને ત્યાર પછી પ્રેસ એકટ મુજબ તેમણે તુરત પગલાં લીધાં. કેટલાંક દેશી વર્તમાનપત્રો પાસે જામીનગીરી માગવામાં આવી, અને કેટલાંકની જામીનગીરી જપ્ત કરવામાં આવી. એક મહિના પછી સ્થાનિક ધારાસભાના પ્રમુખ તરીકેના પોતાના પહેલાજ ભાષણમાં વર્તમાનપત્રોને પોતે બીજી ચેતવણી આપીઃ— "અત્યાર સુધી લેવામાં આવેલાં પગલાંની ધારેલી અસર નહિં થશે, તો અવસ્થા-ભંગ

તથા સરકાર–દ્વેષ ઉત્પન્ન કરીને કાયદાનો ભંગ કરનાર વ્યક્તિઓના સામે સરકાર જેમ કામ લે છે, તેવીજ રીતે અપરાધી વર્તમાનપત્રો સાથે કામ લેશે; અને જામીનગીરી લેવા અને જપ્ત કરવા ઉપરાંત જેટલાં પગલાં કાયદા મુજબ લઇ શકાય તેટલાં તેમની સામે લેવામાં આવશે." આ ચેતવણી આપ્યા પછી વળી વર્તમાનપત્રો પ્રત્યે તેમણે વધારે કડક ધોરણ આદર્યું હતું; જો કે એના એજ ભાષણમાં તેમણે પ્રાંતમાં પથરાયલી શાંતિ વિષે આ પ્રમાણે ઉદ્દગાર કાઢયા હતા. "અત્યાર સુધીમાં જે સુંદર પરિણામ આવ્યાં છે તે અન્યોન્ય વિશ્વાસને લીધે અને અમલદારો અને લોકો વચ્ચે પ્રવર્તતો મેળ જે આ પ્રાંતનું એક મુખ્ય લક્ષણ થઈ પડયું છે તેને લીધેજ આવ્યાં છે." છ મહિના પછી પ્રાંત–માં એકિઝકયુટિવ કાઉન્સિલ સ્થાપવા વિષેની દરખાસ્ત વિષે પોતાના વિચાર પ્રગટ કરવાની તેમણે તક સાધી. તા. ૧૩મી એપ્રિલ ૧૯૧૪ને દિને તેમણે આ નિર્દોષ દરખાસ્તનો આ પ્રમાણે નિકાલ કર્યો. "આ દરખાસ્તથી હું તો અચંબો પામ્યો છું. આ પ્રાંતમાં તો લોકોને પ્રથમથીજ લેફ્ટેનન્ટ ગવર્નરને પ્રાંતના કુલ કર્તાહર્તા તરીકે તથા પ્રાંતના અમલ માટે કુલ જવાબદારીવાળા તરીકે માનવાની પ્રથા પડેલી છે. અને આજ પ્રથા નીચે પ્રાંત એટલો બધો તો વધ્યો છે અને આબાદ થયો છે, કે તે બીજા કોઈ પણ પ્રાંત અથવા ઈલાકા સાથે સરખામણી કરી શકે તેમ છે. એકિઝકયુટિવ કાઉન્સિલની વાત વિચારવા જેવી પણ ત્યારેજ ગણી શકાય, કે જ્યારે પ્રાંતના હાલના અમલમાં કાઇ ખામીઓ છે, અને એકિઝકયુટિવ કાઉન્સિલ દાખલ કરવાથી તે ખામીઓ દૂર થશે એમ સાબિત થાય." આ પછી જેઓ તેમને માન આપવા આવ્યા હતા, તેમનું તેમણે (સપની) નીચેના ભાવાર્થની કડી ટાંકી બતાવીને અપમાન કર્યું હતું:—

**'છોડો રાજ્યપ્રથાના ચર્ચા, મૂર્ખાની એ વઢવાડો.'**

પાંચ મહિના પછી લડાઇ જાગી, અને જે ડિફેન્સ ઑવ્ ઇન્ડિયા ઍકટ પસાર કરવામાં સર માઇકેલે ઠીકઠીક ભાગ લીધો હતો તેના અમલનો પંજાબીઓને સારી પેઠે સ્વાદ મળ્યો. તેમણે કેટલો ભાગ લીધો હતો તથા કાયદાનો અમલ કરવાની સામાન્ય રીતને અને કાયદામાં રાખવામાં આવેલા બચાવોને ઉંચા મૂકી તેઓને કેવા કેવા અધિકારો જોઇતા હતા તેનો ખ્યાલ, વડી સરકારે પાછળથી બહાલ રાખેલી તેમની નીચેની ભલામણ ઉપરથી જણાશે, (સિડીશન (રાજદ્રોહ) કમિટીના રિપૉર્ટમાંથી અમે એ ઉતારીએ છીએ.)

"લેફ્ટેનંટ ગવર્નરનો એવો અભિપ્રાય હતો, કે જે રાજ્ય ઉંધું વાળનારાઓ તથા બીજા રાજદ્રોહીઓ કે જેઓ ગુન્હો કરતાં અથવા કંઇક ધાંધલ મચાવવાનો પ્રયત્ન કરતા પકડાયા હોય અથવા પકડવામાં આવે, તેમની ઉપર ચાલતા મુકદ્દમાઓ, તેમના વકીલોની હોશીઆરીથી લંબાવવા દેવા; તથા ફોજદારી કાયદામાં ઠરાવ્યા પ્રમાણે કમિટ કરવાની અને અપીલ કરવાની રીતને લીધે અસાધારણ મુદત સુધી લંબાવા દેવા એ હાલના વખતમાં ઇચ્છવાજોગ નથી. તેઓ નામદારે આ કારણથી નીચે મુજબના ઠરાવોવાળો કાયદાનો ખરડો મંજુર થવા માટે રજુ કર્યો હતો: (૧) રાજકીય અને અર્ધ રાજકીય સ્વરૂપના ગુન્હાઓને પ્રસંગે કમિટ કરવાની રીત મોકૂફ રાખવી; (૨) આવા મુકદ્દમાઓમાં અપીલ-નો હક રદ કરવો; (૩) ઉપર કહેલા ગુન્હા કરનારા લોકો પાસેથી સામાન્ય કાયદામાં ઠરાવેલી રીતના કરતાં વધારે ટૂંકી રીતે જામીનગીરી લેવાનો ઠરાવ કરવો. સાગરીત બનારા

તથા તેમને આશ્રય આપનારા ગામ અમલદારોને તુરત સજા આપવાના તથા તેમ કરનારા ગામના લોકોને ઓળી કાઢવાના ઠરાવ કરવા.”

ડિફેન્સ ઓવ્ ઇન્ડિયા ઍક્ટ મુજબ આપવામાં આવેલા અધિકારનો તેમણે શ્રીયુત તિલક અને પાલને પોતાના પ્રાંતમાં દાખલ થતાં અટકાવી દુરુપયોગ કર્યો. સેંકડો સ્થાનિક આદમીઓને જૂજ કારણે અથવા બિલકુલ કારણ વિના તેમણે સ્થાનબદ્ધ કર્યા. તેમણે દેશી ભાષાનાં વર્તમાનપત્રોને મોઢે તાળું દીધું. પંજાબની બહારથી પ્રસિદ્ધ થતાં રાષ્ટ્રીય વર્તમાનપત્રો—જેવાં કે ‘ન્યુ ઇન્ડિયા’ ‘અમૃત બઝાર પત્રિકા’, ‘ઇન્ડિપેન્ડન્ટ’,—ને પ્રાંતમાં વ્હેંચાતાં બંધ કીધાં. અગાઉથી તપાસાતાં દેશી ભાષાનાં વર્તમાનપત્રોને પણ તેમણે વ્હેંચાતાં બંધ કર્યાં, અને એવી સ્થિતિ ઉત્પન્ન કરી કે જેથી પ્રાંતના લોકોને સ્વતંત્ર વિચારોની આપ લે કરવાનું, અથવા વર્તમાનપત્રોમાં પોતાની ફરિયાદોની ચર્ચા કરવાનું લગભગ અશક્ય થઇ પડ્યું. અને આવી રીતે સ્વતંત્ર ભાષણ અને લખાણ અટકાવીને સર માઇકેલ પોતાની જાતને મનાવવા લાગ્યા, તથા બીજાઓને એવો ખ્યાલ આપવા લાગ્યા કે પંજાબના લોકો તો પોતાના અમલમાં બીજા સૌના અમલ કરતાં વધારે સુખી છે.

રાજકીય અભિલાષાઓને દાબી દેવા માટે તેમણે કેવળ અસાધારણ પ્રસંગે અમલમાં મૂકવાના કાયદાનો દુરુપયોગ કર્યો, એટલુંજ નહિં પણ તેમણે હાકેમ તરીકેના પોતાના પદનો પણ, લોકનાયકોને પોતાની સામે હાજરી આપવાનો હુકમ કરી, ધમકી દઇ, અને ચેતવણી આપી, દુરુપયોગ કર્યો, લાલા દુનીચંદ જેઓએ લાંબી મુદ્દતની અખંડ લોકસેવા બજાવી છે તેમને સર માઇકેલ ઓડવાયરના અમલના આ ભાગનો જાતિ અનુભવ થયો હતો. અમને રજુ કરેલી જુબાનીમાં તેઓ નીચે પ્રમાણે જણાવે છેઃ—

“ઇન્ડિયન એસોશિએશનના સેક્રેટરી તરીકે મારે જાહેર સભાઓ બોલવવી પડતી, અને સભાની નોટીસ કાઢવા પછી સરકારના ચિફ સેક્રેટરી તરફથી લાહોરના કમિશનર તરફથી મને બોલાવવામાં આવતો. અને હંમેશાં તેઓ સભા ભરવાના કામમાં એવી એવી તો અડચણ ઉભી કરતા કે મારી જગ્યાએ બીજા ઘણાઓએ લાહોરમાં સભા ભરવાનું પડતુંજ મૂક્યું હોત. ચીફ સેક્રેટરી અને કમિશનરે, હું માનું છું કે સર માઇકેલ ઓડવાયર તરફથી, અનેક વાર પ્રાંતની બહારના કયા માણસોને ભાષણ કરવા માટે બોલાવવા અને કયાને ન બોલાવવા તે બાબત સૂચના આપી હતી.”

“એટલુંજ નહિં પણ જ્યારે લાહોરમાં ભરાએલી ગઇ પ્રાન્તિક પરિષદ્માં પંજાબની ધારાસભાના કેટલાક સભ્યોએ હાજરી આપી, ત્યારે તેઓને ચીફ સેક્રેટરીએ બોલાવી એવા તો સખ્ત લીધા હતા, કે બ્રેડલૉ હોલમાં ભરાનારી બીજી કોઇ પણ સભામાં હાજર થવાની તેઓ કદી હિંમત કરે નહિં.”

સને ૧૯૧૭માં વડી ધારાસભાના ૧૯ સભ્યોએ સુધારા વિષેની દરખાસ્તોવાળી પોતાની પ્રસિદ્ધ યાદી બહાર પાડી. તેમની યોજનાને પસંદગી આપવા માટે એક સભા ભરવામાં આવી. સભા ભરવાની જાહેરખબરના ઉપર સહી કરનારાઓમાંના ચાર જણ પંજાબના હતા. સર માઇકેલે તેમને બોલાવી મંગાવ્યા અને સ્વતંત્ર વિચાર ધરાવવા માટે તથા જાહેરખબર ઉપર સહી કરવા માટે તેમને સખ્ત ઠપકો આપ્યો. આ પછી કૅાંગ્રેસ—

લીગની યોજના બહાર પડી અને તેમણે પંજાબને તેનાથી અળગો રાખવાના દરેક ઉપાય લીધા; તેમ જ હિંદુ અને મુસલમાનો વચ્ચે ખરા દિલનો એખલાસ ઉત્પન્ન કરવાના પ્રયાસને નીચો પાડવાની દરેક તક સાધી સામ્રાજ્ય માં કાયદેસર અને શાંતિભર્યા ઉપાયોથી સ્વરાજ્ય મેળવવાના ઉદ્દેશવાળી મિસિસ બેસન્ટ અને શ્રીયુત તિલકની હોમરૂલની હિલચાલની તેમણે અત્યાચારના ઉપાયોથી બ્રિટિશ સંબંધ તોડવાના સ્પષ્ટ ઉદ્દેશવાળી 'ઘદર'ની હિલચાલની સાથે સરખામણી કરી, તેમ જ જર્મન મદદ મેળવી ઇસ્લામી રાજ્ય સ્થાપવાના ગાંડા મનોરથો સેવી અનેક ઘરબારને તારાજ કરનારા નૈર્ઋત્ય પંજાબના ગાંડા લોકોની હિલચાલ સાથે પણ સરખામણી કરી; અને આમ કરીને મુખ્ય મુદ્દા ઉપર ધૂળ નાંખી. 'ઘદર'ની હિલચાલને તો તેણે નિર્દય રીતે, અને અમને ધાસ્તી છે કે સેંકડો નિર્દોષ આદમીઓ ઉપર અન્યાય કરીને દાબી દીધી. અને ૧૯૧૫ માં નૈર્ઋત્ય પંજાબના નિરાધાર ગામોમાં થતી લુંટફાટને આરંભમાં તેમણે અનાજ પાણી માટે થતા દંગાઓ ગણી કાઢી લોકોની સાથે દિલસોજી બતાવી અને ચાંપતા ઉપાયો ત્યારે જ લીધા કે જ્યારે તેને એમ લાગ્યું કે હવે તો તેમ કર્યા સિવાય છુટકો નથી, અને લુંટફાટો એવી તો ગંભીર થતી જાય છે કે કદાચ રંગરૂટો ઉભા કરવાનું કામ પણ જોખમમાં આવે.

સને ૧૯૧૭ના સપ્ટેંબર મહિનાની ૧૩મી તારીખે માનનીય મિયાં મહમદ શફીએ વડી ધારાસભામાં એવો ઠરાવ રજુ કર્યો કે પંજાબની કાયદા ઘડવાની અને અમલ બજાવવાની પ્રથા બિહાર અને ઓરિસાના પ્રાંતની પ્રથાના જેવી કરવી. આ નરમ ઠરાવની સામે કોઇ પણ ઠેકાણેથી વિરોધ કરવામાં ન આવ્યો. સર માઇકલ ઓડવાયર પોતે પણ તેની તરફેણમાં બોલવા ઉભા થયા; પણ તેમણે કેળવાયલા વર્ગની વગોવણીવાળાં વચનો એક ભાષણમાં ઠાલવી સૌને એવા તો દિંગ કરી દીધા, કે આખરે માનનીય પંડિત મદનમોહન તે વધુ સાંખી ન શક્યા, અને વચ્ચે ઉભા થઇ તેમની પાસે માફી મંગાવવાની માગણી કરી, અને વાઇસરૉયના હુકમથી તેઓને માફી માગવી પડી. નામદાર વાઇસરૉયને સર માઇકલના વિચારોથી જૂદા પડવાની પોતાની ફરજ જણાઇ. સર માઇકલના તે ભાષણમાંથી અમે કેટલાક ઉતારા નીચે આપીએ છીએ:—

"મારા પોતાના પ્રાંત વિષે બોલતાં મારે કહેવું જોઇએ કે હું સત્વર પ્રગતિને વધાવી લઉં એમ છું, તોપણ મને લાગે છે કે મીલે સ્વરાજ્યને માટે જે ત્રણ શરતો આવશ્યક ગણી છે તે મારો પ્રાંત ઘણાં વર્ષો સુધી પુરી પાડી શકે એમ નથી." વળી તેઓ બોલ્યા હતા: "જેઓ હિંદુસ્થાનની રાજનિષ્ઠા ઉપરથી અને હિંદીઓએ અને હિંદી લશ્કરે—જે મુખ્યત્વે કરીને પંજાબી લશ્કર જ છે તે—આપેલા ભોગ ઉપરથી રાજકીય હક્કોનો દાવો કરવાનો શોખ ધરાવે છે, તેઓ શહેનશાહ માટેની તેમની વફાદારી અને જે પ્રાંત વધારેમાં વધારે ભોગ આપી રહ્યો છે તેને માટેની પોતાની દિલસોજી ભાષણોમાં—ગમે તેવાં જબરાં ભાષણોમાં—બતાવવા કરતાં કોઇ વ્યાવહારિક સ્વરૂપમાં—દાખલા તરીકે બીજા પ્રાંતોમાં રંગરૂટો ઉભા કરવામાં અંગત મદદ આપીને—બતાવતા હોય તો અમને બહુ આનંદ થાય."

એજ ભાષણમાંથી આ એક બીજો ઉતારો સર માઇકલને શિક્ષિત વર્ગ માટે તલભાર કદર ન્હોતી એમ બતાવી આપશે! "હાલના સમયમાં જ્યારે રાજકીય બુમરાણોથી આપણા કાન બ્હેરા થઇ જવા બેઠા છે, અને રાજકીય ઉદ્ઘોષણાઓની રેલમછેલમાં

આપણે તણાઇ જવા બેઠા છીએ, ત્યારે કોઈ કોઈ ઘડીએ શહેરી જૂઠાણાં અને પ્રપંચો તજી ગામડાંઓમાં જઇને આપણાં મનને સ્વચ્છ કરીએ, અને પંડ સાથે વિચાર કરી જોઇએ તો ઠીક, કે જે માણસ સવારથી સાંજ સુધી ખેતરમાં ઢેફાં ઉખેડવામાં પરસેવાનાં ટીપાં પાડે છે અને જેની જીંદગી એક મોસમ જઇને બીજી આવે ત્યાં સુધી આકાશ ઉપર તકાસવામાં જ સમાઈ રહેલી છે તેવા ખેડુતને આ બધા બકવાદથી શો લાભ થવાનો છે.”

આ ભાષણનો ધ્વનિ તો સ્પષ્ટ જ છે. શિક્ષિત વર્ગોને કરેલા આ ધ્વનિત અપમાન માટે જ એમને માફી માગવી પડી હતી. કોઇ માણસ માફી માગે એટલે તેનો અર્થ એમ જ થાય, કે જે કાર્ય કે ભાષણ માટે તેણે માફી માગી હોય તે કાર્ય તે ફરીથી કરે નહીં. પણ સર માઇકેલની માફી તેવી નહતી. એ જ વર્ષના અકટોબર મહિનાની ૩૦ મી તારીખે એટલે આ માફી માગ્યાને લગભગ એક મહિના પછી નીચેનું ભાષણ આપીને એ માફીની ઉપર તેમણે લગભગ પાણી ફેરવ્યું.

“ વડી ધારાસભામાં મેં ગયે મહિને એક ભાષણ આપ્યું તેમાં પંજાબની સ્તુત્ય યુદ્ધસેવા મેં એટલો બધો ભાર મૂકીને વર્ણવી હતી કે કેટલાકને, તે ભાષણમાં, લડાઈ દરમિયાન પોતાના પ્રાંતમાં પોતે કરેલા કામ સાથે આડકતરી રીતે સરખામણી થતી લાગવાથી તે વધારા પડતું લાગ્યું હતું. હું તો હજી મારી દલીલને વળગી જ રહું છું, કે માણસો, ધન અને બીજી સામગ્રી પૂરી પાડી સામ્રાજ્યની પંજાબે જે રાજનિષ્ઠાભરી સેવા બજાવી છે, તે બીજા પ્રાંતોની સરખામણીમાં ખાસ દીપી નીકળે એવી છે, અને સરકાર તેથી પંજાબની ખાસ ઋણી બની છે. વળી મારો બીજો એક મુદ્દો હું અહીં વધારે આગ્રહપૂર્વક પ્રકટ રીતે કહું છું: તે એ કે લડાયક વર્ગને જ વધારેમાં વધારે ભોગ આપવો પડયો છે, એટલે તે વર્ગની સેવા સરકાર સૌથી પ્રથમ ધ્યાનમાં લે છે, અને કહેવાતા રાજ્યકીય હક્કો બીજા વર્ગના કરતાં તેમને ઓછા લાભકારક થનારા હોવાથી તેમને જે અનુકૂળ પડે અને ઇષ્ટ લાગે તેવા લાભો શોધીને જ આપણે તેમની સેવાની કદર બુજી શકીશું અને બદલો વાળી શકીશું.”

સર માઇકેલના પ્રથમ ભાષણની આ શોધિત વર્દ્ધિત આવૃત્તિમાં એમના અપરાધનું પુનરાવર્તન થાય છે, અને વધારે કડવા રૂપમાં પુનરાવર્તન થાય છે. પોતાને કાંઇક ફરિયાદ કરવાની હોય તેમ અસલના વિષય ઉપર પોતે પાછા આવે છે, અને જે વસ્તુ કેવળ નિર્વિવાદ છે તેને—એટલે કે પંજાબની સેવા સર્વોપરિ હતી તે વસ્તુને—સિદ્ધ કરવા માટે ખરી હકીકતમાં રંગ પૂરે છે. લડાયક વર્ગને બીજા વર્ગથી તેઓ અળગા પાડે છે, રાજ્કીય હક્કો મેળવવાનો અભિલાષ તેમને નથી એવો આરોપ મૂકી તેમનું અપમાન કરે છે, વિશેષ લાભો આપીને તેમની સેવાની કદર કરવાની આશાઓ આપી બીજા વર્ગનો સમાગમ તેમને છોડાવવાનો પ્રયત્ન કરે છે. ઉપર જે અમે ઉતારો આપ્યો છે તેમાં શિક્ષિત વર્ગ પ્રતિ તેમનો તિરસ્કાર, અને તેમને રાજ્કીય અધિકારમાંથી બાતલ રાખવાની તેમની વૃત્તિ સ્પષ્ટ તરી આવે છે.

પણ શિક્ષિતવર્ગ પ્રતિ તેમનો અણગમો સૌથી વધારે સ્પષ્ટ રીતે તો, હિંદુસ્થાનની સરકારના તા. ૫મી માર્ચ ૧૯૧૯ના ડિસ્પેચ ( પેગામ )ની સાથે પ્રગટ થયેલા, સુધારાઓ

વિષે તેમના અભિપ્રાયમાં જ જણાઇ આવે છે, શિક્ષિત વર્ગોએ સમસ્ત હિંદ માટે કહેલી માગણીનું વર્ણન કરતાં તેઓ કહે છે: "જો એટલું સ્પષ્ટ હોય કે આ માગણીઓ જેઓ માલમિલકતવાળા હોઇ જેમને કાંઈ ખોવાનું છે એવા લોકોના તરફથી નહીં, પણ જેમને 'ગામમાં ઘર નહીં, અને સીમમાં ખેતર નહીં' એવા, સ્વાર્થ વિના ભાગ્યે જ વાત કરનારા, અને સ્વાભાવિક રીતે માનમરતબાના અને સત્તાના ભૂખ્યા એવા એક નાનકડા વર્ગ તરફથી કરવામાં આવે છે, તો જેમનું હિત સંભાળવાનું આપણને સોંપાયલું છે તેમનો વિશ્વાસભંગ આપણે ત્યારે જ ન કરીશું કે જ્યારે આપણે મુત્સદ્દી વર્ગના ગમે તેટલા ત્રાસદાયી અને હઠભર્યા પોકારની અવગણના કરી આ મૂંગા જનસમૂહોના હિત ઉપર જ લક્ષ રાખીશું. અહીં બર્કે આપેલી ચેતવણી કહી સંભળાવાની હું રજા લઇશ: 'ફ્ર્ન નીચે બેસીને પાંચ પંદર તીડો પોતાના ગણગણાટથી ખેતરને ગજાવી મૂકે, અને તે દરમ્યાન બ્રિટિશ ઓકની છાયા તળે વિશ્રાંતિ લેતાં હજારો ઢોરો શાંતિથી વાગોળતાં હોય તેથી બાપુ, એમ ન સમજશો કે જે અવાજ કરી રહ્યાં છે તે જ માત્ર તે ખેતરનાં વસનારાં છે."

આ ઉતારામાં સમાયલા ઘોર અપમાન વિષે કાંઇ બોલવાની ભાગ્યે જ જરૂર છે. ખરી વસ્તુસ્થિતિ સામે આંખો બંધ કરીને, એજ નોંધમાં તેઓ બતાવવાનો પ્રયત્ન કરે છે કે શિક્ષિત વર્ગની વચ્ચે કશું સરખાપણું નથી, અને અશિક્ષિત વર્ગ શિક્ષિત નેતાઓની સાથે પોતાને કશી લેવા દેવા નથી એમ વર્તવા લાગ્યા છે. મિસિઝ બેસંટ, શ્રીયુત ટિળક, મિ. જીન્ના, પંડિત માલવીયજી, અને મહમુદાબાદના રાજાસાહેબના સ્વરાજ્ય માટેના પ્રયાસોને તેઓ નીચા પાડે છે. તેઓ બ્રાહ્મણેતર હીલચાલને મોટી કરી ભયંકર રૂપે બતાવે છે. ઑલ ઇંડિયા મોસ્લેમ લીગને એક તુચ્છ સંસ્થા ગણી કાઢે છે, શ્રીયુત ટિળક અને પાલની સામે પોતે કાઢેલા હુકમો છતાં પંજાબમાં થયેલી જાગૃતિથી પોતાને દુઃખ લગાડે છે, અને વણમાગ્યો ઉપદેશ દે છે કે ખરી ઉન્નતિ રાજકીય વર્ગની જ ઉન્નતિ નહિં પણ સમસ્ત હિંદના લોકોની ઉન્નતિ છે, અને પોતાની નોંધના એ ભાગનો આ પ્રમાણે ઉપસંહાર કરે છે! "આ તત્ત્વની ઉપર ભાર મૂકવાની મને જરૂર લાગી, કારણ કે હિંદુસ્થાન સરકારે કરેલી સૂચનાઓમાં એ તત્ત્વનો યોગ્ય સ્વીકાર થયેલો હું જોતો નથી. કદાચ એ માની લેવામાં આવ્યું હોય એમ બને. પણ આવી ગંભીર જવાબદારીને અપ્રકટ રાખવી જોઇતી નથી. એને અપ્રકટ રાખવામાં આવે તો આ સૂચનાઓનો અર્થ એવો જ નીકળે કે ખાસ વિચારવાનો પ્રશ્ન તો માત્ર એ જ છે કે શિક્ષિત વર્ગના અમુક ભાગની અભિલાષાઓ શી રીતે સંતોષવી. આ વર્ગ બેશક અશિક્ષિત વર્ગના પ્રતિનિધિ હોવાનો દાવો કરે છે, પણ ગયા થોડા મહિનામાં જે કાંઇ જાણવામાં આવ્યું છે, તેથી હવે ભાગ્યે એ દાવાનું પોકળપણું ઉઘાડું પાડવાની જરૂર રહે છે. નિત્યના વ્યવહારની કોઇ પણ બાબત લો—ધાર્મિક બખેડા, સામાજિક તડાંઓ, લશ્કર માટે અથવા હિંદસંરક્ષણ માટે રંગરૂટો ઉભા કરવાનું—અને કહો કે કઇ બાબતમાં મુત્સદ્દી વર્ગ ખપ લાગે છે? એ બખેડા સમાવવાની, તડાંઓ જોડી દેવાની કે રંગરૂટો ઉભા કરવાની વાત આવે છે કે એ વર્ગ તો સામાન્ય રીતે ખરી જાય છે. લોકોની ઉપર એ લોકોનો જરાયે પ્રભાવ પડતો નથી, છતાં અયુક્ત અને દ્વેષયુક્ત સલાહ આપીને તેઓ મુશ્કેલીમાં વધારો તો કરી શકે છે ખરા, અને કેટલીકવાર કરે પણ છે. સ્વરાજ્યની દલીલ તરીકે વારંવાર એક એ વાત કહેવામાં

આવે છે કે દેશી રાજ્યોમાં ધાર્મિક બખેડાઓ થતા નથી. આમ હોવાનાં ઘણાં કારણો છે, પણ મુખ્ય કારણ તો એ છે કે ત્યાં ધંધાદારી મુત્સદ્દીઓ છે જ નહિં, અને જો હોય છે તો તેમને વચ્ચે પડવા દેવામાં આવતા નથી. મારી જાણમાંહેલો દેશી રાજ્યમાં થયેલો એક તાજો અને ગંભીર બખેડો–ભોપાળમાં થયેલો સુન્ની અને શિઆનો ઝગડો–પોતાને પંકાવવાને ઉત્સુક એવા મુંબઇથી આવેલા એક વકીલની દરમ્યાનગિરીથી જ મ્હોટે ભાગે જાગ્યો હતો. પંજાબમાં જાતો જાતો વચ્ચે ઘણી વાર ખૂબ કડવાશ પેદા થાય છે પણ કાંઇ બખેડો કે લોહીલોહાણ થવા પામતાં નથી, તેનું કારણ એ જ છે કે સ્થાનિક અધિકારીઓ, ઝગડો શાંત પાડવામાં કોની મદદ ઉપર આધાર રાખવો તે સમજે છે–એટલે કે તે મુસદ્દી વર્ગની નહીં, પણ સ્થાનિક લાગવગ ધરાવનારા શાંત પુરુષોની."

મુત્સદ્દી વર્ગ વ્યાવહારિક રીતે બિલકુલ નિરુપયોગી વર્ગ છે, એમ સિદ્ધાન્ત સમસ્ત હિંદુસ્થાન વિષે સાબીત કરવાનો સર માઇકેલ અહીં પ્રયત્ન કરી રહ્યા છે.

સર માઇકેલ અને શિક્ષિતવર્ગ વિષે આટલું બસ થશે. પણ શિક્ષિત સિવાયનો વર્ગ પોતાને વ્હાલો છે એવો દાવો કરતાં છતાં, તે વર્ગનાં મન પણ તેમણે લશ્કર ભરતી કરવાની અને લડાઇ માટે નાણાં ઉઘરાવવાની પોતાની રીતથી, પોતાનાથી તથા સરકારની વિરૂદ્ધ ઉંચાં કીધાં. પણ આ બાબતમાં ઉતરવાની અમારી ફરજ માનતાં અમને કાંઇ થોડો સંકોચ થતો નથી. લડાઇ દરમિયાન લશ્કરભરતી ઝપાટાબંધ ચલાવવાની તથા નાણાં ઉભાં કરવાની જરૂર અમે સમજીએ છીએ. વળી અમે એમ પણ સમજીએ છીએ કે સામ્રાજ્યનાં બીજાં અંગોના સરખું જ પોતાને ગણાવવાને હિંદ દાવો કરે છે, તો તેણે સામ્રાજ્યને માથે પડેલા ભારમાં પોતાનો યોગ્ય હિસ્સો દેવો જ જોઇએ. આ કારણથી માણસો અને નાણાં ભેગાં કરવા માટે લેવામાં આવેલાં પગલાં વિષે કશો ઇસારો ન કરવાનું અમારાથી બની શકયું હોત તો અમે રાજી થાત. પણ તા. ૬ઠ્ઠીએ સૂચવવામાં આવેલી હડતાલને શિક્ષિત તેમ જ અશિક્ષિત બંને વર્ગે એકાએક વધાવી લીધી તે વાત, અને પછીથી પંજાબમાં એકાએક ભભૂકી ઉઠેલો તોફાની લોકોનો ક્રોધાગ્નિ એ બે વાતને સમજવા જતાં અને ખુલાસો શોધતાં, સમસ્ત હિંદમાં થયેલું મહા દુઃખદર્શન અને પંજાબમાં થયેલું અત્યાચાર દર્શન એ બંનેનાં કારણોમાં ઉતરવાની જરૂર જણાય છે. કારણ અમને લાગે છે કે રોલેટ એકટને વિષે ગમે તેટલો અનર્થ–કુપ્રચાર થયેલો હોય એમ એકવાર માની લઇએ, તોપણ તેને લીધે જ અનેક લોકોએ અત્યાચારનાં કૃત્યોમાં ભાગ લીધો એમ તો ન જ બની શકે. અને સામ્રાજ્ય તરફનું ગમે તેટલું કર્તવ્યભાન હોય તેથી કાંઇ મનુષ્યના સ્વાતંત્ર્યની પવિત્રતાની અવગણના થઇ હોય તે તરફ, અથવા તો ગુપ્ત કે પ્રકટ રીતે, પણ ગેરકાયદેસર રીતે ક્રૂરતા અથવા દબાણ વાપરવામાં આવેલાં હોય તે વિષે કાંઇ દુર્લક્ષ કરી શકાય તેમ નથી. અમે જે પુરાવો ભેગો કર્યો છે, તથા અદાલતોમાંથી અમને જે લેખી પુરાવો મળ્યો છે, તે ઉપરથી નિર્વિવાદ રીતે સાબીત થાય છે, કે રંગરૂટો ઉભા કરવાનું અને લડાઇને માટે ઉછીનાં અથવા મફત નાણાં ઉઘરાવવાનું જે રીતે કામ લેવામાં આવ્યું હતું તેમાં નૈતિક અને સામાજિક દબાણની હદ અતિશય ઓળંગવામાં આવી હતી, અને એ બધી હકીકતથી સર માઇકેલ ઓડવાયર વાકેફ નહતા એમ નહતું. અરે, ફરજિયાત લશ્કર ઉભું કરવાની પણ છૂટીછવાઇ? વાતો થઇ હતી, સૂચના થઇ હતી, અને હિમા-

શત થઇ હતી. અને અમને કહ્યા વિના ચાલતું નથી, કે ફરજીઆત લશ્કરભરતીના કરતાં ભૂંડી આ કહેવાતી મરજીઆત લશ્કર ભરતીને બદલે, ફરજીઆત લશ્કર ભરતી જ થઇ હોત તો તે હજાર દરજ્જે બહેતર થઇ પડત; કારણ મરજીઆત લશ્કર ભરતીનો દોર તો કેવળ નબળા ઉપર જ ચાલ્યો હતો અને સબળાઓ તો સુખેથી છટકી જવા પામ્યા હતા.

પણ હવે આપણે હકીકત ઉપર આવીએ. સર માઇકૅલ, દિલ્હીની યુદ્ધ પરિષદ્‌માં કાર્ય-ક્રમ નક્કી થયા પછી તરત જ, તા. ૪થી મે ૧૯૧૮ને દિવસે ભરાયેલી એક સભામાં આ પ્રમાણે બોલ્યા હતા: " સીધાં લડાઇ ઉપર મોકલવા માટે ૨ લાખ માણસો ઉભાં કરવાનાં છે. અને તે મરજીઆત રીતે, જરૂર પડે તો ફરજીઆત રીતે." એ જ સભામાં કર્નલ પેપ્રામ પણ આ પ્રમાણે બોલ્યા હતા: " કામ કેમ લેવું એનો નિર્ણય કરતાં મને લાગે છે, કે કેટલાકને સલાહ આપ્યાથી ચાલશે તો કેટલાકની ઉપર તો જોર ચલાવ્યા વિના છુટકોજ નહિં થાય. મરજીઆત ધોરણે કામ લેવાનું આપણે ચાલુ રાખીશું. જ્યાં જ્યાં જે બને ત્યાં તે તે પ્રમાણે દરેક જીલ્લા, તહસિલ અને ગામ માટે આપણે ફાળો નક્કી કરીશું, અને ઘણેખરે ઠેકાણે તો જોઇતાં માણસો ઉભાં કરવામાં આપણને બળાત્કાર વાપરવો નહિં પડે; પણ જેઓ કર્તવ્યની હાંક સાંભળી લાગલા જ આગળ આવે તેવાઓને ન્યાયની ખાતર, અમને તુરત સત્તા મળવી જોઇએ. લોકો પોતપોતાના વિભાગમાંથી લશ્કરમાં જનારા માણસો ચુંટી ન કાઢે, તો તેઓને એમ કહેવાની સત્તા હોવી જોઇએ કે ' હવે તમારે બદલે સરકાર તેમને ચુંટી કાઢશે. ' "

એ જ સભામાં સર માઇકૅલ પોતે નીચે પ્રમાણે બોલ્યા હતા:—

" લશ્કરભરતીનો વિષય હું છોડું તે પહેલાં મારે ફરજીઆત લશ્કરભરતી વિષે બે બોલ કહેવાના છે. પાંચ લાખ લડવૈયા જોઇએ છે; તે માટે સમસ્ત હિંદુસ્થાનના જુવાનોને લશ્કરમાં જોડાવાની ફરજ પાડવાનો કોઇને સ્વપ્ને એ વિચાર ન હોય, અને કોઇ પણ પ્રકારના ફરજીઆત કાર્ય વિના આપણે ચલાવી શકીએ તો મારાથી કોઇને વધારે આનંદ નહિં જ થાય પણ અત્યારસુધી રાજી ખુશીથી લશ્કરમાં જોડાનારા પંજાબમાંથી ભાગ્યે નીકળ્યા છે છતાં, આપણે એ વાત વિષે આંખ મીંચી નથી શકતા, કે આટલું જે થયું છે તે ખુબ તાણી તોસીને થયું છે. સૌ જગ્યાએ સરખો હિસ્સો આપ્યો નથી, અને જે જે કોમોના અને સત્તાઓના લોકોએ પોતાની ફરજ બજાવી છે, તે જેમણે નથી બજાવી તેમની સામે ખુબ ચીડાયલા છે. જમીનદાર વર્ગોને લાગે છે કે નાણાં તેમ જ માણસો આપવામાં તેઓ જ લડાઇનો ભાર મુખ્યત્વે કરીને વહે છે, ત્યારે કેટલાક વર્ગ એવા છે કે આ ભાર એક રીતે લેવામાંથી બિલકુલ અથવા લગભગ સટકી જાય છે. એક વર્ગને બીજા કરતાં ભારનો વધારે હિસ્સો આવે તો તેને વાજબી રીતે ફરિયાદ કરવાનું કારણ રહે ખરૂં. આ ફરિયાદ, માણસોની જરૂર જેમ વધારે વધારે જણાતી જાય અને માણસો માટેની માગણી વધારે અનિવાર્ય થતી જાય, તેમ તેમ વધારે તીવ્ર થતી જાય છે."

"કેટલાક વિભાગોમાં મરજીઆત રીત નિષ્ફળ જવાનો સંભવ છે, અને તેની સામે પગલાં ન લઇએ તો બાયલાપણું કહેવાય. આપણે બધાઇ ચૂક્યા છીએ, અને આપણી ફરજ અદા કરવા માટે વખતસર આપણે પગલાં લેવાં જ જોઇએ. પ્રાંતના જૂદા જૂદા ભાગો વચ્ચે તેમ જ બીજા પ્રાંતના પ્રમાણમાં પંજાબ પ્રાંત માટે અમુક હિસ્સા પાડી નાંખી

જોઇતાં માણસો ઉભાં કરવા માટે ફરજ્યાત લશ્કરભરતીનું ધોરણ ગ્રહણ કરવાની તરફેણમાં હું માનું છું કે બીજે ક્યાંયે નહિં તો પંજાબમાં હાલ તીવ્ર લાગણી ઉત્પન્ન થયેલી છે. મને આશા છે કે શ્રોતાજનોનો મ્હોટો ભાગ મારા અભિપ્રાય સાથે મળતો છે, અને જો તેમ હોય તો મને લાગે છે કે જે પ્રાંતે અત્યારસુધી મુખ્ય ભાર વહન કર્યો છે, તે પ્રાંત પોતાના વિચાર અચૂક રીતે પ્રગટ કરે એ બરોબર છે. નિર્ણય કરવો તો, અલબત્ત, બીજાના હાથની વાત છે. પણ એ તુરતાતુરત કરાવવાનું બની શકે તેમ નથી, અને માણસો તો આ ઘડીએ જ જોઇએ છે. વાસ્તે, હાલ મને તો આવશ્યક લાગે છે કે સરકારે પ્રાંતોને ભાગે પડતાં માણસો ફરજ્યાત ઉભાં કરવાની સત્તા હાથમાં લેવી, અને જરૂરનાં બધાંયે પગલાંની અગાઉથી તૈયારી રાખવી,–એવી સ્પષ્ટ સમજુતી રાખીને કે ભાગે પડતા હિસ્સા મરજ્યાત ધોરણે આવવા લાગે તો ફરજ્યાત ધોરણ અમલમાં ન મૂકાય."

થયું. પંજાબ સરકારે ફાળા ઉઘરાવવા માટે સૂચનાઓવાળો એક ફરતો હુકમ કાઢયો. જેનું સ્વરૂપ જ એવું હતું કે સાધારણ કરતાં વધારે દબાણ વાપર્યા વિના તેનો અમલ થઇ ન શકે. એ ફરતા હુકમમાંથી એક ફકરો અમે નીચે ઉતારીએ છીએ:—

"જૂદા જૂદા શહેરોએ આપવાના ફાળા નક્કી કરી ડેપ્યુટી કમિશનરો આ કામમાં ઘણી મદત આપી શકે છે એવી મારી સૂચના છે આ ફાળા નક્કી કરવામાં, સ્થાનિક ઇન્કમ ટૅક્સ ખાતાનાં પત્રકોમાંથી તેમને બહુ મદદ મળશે. ખાસ કરીને જ્યાં ખાસ નીકળેલા અમલદારોએ ઇન્કમ ટૅક્સમાં હાલ તાજા જ વધારા કર્યા છે. આ પત્રકોમાંથી જેની પાસેથી લોન લેવરાવવાની આશા રાખી શકાય, તે લોકોની આર્થિક સ્થિતિનો સાધારણ રીતે ભરોંસાલાયક ખ્યાલ મળી શકશે, તથા ઉઘરાવવાનું કાચું ધોરણ પણ મળી રહેશે. એ ધોરણે હું માનું છું કે કેટલાક જીલ્લાઓમાં હાલ કામ લેવામાં આવી રહ્યું છે. વૉરલોનમાં કોઇ પણ જણે રોકેલાં નાણાંની રકમ યોગ્ય છે કે નહિં તેનો નિર્ણય કરવા માટે મને લાગે છે, કે જેટલી આવક ઉપર તેની પાસે ઇન્કમટૅક્સ લેવામાં આવતો હોય, તેટલી આવકના અર્ધાથી તે પા ભાગ જેટલી રકમ રોકવાને તે સમર્થ છે એવું ધોરણ ગ્રહણ કરવું કાંઇ ગેરવાજબી ન ગણાય. આ અને આવા, સ્થાનિક સંજોગોમાં જે જે અનુકૂળ પડે તેવાં ધોરણોનો અમલ કરવાથી ડેપ્યુટી કમિશનરોને ખબર પડી જ જવી જોઇએ, કે પોતાની હકુમતમાંનાં શહેરો, ગામડાંઓ અથવા લોકો તેમની પાસેથી જેટલી આશા રાખી શકાય તેટલું આપી રહ્યા છે કે નહિં."

"આ પછી ડેપ્યુટી કમિશનરે ખાસ સભાઓ ભરી, સાહુકારોની સ્થાનિક કમિટીઓ નીમી, અને એવાજ બીજા ઉપાયો લઇ ઓછામાં ઓછા ફાળા તરીકે ધારેલી રકમ ઉઘરાવવાનો પ્રયાસ કરવો જોઇએ. વેપારીઓ અને બીજા ગૃહસ્થોની સ્થાનિક કમિટીના પ્રમુખ તરીકે મ્હોટાં શહેરોમાં ન્યાય ખાતાના અમલદારો, એકસ્ટ્રા એસિસ્ટંટ કમિશનરો અથવા તહસિલદારો નીમવાથી કદાચ લોનમાં ભરાવવાની રકમના ઠીક રીતે હિસ્સા પાડી દઇ શકશે. ભરવામાં આવેલાં નાણાં વખતોવખત પ્રસિદ્ધ કરીને તથા જૂદા જૂદા ભાગો સાથે સરખામણી કરીને શહેરો અને કોમો વચ્ચે હરીફાઇને પણ ઉત્તેજન આપી શકાય ઉદાર ફાળો આપવાની કદર, સનદ, ખુરશી અને ખાસ સર્ટિફિકેટો આપીને બુજવામાં આવશે, એવાં વચનો આપવાથી પણ કાંઇક મદદ મળશે. ત્યારે મદદ ન કરનારા ધનવાન

કચેરીઓને તો સ્પષ્ટ સમજાવી દેવું જોઇએ, કે તેઓ ફરજ બજાવતાં ચૂકશે તો તે વાત, મ્યુનીસિપાલ કમિટી અને 'નોટિફાળ એરિઆ' કમિટીમાં નીમણુક કરતી વખતે, ઓનરરી મેજીસ્ટ્રેટની નીમણુક કરતી વખતે, અને સરકારી કદરબુજના બીજાં કોઇ પણ પગલાં લેતી વખતે, ધ્યાનમાં લેવામાં આવશે; કારણ આવાં આવાં માનો, અમલદારોને વ્યાવહારિક રીતે મદદ આપવાની જેમણે ઇચ્છા બતાવી હોય તેમને માટેજ રાખવામાં આવ્યાં છે."

આના પરિણામે નીચલા અમલદારોએ લોકો ઉપર દબાણ ચલાવ્યું. અંબાલા જીલ્લામાંના એક ગૃહસ્થને પત્ર લખવામાં આવ્યો હતો તેમાં તેને જણાવવામાં આવ્યું હતું, કે "વૉરલોનમાં કેટલાં નાણાં રોકવાની તેની ઇચ્છા છે તે એક અઠવાડીઆની અંદર લાલા રંગીલાલ, સબજજની મારફત ડેપ્યુટી કમિશનરને તેણે ખબર આપવી." આનો ભાવાર્થ તો દેખીતોજ છે.

અદાલતી હુકમોનો પણ જેટલો લાભ લેવાય તેટલો લેવામાં આવ્યો હતો. ચકવાલના ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટે સને ૧૯૧૭ના ફોજદારી મુકદ્દમા નં. ૮૨માંના એક તોહોમતદારને નીચેની ટીકા કરીને છોડી દીધો હતો; "તોહોમતદાર અને તેના ભાઇએ બંને મળીને 'આવર ડે ફન્ડ' માં રૂ. ૧૧૦ ભર્યા છે, એટલે મ્હોડે થયેલી માંડવાળ મુજબ તોહોમતદારને છોડી દેવામાં આવે છે." એજ અદાલતમાં સન ૧૯૧૭ના મુકદ્દમા નં. ૬માં પોતાનો ઇન્કમ ટૅકસ માફ થવા માટે મહેરસિંહ દોલતસિંહે અરજી કરી હતી. મેજીસ્ટ્રેટે અરજી કાઢી નાંખતાં ટીકા કરતાં કહ્યું હતું કે, "લડાઇને લીધે ખર્ચરો ઉપર નફો ઘણો ભારે મળે છે, છતાં અરજદારે કોઇ પણ 'વૉરફંડ' કે 'વૉરલોન' માં એક પૈસો પણ ભર્યો નથી. તેમજ એને એક દીકરો છે તેને એણે લશ્કરમાં પણ મોકલ્યો નથી. મુઝફ્ફર ગઢ જીલ્લામાં એક લાદીઆ કરીને ગામ છે. ત્યાંના નાયબ તહસીલદારના મકાન ઉપર એક મ્હોટી ટોળીએ દરોડો પાડયો. ચપરાસીની ઉપર અને ગામના પોલીસ ઉપર હુમલો કર્યો. કેટલાક લોકોને પકડવામાં આવ્યા તેમાંના પર જણાની ઉપર ફોજદારી કાયદાની ૧૪૭મી કલમ મુજબ કામ ચલાવવામાં આવ્યું અને તકસીરવાર ઠરાવવામાં આવ્યા. મિ. કોલ્ડસ્ટ્રીક નામના સેશન્સ જજે અપીલમાં કેટલાકને છોડી દીધા અને કેટલાકની સજા ઓછી કરી, અને તેમ કરતાં ટીકા કરી કે "લોકોનાં દિલ વાજબી રીતે દુઃખાયલાં હતાં અને તેમને તે દુઃખ બહાર બતાવવાં હતાં. એ તો સૌ કોઈ જાણે છે કે મુઝફ્ફર ગઢમાં ઝૈલદારો અને લંબરદારોની ઉપર વૉરલોન અને રંગરૂટો ઉભા કરવાનું દબાણ થયેલું હોવાને લીધે તેઓએ તેમ કરવાને જે પગલાં લીધાં હતાં તેથી ઘણી જગ્યાએ ખુબ ગડભડાટ થયો હતો. વળી એમ પણ કબુલ કરવું જોઇએ કે આ પગલાં ઘણી વાર સત્તાની બહારનાં, વાંધા ભરેલાં, ત્રાસદાયક અને સરકારની ઇચ્છાની વિરૂદ્ધ હતાં. દૂરના ભાગોમાં લોકોને એ અસહ્ય થઈ પડયાં હતાં. આની વિરૂદ્ધ કામ ચલાવવામાં આવે તો ફરિયાદ પક્ષ એ પગલાંનો પુરાવો તો નજ આપી શકે, અને આના જેવા મુકદ્દમામાં તોહોમતદારોની પાસે તેમની ઉપર થયેલા ત્રાસનો પુરાવો માગવો એ મૂર્ખાઇજ કહેવાય. ન્યાયની ખાતર આટલી વાત મારે ચોખ્ખી કરવીજ જોઇએ, પછી ભલે તેમ કરતાં મારે મુકદ્દમામાં રજુ થયેલા પુરાવાની બહાર જવું પડે. મેં જે હકીકત જણાવી છે તે મેં અગાઉ કહું

છે તે પ્રમાણે સૌ કોર્ટની જાણીતી વાત છે." ત્યારે આ ન્યાયાધીશે તો એવો અભિપ્રાય આપ્યો કે અમલદારોએ જે પગલાં લીધાં હતાં તે સરકારની ઇચ્છા વિરૂદ્ધ હતાં: છતાં જે જે જગ્યાએ અમે ગયા છીએ ત્યાં અમને ખબર મળી છે કે જે અમલદારો લોકોમાં ત્રાસ ગુજારનારા તરીકે પંકાયા છે તેમને તેમની જગ્યાએથી ન ઉતારવાને બદલે; અથવા જાહેર ઠપકો મળવાને બદલે તેમાંના ઘણાઓને તો ચઢાવવામાં આવ્યા છે.

શાહપુર જીલ્લામાં તો એવો ત્રાસ ગુજર્યો હતો કે તેને પરિણામે બિચારા એક તહસિલદારનું ખૂન પણ થયું હતું. એ મુકદ્દમો ચલાવવા માટે એક 'સ્પેશ્યલ ટ્રિબ્યુનલ' જમાવવામાં આવી હતી. ૬૪ રહેવાસીઓની ઉપર કામ ચલાવવામાં આવ્યું હતું. તેમાંના ૪ જણને ફાંસીની અને ૧૨ને કાળા પાણીની સજા થઈ હતી. ૮ની ઉપરથી તોહમત ખેંચી લેવામાં આવ્યું હતું અને ૧૨ને નિર્દોષ ઠરાવી છોડી મૂકવામાં આવ્યા હતા. આ હકીકત સર માઇકલ ઓડવાયરની નોંધમાંથી અમે લીધી છે. તેમાં તેઓએ જણાવ્યું છે કે 'મરહૂમ સૈયદ નાદિર હુસેને લોકો ઉપર ગેરવર્તન ચલાવ્યાના મોઘમ આરોપો મૂકવામાં આવ્યા હતા, અને ટ્રિબ્યુનલે તોહોમતદારોને પોતાનો ગુન્હો ઓછો કરનારી જેટલી હકીકતનો તેઓ પુરાવો આપી શકે તેટલીનો પુરાવો આપવાની દરેક તક આપી હતી. છતાં મરહૂમની લસ્કર ભરતી કરવાની રીતો લગભગ ફરજ્યાત લસ્કરભરતીના જેવી હતી એટલી હકીકત ઉપરાંત તેની સામે કશું પુરવાર થયું નહતું; અને ટ્રિબ્યુનલ એવા ઠરાવ ઉપર આવી હતી કે મરહૂમે કાંઇ પણ ગેરઆબરૂ ભરેલું વર્તન ચલાવ્યું નહતું. હવે અમારા અભિપ્રાય પ્રમાણે તો ફરજ્યાત લસ્કરભરતીનું ધોરણ ગ્રહણ કરવામાં આવ્યું હતું એ કબુલાતજ એ કાર્યને ભૂંડું બનાવવાને પુરતી છે. પણ સર માઇકલે મુકદ્દમામાં જે પુરાવો પડ્યો હતો તે તો જોયો હશેજ ના ? મરનારના વાંચનાર તરીકે કામ કરનાર મુહમ્મદખાને ફરિયાદ પક્ષ તરફથી નીચે પ્રમાણે જુબાની આપી હતી:—" તહસિલદારની કામ લેવાની રીત આ પ્રમાણે હતી: તેઓ પટવારી પાસે ગામના બધા માણસોની યાદી કરાવતા. યાદી પોતાને મળે એટલે પોતે ગામમાં જઈ રંગરૂટોની ચુંટણીની સામે કોઇને કાંઈ વાંધા હોય તો તે સાંભળતા. ત્રણ કે ચાર ભાઈના કુટુંબની પાસે તેઓ લસ્કર માટે એક કે બે રંગરૂટો તો માગતાજ.... ગુર્જાની આસપાસના ભાગમાંથી કેટલાક લસ્કરમાંથી નાશી છુટેલાઓને પકડીને પહેરા તળે તેમણે 'ક્રુટિંગ ઑફિસર'ને મોકલી આપ્યા હતા......યાદીમાંના ઘણાં નામો સામે 'રંગરૂટ તરીકે ચુંટવામાં આવ્યા છે' એવો શેરો કર્યો હતો. આ ઇલાકાના જમીનદારોને, લસ્કરમાં જવાની ટેવ ન હોવાથી અને તહસિલદારની પાસે આવતાં તેઓ બ્હીતા હોવાથી, તહસિલદારને જોઇને જ તેઓ હમેશાં ભાગી જતા. 'સ્પેશ્યલ ટ્રિબ્યુનલ'ના પ્રેસિડંટે પોતાની નોંધમાં નીચે પ્રમાણે ટીકા કરી હતી:—

અતિ ઉત્સાહી છતાં, નાદિર હુસેન શાહમાં લશ્કરમાં જવાને ન ટેવાયલા જંગલી લોકોને લશ્કરમાં જોડાવાનું સમજાવવાની કળ ન હતી. એવાં કામ કરવાનો એ લોકોમાં રવૈયોજ નહિ.........૬ઠી ફેબ્રુઆરીએ, પટવારીએ બ્હાદરલશ્કરખાનની યાદીઓ તૈયાર કરી. સરકારે લોકોના એક બીજા સાથેનાં સગપણ અને ઉમ્મરવાર યાદીઓ તૈયાર કરવાનો હુકમ આપેલો હતો. આથી ૬ઠી ફેબ્રુઆરીને દિવસે લોકોને ખબર પડી ગઈ હતી કે તેઓને લશ્કરમાં લઈ જવામાં આવશે, અને તેથીજ ગભરાટ ઉત્પન્ન થયો હતો."

ખાન અહમદ હુસેનખાન, રેવન્યુ એસિસ્ટંટે નીચે પ્રમાણે જુબાની આપી હતી: "મેં એવી ફરિયાદ સાંભળી હતી કે નાદર હુસેને કેટલાક આદમીઓને તેમની સ્ત્રીઓ સામે નાગા ઉભા રાખ્યા હતા......મારે કાને સ્ત્રીઓને કાંટા ઘોચાયાની એકે ફરિયાદ નથી આવી, પણ પુરુષોને કાંટાવાળી ઝાડીમાં પુરવામાં આવ્યા હતા એમ મેં સાંભળ્યું છે મેં જૂન મહિનામાં બનેલી આ હકીકતો વિષેજ સાંભળ્યું છે. મેં પોતે એમાંનું કાંઇ જોયું નથી. મેં જે હકીકત કહી છે, તે મેં ઝૈલદાર અને જમીનદારો પાસેથી સાંભળેલી છે. હઝરા મીઆનીના ગુલામ મહમદે મને કહ્યું હતું, કે કૌરાકુટ અને બીજા કોઈ પડાણ લોકોના ગામમાં, કદાચ કુણ્ડાંમાં, કેટલીક સ્ત્રીઓ ઉપર ગેરવર્તન ચલાવવામાં આવ્યું હતું. તેણે મને એમ પણ કહ્યું હતું, કે કેટલીક સ્ત્રીઓને મીઢ રાંઝા અને ત્યાંથી ભુલવાલ લઈ જવામાં આવી હતી. એવા ઇરાદાથી કે તેઓ પોતાના સગાવહાલાંને પાછા આપે અથવા ભરતીમાં મોકલે. તહસિલદારનાં માણસોએ નાશી છુટનાર આદમીઓનાં ખેતરો ચરાવો દીધાં હતાં અને ઘરો લૂટયા હતાં એમ પણ મેં સાંભળ્યું. મેં એમ પણ સાંભળ્યું છે કે બુચા કલાણના શેરઅલી પાસે તહસિલદારના ૧૫૦૦૦ થી ૧૭૦૦૦ જેટલા રૂપીઆ ભેગા થયેલા હતા. આ રકમ લશ્કર ભરતી દરમ્યાન લાંચ લઇનેજ ભેગી કરાયલી હશે એવી વાત હતી. મેં એમ પણ સાંભળ્યું છે કે શેરઅલીએ આ પૈસા ઉચાપત કીધા. લોકોનાં મન લશ્કરભરતીથીજ દુઃખાયાં હતા. તેમને લશ્કરમાં જોડાવું નહતું....મેં પાછળથી સાંભળ્યું હતું કે ધુલાપુરની બે સ્ત્રીઓ ઉપર જૂન મહિનામાં ત્રાસ ગુજારવામાં આવ્યો હતો. તહસિલદારે પોતે મને ખબર આપી હતી કે છાની રેહાનના કેટલાક ભાગી છુટેલા આદમીઓ મળી આવવાથી તેણે લોકોનાં ખેતરો ચરાવી દઈ તેમના ઉપર દબાણ ચલાવ્યું હતુ, અને પરિણામે તેઓ પાછા આવ્યા હતા. તેના આવ્યા પહેલાં તો ગામના લોકો ગામ છોડી ચાલ્યા ગયા હતા."

કોર્ટે સ્વાભાવિક રીતે એવો નિર્ણય નજ આપ્યો કે મરહુમે ગેરવર્તન ચલાવ્યાની વાત સાબીત થઇ છે. તેણે આ પ્રમાણે ટીકા કરી: "અમારા ખાસ કહેવાથી, રેવેન્યુ એસિસ્ટંટ ખાન અહમદ ખાને તહસિલદારના વર્તન વિષે જે કાંઇ સાંભળ્યું હતું તે જાહેર કર્યું છે. પણ એકંદર રીતે અમારી સામે જે પુરાવો પડ્યો છે તે બતાવે છે, કે ફરિયાદ પક્ષે કબુલ કરેલી ફરજ્યાત લશ્કરભરતીના ધોરણે ભરતી કર્યાની હકીકત ઉપરાંત તહસિલદારે કોઇ પણ પ્રકારનું બીજું ગેરવર્તન કર્યાનું સાબીત થતું નથી." આની ઉપર સરકારી જાહેરનામાની ટીકા આ પ્રમાણે છે: "મરહુમે લોકોનું અપમાન કર્યું નહતું કે લોકોની લાગણીને આઘાત પહોંચાડ્યો નહતો." આવી રીતનું વચન કોર્ટે કરેલા નિર્ણયમાંથી કોઇ પણ રીતે ફલિત થઈ શકતું નથી. ઉલટું સરકારે જો રેવેન્યુ એસિસ્ટંટે કોર્ટને જાહેર કરેલી પોતાના જાણમાં આવેલી ગંભીર હકીકતોમાં કેટલું તથ્ય છે તે જાણવાની ઇચ્છા રાખી હત, તો ખુનના મુકદ્દમાની તપાસ અલગ રાખીને ગેરવર્તનની બાબતની પણ ઉંડી તપાસ ચલાવવી જોઇતી હતી.

અમને કેટલોક દાર્શનિક પુરાવો મળ્યો છે તે એવો તો ગંભીર પ્રકારનો છે, કે તે અમે અમારા રિપોર્ટ સાથે પ્રસિદ્ધ નથી કર્યો. શ્રીયુત ગાંધી જેઓએ એ પુરાવો ભેગો કર્યો છે, તેઓ એ બાબતમાં પંજાબ સરકાર સાથે પત્રવ્યવહાર ચલાવી રહ્યા છે.

એજ જીલ્લામાં થયેલા એક બીજા મુકદ્દમાની હકીકત એમ છે, કે એક તોફાની ટોળું એક ગામની આસપાસ ફરી વળ્યું અને સાત માણસના પકડાવાની સામે થયુ. તે ટોળાની સામે ગોળીબાર કરવામાં આવ્યા હતા અને કેટલાંક માણુસો ઘાયલ થયાં હતાં. બચાવ એવો હતો કે ભરતીમાં પકડાવાના ભયને લીધે માણુસો સામા થયા હતા, પણુ તે કોર્ટે કાઢી નાંખ્યો હતો. છતાં માણુસો સામા થયાની અને તેમની સામે ગોળીબાર થયાની હકીકત ત્રાસદાયક રીતભાતના આરોપોને સાબીત કરવા જાય છે.

મુલતાન વિભાગમાંના કબીરવાલા તહસિલમાં કૉર્ટ ઑવ્ વૉર્ડ્ઝે નીમેલો એક મિલ-કતનો વ્યવસ્થાપક ખોજી લોકોમાં લશ્કરભરતી માટે ગયો હતો. તેની અને લોકો વચ્ચે મારા મારી થઇ હતી, અને કેટલાંક માણુસ ઘવાયાં હતા. પૉબ્લિક પ્રોસીક્યુટરે વ્યવસ્થાપકની સામેનો કેસ ખેંચી લીધો હતો. છતાં, સદરહુ વ્યવસ્થાપક એ લોકોમાં શા માટે ગયો હતો અને લોકો કેમ અને શેની સામા થયા હતા તે સવાલ તો ઉભો જ રહે છે.

સર માઇકૅલ ઓડવાયરે બહાર પાડેલા લશ્કરભરતીના પત્રકમાંથી કાંઇક જવાબ આપ-ણુને મળે છે. મુલતાન જીલ્લામાં રંગરૂટોનો આંકડો સન ૧૯૧૭ના ડિસેમ્બરની આખરે ૭૫૯ હતો અથવા તો તેનું પ્રમાણુ વસ્તીના ૫૮૬ પુરુષોએ ૧ નું હતું સન ૧૯૧૮ના નવેંબરની આખરે તો આ સંખ્યા વધીને ૪૬૩૬ થઇ હતી એટલે કે પ્રમાણુ વસ્તીના ૯૩ પુરુષે ૧ નું થયું હતું, આ અસાધારણુ વધારો બળાત્કારની રીતે જ થઇ શકે. કમિશનરે કહ્યું છે કે, "કેટલાક માણુસો સિવાય સામાન્ય રીતે જીલ્લાના લોકોએ પોતાની ફરજ નથી બજાવી એમ મને લાગે છે. પોતાના કુટુંબના માણુસોને લશ્કરમાં દાખલ કરવાને બદલે તેઓએ નીચલા વર્ગના માણુસોને લાંચ આપી અને દબાણુ કરીને દાખલ કરવાનો પ્રયત્ન કર્યો હતો; કેટલાક મુખીઓએ વાંધાભરેલી રીતે દબાણુ વાપર્યું હતું, અને પરિણામે કેટલેક ઠેકાણે જાહેર શાંતિનો ભંગ થતો હતો. અનેક દાખલાઓ તો એવા બન્યા છે કે જેમાં બીજા જીલ્લામાંથી અને બીજા વિભાગમાંથી પરદેશીઓને ફોસલાવી આ જીલ્લાના જ રહે-વાસીઓ તરીકે લશ્કરમાં દાખલ કરવાના પ્રયત્નો—સફળ પ્રયત્નો—થયા હતા, જો કે આમ કરવું એ તો સરકારના હુકમની વિરૂદ્ધ હતું. "નવાઇ નથી કે સર માઇકૅલ ઓડવાયરને દુઃખ સાથે નોંધ લેવી પડી હતી કે, 'દાખલ થયલામાંનો મ્હોટો ભાગ પોતાના ડિપોમાંથી અથવા પોતાની ટુકડીમાંથી નાશી છુટ્યા હતો, અને ખરી રીતે બહુ થોડા જ માણુસો રણુસંગ્રામમાં જઇ શત્રુની સામે લડયા હશે."

અંબાલા વિભાગના કમિશનરે રિપોર્ટ કર્યો હતો કે "લોકોને સ્વાભાવિક રીતે જુવા-નીઆને લશ્કરમાં દાખલ થવાને લલચાવવા માટે મ્હોટી રકમોના ઉઘરાણું કરવાની ફરજ પડી હતી, અને એક રંગરૂટ દીઠ ૫૦૦ થી ૧૦૦૦ રૂપીઆ સુધી આપવામાં આવ્યા હતા.

બીજી એક સામાન્ય યુક્તિ આ હતી: "ખરાબ ચાલચલકતના ધારવામાં આવતા માણુ-સોને કહેવામાં આવતું હતું કે કાંતો ભરતીમાં દાખલ થાઓ, અથવા તો ફોજદારી કાયદાની કલમ ૧૦૯ અથવા ૧૧૦ મુજબ સારી ચાલચલકતના જામીન આપો." સન ૧૯૧૭ ના ફોજદારી ન્યાયખાતાંના રિપોર્ટમાં આ પ્રમાણે લખ્યું છે: "ચાલુ વર્ષમાં ડિસ્ટ્રિક્ટ મૅજીસ્ટ્રે-ટોએ લશ્કરભરતી કરવાના કામમાં ખૂબ વખત ગાળ્યો છે. ફોજદારી કાયદાની ૧૧૦ મી

કલમ પ્રમાણે સારી ચાલચલકતના જામીન લેવાના મુકદ્દમા આ વર્ષે બહુ ઓછા થયા હતા, તેનું કારણ ઘણે ભાગે મ્હોટી લશ્કરભરતી થઈ હતી એ જ હતું.

કર્નલ જીલ્લાના યારા ગામમાં જઇને એક અમલદારે કેટલાક છોકરાઓને રંગરૂટો થવાને લલચાવ્યા. આમાંના એકના બાપે મૅજીસ્ટ્રેટને આજીજી કરીને કહ્યું કે ' મારો એકનો એક છોકરો છે, એને ન લઈ જાઓ. ' મૅજીસ્ટ્રેટે દાદ ન દીધી, એટલે લોકો ખીજવાયા અને મારામારી થઈ. કેટલાકની ઉપર ડિફેન્સ ઑવ્ ઇંડિયા એકટ પ્રમાણે કામ ચાલ્યું અને પાંચ જણુ તકસીરવાર ઠર્યા. પણ બધાઓને અપીલ કોર્ટે નિર્દોષ ઠરાવી છોડી દીધા. કોર્ટે આપેલા ફેંસલા ઉપરથી જણાય છે કે નીચલી કોર્ટે ડિસ્ટ્રિકટ મૅજીસ્ટ્રેટ મિ. હેમિલ્ટનના ખસુસ હુકમથી જ આ સજાઓ કરી હતી. અપીલ કોર્ટે ટીકા કરી છે કે, " ડિસ્ટ્રિકટ મેજીસ્ટ્રેટે વખતોવખત પસાર કરેલા જૂદા જૂદા હુકમથી ચોખ્ખું જણાય છે કે આ અપીલ કરનારાઓએ પણ, પોતાના નજીકના સગામાંથી, અથવા પોતે લાયક હોય તો પોતામાંથી રંગરૂટો પૂરા પાડયા હોત, અને એ ગામમાંથી પ્રથમ ૨૦ રંગરૂટોની માગણી થઇ હતી તે પ્રમાણે ૨૦ રંગરૂટો એ ગામમાંથી થઈ જાત તો, તેઓને છોડી દેવામાં આવ્યા હોત." પણ વાત તો એ છે કે ૨૦ રંગરૂટો તો ભેગા કરી આપવામાં આવ્યા હતા; પણ ડિસ્ટ્રિકટ મૅજીસ્ટ્રેટને તો તોહોમતદારોમાંથી જ ૨૦ રંગરૂટો જોઇતા હતા.

સને ૧૯૧૭ માં, ગુજરાનવાલામાં થયેલી લશ્કરભરતીથી સર માઇકૅલ ઓડવાયરને સંતોષ ન થવાથી લોકોને તેઓ સાહેબે તેમની કસૂર માટે ઠપકો આપ્યો હતો. કોણ જાણે કેમ ઇરાદાપૂર્વક કે અનાયાસે, ત્યાંના ડેપ્યુટી કમિશનરની જગ્યાએ કર્નલ ઓબ્રાયન આવ્યા. અને તેમના આવતાંની સાથે જ લશ્કરભરતીનો વારો ચઢ્યો. આ ચમત્કારનું ટૂંકું વર્ણન સર માઇકૅલ ઓડવાયરે ગુજરાનવાલામાં સન ૧૯૧૮ના ઑગસ્ટમાં ભરાયેલા દરબારમાં આપ્યું હતુંઃ " એક વર્ષ ઉપર ગુજરાનવાલાએ લશ્કરમાં ૩૩૮૮ માણુસો જ મોકલેલાં હતા, એટલે કે વસ્તીના ૧૫૦ પુરુષે ૧ માણુસનું પ્રમાણ હતું. પણ ગયા મહિનાની આખરે એ સંખ્યા વધીને ૧૧૭૬૫ થઇ ગઇ હતી, એટલે વસ્તીના ૪૪ પુરુષો દીઠ ૧ નું પ્રમાણ હતું. અથવા લશ્કરમાં જવા જોગ ઉમરના ૧૪ પુરુષોએ ૧ નું પ્રમાણ હતું. એટલે એક વર્ષમાં તમે ૮૫૦૦ માણુસો ઉભાં કીધાં છે. સુંદર વ્યવસ્થાના કેવાં ભવ્ય પરિણામ આવે છે તે અહીં સ્પષ્ટ જણાઈ આવે છે. ડેપ્યુટી કમિશનર કર્નલ ઓબ્રાયનના અને તેમના આસિસ્ટંટોની ઉત્તેજક અને ઉત્સાહભરી આગેવાની નીચે અને ડિવિઝનલ રેક્રુટિંગ ઓફિસર, મેજર બાર્ન્સ અને તેની હાથ નીચેના માણુસોની મદદ લઈ તમારા સુંદર ડિસ્ટ્રીકટ વૉર લીગે કરેલા અથાગ પ્રયાસનું જ આ ફળ છે."

આ ફળ કેવા ઉપાયોનું પરિણામ હતું તેનું તાદશ વર્ણન અમોને ગુજરાનવાલા, મણીઆનવાલા, ચુહારખાના, હાફિઝાબાદ અને બીજી જગ્યાઓના આ હકીકત નજરે જાણેલી જોયલી એવા સાક્ષીઓ પાસેથી મળ્યું છે. અમે ભેગી કરેલી અનેક જુબાનીઓમાંથી એક નમૂનેદાર લઇને તેમાંથી અમે એકજ ઉતારો આપીશું. આ બાબત પુરાવો ભેગો કરવાને ખાસ મોકલવામાં આવેલા શ્રીયુત લાભસિંહ, એમ. એ. બૅરિસ્ટર–ઍટ–લૉ, એમની સમક્ષ ગુજરાનવાલા જીલ્લાના રતાલી ગામના માલીકોમાંના એક સરદારખાન નામના ગૃહસ્થે નીચે પ્રમાણે જુબાની આપી હતીઃ—

“ અમારા ગામમાં તહસિલદાર વૈશાખ મહિનામાં આવ્યા. રાત્રે દાંડી પીટીને જાહેર કરવામાં આવ્યું કે બધાએ ગામના ડાયરામાં સવારના પહોરમાં ભેગા થવું. લણવાની મોસમ ચાલતી હતી, અને લોકોને જોરજુલમથી લશ્કરમાં દાખલ કરી દેવામાં આવવાની ધાસ્તી હતી, તેથી બહુ થોડા લોકો સવારે હાજર થયા. આથી તહસિલદારે ૬૦ થી ૭૦ માણસોને દંડ કર્યો. બધો મળી ૧૬૦૦ રૂપીઆ દંડ કરવામાં આવ્યો હતો લોકોને ફરી મુખ્ય મુકામ ગુજરાનવાલે–જે ૬૮ માઇલ દૂર છે ત્યાં–હાજર રહેવાનો હુકમ મળ્યો. લોકો જ્યારે ત્યાં ઠરાવેલી તારીખે હાજર થયા ત્યારે તેમને હારબંધ ઉભા રાખીને તેમાંથી સાત માણસો ચુંટી કાઢવામાં આવ્યા. આ બધું કરનાર ફતેહખાન તહસિલદાર હતા. બીજાઓને ગાળો દેવામાં આવી, માર પડયો, અને કહેવામાં આવ્યું કે વધારે રંગરૂટો લાવો. ”

લાયલપુરના સરદાર સંતસિંહ વર્કીલ લશ્કર ભરતી કરવાની અને વૉરલોન ઉભી કરવાની રીતનું નીચે પ્રમાણે સંક્ષિપ્ત વર્ણન આપે છેઃ—

“ આ જીલ્લામાં વૉરલોન જુલમથી લેવરાવવામાં આવી. માન ઈલિકાબને માટે વલખાં મારનારાઓએ માન ઈલકાબને માટેજ લોકો પાસેથી બળાત્કારે વૉરલોન લેવરાવી. એક એક સ્કવેર દીઠ ૩૩ રૂપીઆની લોન બળાત્કારે લેવરાવવામાં આવી. કોઇ સ્કવેર બાકી રાખવામાં નહતો આવ્યો. કોઇ નાદાર ઠરેલો આદમી પણ વૉરલોનમાંથી છુટયો નથી. ૩૩ રૂપીઆ કેમ ઠર્યા એનો ઇતિહાસ રમુજી છે. એવું ઠરાવવામા આવ્યું હતું કે સ્કવેરના દરેક કબજેદાર પાસે, એક એકરની કીંમત રૂ. ૩૩ જેટલી રકમ સરકારને અપાવવી. કોઇ પણ કબજેદારને આ બાબત પૂછવામાં આવ્યું નહતું. એ ઠરાવ કરનારાઓ પેલા માનઅકરામના ભૂખ્યાઓજ. ઠરાવ સ્થાનિક અધિકારીઓએ તો મંજુર કર્યો, પણ સ્થાનિક સરકારે તેમાં ફેરફાર કર્યો. ૩૩ રૂપીઆ બક્ષિસ તરીકે ન લેતાં સ્થાનિક સરકારે લોન તરીકે લીધા; અને વ્યાજ નાણું ભરનારાઓને આપવાનું નહિં, પણ ગામસુધારા માટે વાપરવાનું ઠરાવ્યું.

ચાક નં. ૨૬ જી. એસ. ના માલિક ઉત્તમસિંહે પૈસા આપવાની ના મરજી બતાવી એટલે તેના ઉપર કોઇ ગુન્હો કર્યાનું તોહોમત મૂકવામાં આવ્યું. તેણે પૈસા આપ્યા કે તેની સામેનો ગુન્હો ખેંચી લેવામાં આવ્યો.

ઇમ્પિરિયલ વૉર રિલિફ ફંડ માટે એક સ્કવેર દીઠ ૧૦ રૂપીઆ લેવામાં આવ્યા હતા. લોકોએ ન છુટકે એ પૈસા ભર્યા હતા.

“ લંબરદારોને રંગરૂટ ન આપે તો લંબરદારી હકો છોડી દેવાની તાકીદ આપવામાં આવી હતી. કેટલાકને તો બરતરફ કરવામાં આવેલા પણ ખરા. આ કારણથી એક રંગરૂટની કીંમત રૂપીઆ ૫૦૦ સુધી થઈ હતી. પોલિસ લોકો ઉપર જાહેર શાંતિ જાળવવા માટે જામીન આપવાના કેસ કરે, મેજીસ્ટ્રેટો જામીનપર ન છોડે અને કેદમાં બેસાડે. આખરે તેઓ રંગરૂટો આપવાને કબુલ થાય ત્યારે તેમનો છુટકારો થાય. કોઈ તોહોમતદાર પોતે જોડાવાને કબુલાત આપે તો તેની સામેનું તોહોમત ખેંચી લેવામાં આવે. ”

આવી આવી રીતે સર માઈકલે પંજાબમાં ચેતન રેડયું, અને પંજાબીઓમાં અગાઉ કદી નહતી એવી ઐક્યની ભાવના ઉત્પન્ન કરી. પરિણામ એ થયું કે ગયા એપ્રિલ મહિનાના આરંભમાં જ્યારે તેમને પંજાબના અને હિંદુસ્થાનના ઐક્યનો દાર્શનિક પુરાવો મળ્યો ત્યારે તેઓ દિગ્મૂઢ થઈ ગયા, અને તા. ૭મી એપ્રિલે, અમે ઉપર જેમાંથી ઉતારા

આપી ગયા છીએ તે કાયરતા ભર્યું ભાષણ કર્યું. પોતાના આકરા અમલ દરમ્યાન જે જુસ્સાને એમણે જકડી લીધો હતો, તે જુસ્સાને બેડીઓ તોડી મુકત થતો દાબી દેવાનો તેઓ સાહેબનો ભગીરથ પ્રયત્ન હતો. એટલે આગેવાનોએ આપેલા દરેક સીધા અને સરળ ભાષણમાં તેમને જોખમની ગંધ આવી, ભેગી મળેલી દરેક સભા અથવા સંસ્થામાં તેમણે કાવત્રુંજ ખોળી કાઢયું, અને આવી રીતે પોતાનું ભાન ભૂલી ડા. સત્યપાલ, ડા. કિચલુ અને શ્રીયુત ગાંધી સામે હુકમો કાઢયા. તેમણે જાણવું જોઇતું હતું કે આને પરિણામે જે લોકો તેમના અમલથી ચીડાઈ રહેલા તો હતાજ તેઓ વધારે છંછેડાશે. અમને કહેવાનું મન થઈ જાય છે કે તેમણે લોકોની પાસે અત્યાચાર માગી લીધો; એવા હેતુથી કે તેઓ અત્યાચાર કરે તો તેઓને કચરી નંખાય. અમે જે પુરાવો ભેગો કીધો છે તે બતાવી આપે છે, કે તેમણે પંજાબીઓને ગુસ્સે થવાનાં પારાવાર કારણ આપ્યાં હતાં, અને તેથીજ લોકો આત્મનિગ્રહ ખોઈ બેઠા. આનું ફળ તેમને કાંઈ થોડું નથી ભોગવવું પડયું. પણ કાંઈક ચમત્કારિક રીતે મ્હોટે ભાગે અણઘટતાં સંકટોના તાપમાંથી પાવન થઇને તેઓ નીકળ્યા છે, અને સર માઈકલ ઓડવાયરે શાણપણાનું જે પ્રમાણપત્ર તેમને આપ્યું છે તેને પાત્ર બન્યા છે.



# પ્રકરણ ૩.

## રોલૅટ બિલો.

ગયા પ્રકરણમાં ઠીક ઠીક રીતે બતાવવામાં આવ્યું છે કે પંજાબના લોકોને સ્થાનિક અમલદારોએ અનેક રીતે કોચવ્યા હતા, અને લોકોના સ્વાભાવિક નેતાઓ—એટલે શિક્ષિત વર્ગો—ની સતત અવજ્ઞા કરીને લોકોને કાબુમાં રાખવાનું તેમને માટે લગભગ અશકય કરી મૂકયું હતું. આવા વાતાવરણમાં પંજાબના લોકો ઉપર રોલૅટ બિલો આવી પડયાં.

એ તો સર્વમાન્ય વાત છે કે જ્યારે આ બે બિલો દાખલ કરવામાં આવ્યાં, ત્યારે હિંદુસ્તાનમાં રાજ્ય ઉધું વાળવાના ગુન્હા બિલકુલ નહીં, અથવા જવલ્લેજ થતા હતા. એટલુંજ નહીં પણ ઘણાં વર્ષો થયાં બંગાળ અને પંજાબ સિવાય હિંદુસ્થાનના બીજા ભાગોમાં એ ગુન્હાનું નામ નિશાન પણ નથી. બંગાળમાં અત્યાચારી પક્ષ, બંગભંગથી થયલી અસંતોષની જ્વાળા પૂર જોસમાં ભભુકી ઉઠી ત્યારે ઉત્પન્ન થયો. પંજાબમાં લોકોને અતિશય અસંતુષ્ટ કરનારાં સ્થાનિક સરકારનાં અનેક પગલાંઓથી એ પક્ષ ઉભો થયો, અને કૅનેડામાં વસેલા સ્વાભિમાની શીખોની ઉપર હડહડતું ગેરવર્તન ચલાવવામાં આવ્યું તેને લીધે એ પક્ષ જોરમાં આવ્યો. એ પક્ષે પોતાના અસંતોષનો ચેપ કેટલાક સ્થાનિક માણસોને પણ લગાડયો, અને કોમાગાટા મારૂમાં પાછા આવેલા કૅનેડામાં વસવાટ કરવા ગયેલાની ઉપર જ્યારે સખ્તાઈ વાપરવામાં આવી, ત્યારે તે અસંતોષ તેની પરાકાષ્ઠાએ પહોંચ્યો. બંને પ્રાંતમાં અત્યાચાર પ્રગટ થવાનાં કારણો અમારા મત પ્રમાણે સ્પષ્ટ હતાં. ગમે તેમ હો તો પણ, સરકાર પોતે કહે છે તે પ્રમાણે ડિફેન્સ ઑવ્ ઇન્ડિયા ઍક્ટ પ્રમાણે સરકારને મળેલ અધિકારોથી પંજાબ અને બંગાળ બંને પ્રાંતોમાં અત્યાચાર સંપૂર્ણ રીતે અટકી ગયો હતો.

ડિફેન્સ ઑવ્ ઇન્ડિયા ઍક્ટ લડાઇ દરમ્યાન રાજ્ય ઉંધુ વાળનારી કંઇ હીલચાલો ફાટી નીકળે તેને પહોંચી વળવા માટે એક અણીના ઉપાય તરીકે પસાર કરવામાં આવ્યો હતો. જ્યારે બધુંએ લશ્કર હિંદુસ્થાનમાંથી ફ્રાન્સ અને મેસોપોટેમીઆની રણભૂમિ ઉપર મોકલી દેવામાં આવેલું હોવાથી હિંદુસ્તાનની આંતર શાંતિનો આધાર મ્હોટે ભાગે લોકોની રાજનિષ્ઠા અને શાંતિપ્રિયતા ઉપર રહેલો હતો. ત્યારે આવી સત્તા સરકારને વાપરવી ઘટે એ સમજી શકાય તેવી વાત છે. કાયદાનો અમલ કરનાર ખાતાંને માર્શલ લૉ જેવા અસાધારણ ઉપાયો મળેથી એક પોલીસનો માણસ કદાચ ચારનું કામ કરી શકે, પણ તેમ કરતાં પોલીસની રીતભાત ઉપર મૂકવામાં આવેલા કેટલાક યોગ્ય અંકુશો ખસી જવાથી પ્રજાનું સ્વાતંત્ર્ય તો લુંટાયજ. આ કારણથી, લડાઇ પૂરી થઈ એટલે, ડિફેન્સ ઑવ્ ઇન્ડિયા ઍક્ટ રદ થશે એવી લોકોએ આશા રાખી હતી. તેમાં વળી અધુરામાં પૂરો લોકોને અનુભવ થયો. કે એ કાયદો ખાસ જરૂરના પ્રસંગોમાં જ વાપરવામાં આવશે, અને રાજકીય ચળવળ દાબી દેવા માટે અથવા લોકસેવકોની હીલચાલ અટકાવવાને માટે નાહં વાપરવામાં આવે એવું સરકારે જાહેર કર્યા છતાં, રાજકીય સ્વતંત્રતાને મર્યાદિત કરવા માટે એ કાયદાનો ઉપયોગ કરવામાં આવ્યો. એટલે લોકોની એ કાયદો રદ કરાવવાની આતુરતા વધી. આવી રીતે થયેલા ઉપયોગનો એકજ દાખલો બસ છે. મિસિસ બેસંટ

અને તેના સહાયકોને પૂરી રાખવા માટે એનો ઉપયોગ કરવામાં આવ્યો, કારણ કે તેઓની પ્રવૃત્તિમાં હિંદ–સ્વરાજ્યની હીલચાલ ઉગ્ર રૂપે પ્રગટ થયેલી હતી. હવે તેમની પ્રવૃત્તિમાં તેમના કટ્ટામાં કટ્ટા શત્રુઓને પણ અત્યાચારની ગંધ નહોતી આવી: તેથી લોકોમાં સરકારને વિષે વિશ્વાસ તદન ઉઠી ગયો હતો. તેઓની તો આશા એવી હતી કે હિંદુસ્થાને બજાવેલી અપૂર્વ યુદ્ધસેવાને ધ્યાનમાં લઇને, અને સન ૧૯૧૭ના ઑગસ્ટનું, જવાબદારીવાળી રાજ્યપ્રથાનું પરિણામ લાવનારા સુધારાઓની આગાહી આપનારૂં જાહેરનામું બહાર પડ્યું હતું તે મુજબ સદરહુ ઍક્ટ રદ થશે, અને ગુપ્તચર ખાતાની છંછેડણીમાંથી લોકોને હવે મુકિત મળશે.

પણ આને બદલે પેલાં બે બિલોનો ગોળો તેમના ઉપર ફેંકવામાં આવ્યો એટલે લોકો ચકિત થઇ ગયા. બિલો દાખલ કરતી વેળાએ થયેલા વાઇસરૉયના ભાષણે અસંતોષમાં ઉમેરો કર્યો; કારણ તેમાંથી જણાતું હતું કે સુધારા દાખલ થતાં પોતાની સ્થિતિ વિષમ થશે, એવી સિવિલ સર્વિસ માંહેલા બ્રિટિશ અમલદારોની બ્હીક દૂર કરવા માટે સદરહૂ બિલો યોજાયલાં હતાં. આ બિલો પરત્વે હિંદવાસીઓના મતનું, શ્રીયુત ગાંધીએ સત્યાગ્રહ શરૂ કરતાં વર્તમાનપત્રોમાં નીચેનો જે પત્ર પોતે બહાર પાડ્યો હતો તેમાં વિવેચન કર્યું છે:—

સાહેબ, રૉલેટ બિલો વિરૂદ્ધ સત્યાગ્રહ–પ્રતિજ્ઞાનો ખરડો આ સાથે મોકલું છું. જે પગલું લેવાયેલું છે તે કદાચ હિંદુસ્તાનની તવારીખમાં બહુ ભારે ગણાય. મારી ખાત્રી આપું છું કે તે લેવામાં જરાએ ઉતાવળ નથી થયેલી. મેં પોતે તો તેના વિચારમાં અનેક ઉજાગરા કીધા છે. આ પગલાનાં પરિણામનું મેં બરાબર માપ લીધું છે. સરકારની સ્થિતિનો પણ યોગ્ય આંક બાંધવાનો પ્રયત્ન કર્યો છે. પણ આ વિચિત્ર બિલો દાખલ કરવા સારૂ હું કશું પ્રયોજન જોઇ શકતો નથી. રોલૅટ કમિટીનો રિપોર્ટ મેં વાંચ્યો છે. તે વાંચતાં કમિટીની વર્ણનશકિતનાં વખાણ કર્યા વિના મારાથી રહેવાયું નહી, પણ તે ઉપરથી જે નિર્ણય ઉપર કમિટી આવી શકી છે તેનાથી તદન ઉલટાજ નિર્ણય ઉપર હું આવ્યો છું. એ રિપોર્ટ ઉપરથી હું તો સ્પષ્ટ રીતે એજ નિર્ણય આપું, કે છૂપી ખુનામરકીરૂપી રોગ હિંદુસ્તાનમાં માત્ર સંકુચિત ક્ષેત્રોમાં અને છુટા છવાયા અને બહુ થોડા લોકોમાં ફેલાયલો છે. આવા લોકોની હસ્તી, સમાજને સારૂ જરૂર જોખમકારક છે, પણ આ જોખમ કરતાં વધારે ભયંકર જોખમ તો આ બિલો છે; જે આખા હિંદુસ્થાનને લાગુ પાડવા ધારેલાં છે, અને જે સ્થિતિ નખથી સુધરી શકે તે સ્થિતિ સુધારવાને સરકારના હાથમાં કુહાડો આપનારાં છે. વળી કમિટીએ એક ઐતિહાસિક બીનાનું કેવળ દુર્લક્ષ કર્યું છે. તે એ છે કે હિંદુસ્થાનના કરોડો લોકો પોતાના હૃદયની કોમળતાને સારૂ પૃથ્વીમાં પંકાયલા છે.

હવે આપણે બિલોનું જડતર તપાસીએ. બિલો દાખલ થયાં તે પ્રસંગે નામદાર વાઇસરૉયે બે ખાત્રી આપી: એક સિવિલ સર્વિસને અને બીજી ઇંગ્રેજ વેપારીઓને. આપણામાંના ઘણાને વાઇસરૉય સાહેબનાં આ બાબતનાં ભાષણ વિષે બહુ વસવસો રહે છે. મારે તો કબુલ કરવુંજ જોઇએ કે એ ખાત્રીના હેતુ અને હદ હું સમજી શકતો નથી. જો તેનો અર્થ એવો હોય કે સિવિલ સર્વિસના અને ઇંગ્રેજ વેપારીઓના લાભોને,

હિંદુસ્થાનના હિત અને આર્થિક હાજતો કરતાં વિશેષ ગણવામાં આવશે, તો કોઇ પણ હિંદીથી એ સિદ્ધાંતનો સ્વીકાર નહિં થાય. તેનું પરિણામ તો એ આવશે કે સામ્રાજ્યની અંદર ભાઇઓ ભાઇઓ વચ્ચે તીવ્ર ઝઘડો જાગશે. મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડના રિપોર્ટ પ્રમાણે સુધારા થાઓ યા ન થાઓ; આ ક્ષણે આપણને જે જરૂરનું છે તે તો એ છે કે, આ તાત્ત્વિક મુદ્દા વિષે ઘટતી અને વાજબી સમજુતી થવી જોઇએ. એનો જેમ તેમ નિકાલ કરવાથી ખરો સંતોષ નથી થવાનો. મહાન સિવિલ સર્વિસરૂપી મહાજને સમજવું જોઇએ કે હિંદુસ્થાનમાં માત્ર નામના નહિ, પણ હિંદના ખરેખરા ટ્રસ્ટી અને સેવક તરીકેજ તેઓ રહી શકે છે. મોટી ઇંગ્રેજ પેઢીઓએ સમજવું જોઇએ કે તેઓ હિંદુસ્થાનની કળા, વ્યાપાર અને હુન્નરનો નાશ કરવાને નહિ, પણ તેની હાજતોમાં જે ત્રુટી આવે તેની પુરણી કરવાનેજ રહી શકે છે. જો આ બે વસ્તુનો સ્વીકાર થાય તો તે બે રોલૅટ બિલની પુરેપુરી ગરજ સારી શકશે; અને હું ખાત્રી આપું છું કે આ બે વસ્તુઓથી રાજ્યની સામે થતાં ગમે તે કાવત્રાંને પહોંચી વળી શકશે.

સર જ્યૉર્જ લાઉન્ડસે પ્રજામતનો નિરાદર કરીને બળતાંમાં ઘી હોમ્યું છે. તેઓ સાહેબ હિંદનો ઇતિહાસ ભણેલા છે પણ ભૂલી ગયા જણાય છે; નહિ તો જે સરકારના તેઓ પ્રતિનિધિ છે, તે સરકારે આજ સુધીમાં પ્રજામતને વશ થઇને પોતાના પાકા વિચારો ફેરવેલા છે એવા દાખલાઓનું તેમને સ્મરણ રહેત. રાજ્યકર્તારૂપી શરીરમાં ઉંડા રહેલા રોગની આ બિલો એક સ્પષ્ટ નિશાની છે એમ હું શા સારૂં માનું છું, એ સમજવું હવે સહેલ થઇ પડશે. આવા રોગોનો આકરો જ ઇલાજ હોય. બિલથી અને તે દાખલ થયાં તે વખતના પ્રસંગો જે ભાવ સૂચવે છે, તેથી અધીરા થયેલા, ઉતાવળા, અને તપી ગયેલા જુવાનો છુપી ખુનામરકીનો ઇલાજ પસંદ કરશે. જે તિરસ્કાર અને દ્વેષનો ખુનામરકી ચોખ્ખો પુરાવો છે, તે તિરસ્કાર અને દ્વેષમાં આ બિલો વધારો કરશે જ. સત્યાગ્રહની પ્રતિજ્ઞા લેનારાઓએ હરકોઇ પ્રકારનાં દુઃખ સહન કરવાનો દૃઢ સંકલ્પ કર્યો છે. સરકારની તરફ તેઓને દ્વેષ નથી, અને તેથી તેઓની માંગણીમાં એટલું બધું બળ રહેલું છે કે તેની સામે થવાયજ નહી. એટલે સરકાર તરફનાં દુઃખોનું નિવારણ કરવાને જેઓ ખુનામરકીને અસરકાર ઉપાય ગણે છે. તેના બદલામાં આવા અમોઘ અસ્ત્રની તેઓ ભેટ કરે છે. વળી તે અસ્ત્ર તેનો ઉપયોગ કરનારને અને પ્રતિપક્ષી બંનેને સુખદાયી છે. સત્યાગ્રહીઓ જો પોતાનાં આ અસ્ત્રનો ઉપયોગ બરાબર સમજતા હશે, તો મને પરિણામનો જરાએ ભય નથી. તેમની એ સમજવાની શકિત વિષે શંકા લાવવાનું મારૂં કામ નથી. સત્યાગ્રહ જેવો જલદ ઉપાય લેવા સરખો આ રોગ છે કે નહિ, અને તેને મટાડવાને સારૂ બીજા હળવા ઉપાયો લેવામાં આવ્યા છે કે નહિ, તે જાણી લેવાની સત્યાગ્રહીઓની ફરજ છે. તેઓની ખાત્રી થઇ છે કે રોગ ભયંકર છે, અને હળવા ઉપાયો નિષ્ફળ ગયા છે. બાકી બધું હરિને હાથ છે.

**મોહનદાસ કરમચંદ ગાંધી**

૨૯

ઉપરના પત્રમાં ઉલ્લેખ કરવામાં આવેલી સત્યાગ્રહ પ્રતિજ્ઞા નીચે પ્રમાણે હતીઃ—

" અમારી અંતઃકરણપૂર્વક માન્યતા છે કે જે બે રોલૅટ બિલો વડી ધારાસભામાં દાખલ થયાં છે તે અન્યાયી છે, લોકની સ્વતંત્રતાના સિદ્ધાંતને તોડે છે, અને જેની ઉપર જન સમાજની અને રાજ્યની પણ સહીસલામતીનો આધાર છે તેવા પ્રત્યેક મનુષ્યના કુદરતી હક્કોનો નાશ કરનારાં છે; તેથી અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે જો મજકુર બિલો પસાર કરવામાં આવશે, તો એ કાયદાઓનો અને હવે પછી અમે જે કમિટી નીમવાના છીએ તે કમિટીને યોગ્ય લાગશે તે કાયદાઓનો અમે વિનયપૂર્વક નિરાદર કરીશું, અને જ્યાં સુધી મજકુર કાયદાઓ રદ નહિ થાય ત્યાં સુધી આવા પ્રકારનો નિરાદર કર્યા કરીશું. વળી અમે એવી પણ પ્રતિજ્ઞા કરીએ છીએ કે આ લડતને અંગે અમે ચુસ્તપણે સત્યને વળગી રહીશું, અને કોઈના જાનમાલ કોઇ પણ રીતે ઈજા નહિ કરીએ. "

હવે રોલૅટ ઍક્ટ નામથી જાણીતા થયેલા બિલ નં. ૨નું અમે અહીં સંક્ષિપ્ત પર્યાલોચન કરીશું. બિલ નં. ૧ને અમે છોડી દઇએ છીએ, કારણ તે દેખીતી રીતે સરકારે પડતું મેલ્યું હોય એમ ભાસે છે.

" (૧) હિંદુસ્થાનમાં રાજ્ય ઉંધુ વાળવા માટેની હીલચાલને અંગે થતા ગુન્હાનાં કાવત્રાંઓ કેવાં કેવાં થાય છે અને કયાં કયાં થાય છે તે તપાસી તે ઉપર રિપોર્ટ કરવાને તથા (૨) આવાં કાવત્રાંને પહોંચી વળવામાં શી શી મુશ્કેલીઓ નડે છે તે તપાસી તેનો વિચાર ચલાવવાને, અને તે કાવત્રાં સંપૂર્ણ રીતે દાબી દેવાને સરકાર શક્તિમાન્ થાય તે માટે કાંઇ કાયદા ઘડવાની જરૂર હોય તો તે વિષે સલાહ આપવાને " સને ૧૯૧૭ના ડિસેંબર મહિનામાં હિંદુસ્થાન સરકારે નીમેલી સિડીશન ( રાજ્યદ્રોહ ) કમિટીના પ્રમુખ ન્યાયાધીશ મિ. રોલૅટના નામ ઉપરથી આ ઍક્ટનું નામ પડયું છે. આ કમિટીને પોતાનું કામ ખાનગીમાં ચલાવવાનો હુકમ હતો. તેણે સન ૧૯૧૮ના એપ્રિલ મહિનામાં પોતાનો રિપોર્ટ સરકારને રજુ કર્યો. આ કમિટીની લાહોરમાં ચાર બેઠક થઇ હતી તે બાદ કરતાં બધીએ બેઠક કલકત્તામાં થઇ હતી. રિપોર્ટ મોકલતાં સરકારને લખેલા પત્રમાં ન્યાયાધીશ મિ. રોલૅટે જણાવ્યું હતું કે " અમારી નીમણુક જે હુકમથી થઇ છે તે હુકમમાં ફરમાવ્યા પ્રમાણે અમે અમારી દરેક બેઠક ખાનગી જ રાખી છે. " આજ દિન સુધી લોકોને કમિટી આગળ અપાયલા પુરાવાની અથવા તે પુરાવા આપનાર લોકોની કશી ખબર પડી નથી. સ્વાભાવિક રીતે આ સાક્ષીઓની લોકપક્ષ તરફથી ઉલટ તપાસ થઇ ન હતી. કારણ કમિટીની આગળ લોકપક્ષ રજુ કરવાને કોઈ પ્રતિનિધિ નીમવામાં આવ્યો જ ન હતો.

આ કમિટીની ભલામણના પરિણામે આ બિલો થયાં. અમે સીડીશન કમિટીનો રિપોર્ટ અને ભલામણો વાંચી ગયા છીએ. આ ભલામણો જે સ્થિતિને ઉદ્દેશીને કરવામાં આવી છે તે સ્થિતિ તે વખતે વર્તમાન ન હતી, એટલે એ ભલામણો સમજવી મુશ્કેલ છે. ડિફેન્સ ઓવ્ ઇંડિયા ઍક્ટ અથવા તેના જેવા બીજા કોઇ કાયદા વિના અત્યાચાર કરી પાછો ન ફાટી નીકળવાની બાંહેધરી ન આપી શકાય એવી દલીલ કરવામાં આવે છે ખરી. આ દલીલમાં બે પ્રતિજ્ઞાઓ સ્વીકારી લેવામાં આવે છેઃ એક તો એ કે રાજ્યો ઉંધું વાળનારા

ગુન્હા દાબી દેવાને માટે જ માત્ર દબાણકારક કાયદાની જરૂર છે એમ નથી, એવા ગુન્હા આવો કાયદો ચાલુ રહે તોજ દાબી રાખી શકાય; બીજું એ કે રાજ્ય ઉંધું વાળનારા હોવાનો જેઓને વિષે શક જતો હોય તેવા માણસો હજી છચ્ચોક ફરે છે.

હવે આમાંની પહેલી પ્રતિજ્ઞામાં રાજકુશળતાનું દેવાળું, અને લેવા ધારેલા ઉપાયની નિષ્ફળતાનો સ્વીકાર પ્રગટ થાય છે; બીજી પ્રતિજ્ઞામાં કાર્યદક્ષતાનો પારાવાર અભાવ પ્રગટ થાય છે. ખરી વાતો તો એ છે કે દબાણકારક કાયદાને માટેની માગણી થઇ તેનો અર્થ એટલોજ કે સરકારની લોક મતને નમવાની મરજી નથી, અથવા લોકમત વિરૂદ્ધ રાજ્ય ચલાવવું છે. આ મુદ્દો માનનીય શ્રીયુત શાસ્ત્રીએ, રોલૅટ બિલ દાખલ કરવામાં આવ્યું તે વેળા કરેલા પોતાના ભાષણમાં, ઉત્તમ રીતે સ્ફુટ કર્યો હતો. આ રાજકર્તાના સિદ્ધાન્તમાં રીઢા થઈ ગયેલાને રાજકીય સુધારા સંતોષ ન આપે, તો પણ શાંતિ જાળવવાનો ખરેખરો માર્ગ રાજકીય સુધારા છે, દબાણની નીતિ નથી. એમ કહીને પછી તેઓ નીચે પ્રમાણે બોલ્યા હતા:—“ અરાજકતા વાદીનું મન દુર્ભાગ્યે આવી રીતે બગડેલું છે તે કારણથી શું આપણે એમ કહીશું કે આ લોકોને રાજકીય સુધારાથી સંતોષ થવાનો નથી, એટલે આપણે તેમનો કાંઈ પણ વિચાર કર્યા વિના તેમને કાયદોજ લાગુ પાડો. પાકી રાજકુશળતાનાં એ લક્ષણ ન કહેવાય. આપણે તેમને રાજકીય સુધારાનાં સંતોષપ્રદ પગલાંઓ લઈને સંતોષવા જોઇએ. પણ છેવટે આ અરાજકતાવાદીને સંતોષવાનુ આપણું કાર્ય નથી, આપણું કાર્ય તો જે સામાન્ય વાતાવરણમાં અરાજકતા પોષાય છે તે વાતાવરણને સુધારવાનું છે; અને જ્યારે અરાજકતાવાદીને ખાતરી થશે કે તેને દિલસોજી આપનાર ક્યાંયે મળે એમ નથી, તથા સંતોષ અને રાજકીય આબાદાની જ્યાં વિસ્તરી રહ્યાં છે તેવી ભૂમિમાં તેના દુષ્ટ સિદ્ધાન્તને કોઇ દાદ દે એમ નથી ત્યારે, કાયદાના લાંબા ચોપાઆમાં તે ભલે ન આવી શકતો હોય, તોપણ તે આપોઆપ જ અલોપ થઇ જશે. ”

બિલના બચાવમાં એમ પણ કહેવામાં આવ્યું હતું કે નિર્દોષ લોકોને તો આ કાયદાની જબરદસ્તીથી બ્હીવાનું કારણ નથી. આ કથનની ઉપર કરેલી માનનીય શ્રીયુત શાસ્ત્રીની ટીકા બહુ જાણવા જેવી છે, તેઓએ કહ્યું હતું:—

“ એકવાર ખરાબ કાયદો પસાર થયો તે હમેશાં માત્ર ખરાબ માણસોનીજ સામે નથી વાપરવામાં આવતો. × × × × × નજીવા બનાવોથી ઉપજેલી ગભરામણને અવસરે સરકારને પોતાનો મિજાજ ખોઇ બેસતી મેં જોઇ છે. ત્રાસ-કાંડ ચાલી રહેલો મેં જોયો છે. ઉત્તમોત્તમ શ્રેષ્ઠમાં શ્રેષ્ટ હિંદીઓને, આપણામાંના ઉત્તમોત્તમ ચરિત્રવાળાઓને ઘડી ઘડીને ગુપ્તચર ખાતાની મુલાકાતથી ડરતા મારેલા રહેતા મેં જોયા છે...............દબાણની નીતિ સરકાર ગ્રહણ કરે છે, ત્યારે નિર્દોષ માણસો સલામત નથી રહેતા મારા જેવા માણસો તે વેળા નિર્દોષ નહીં ગણાય. નિર્દોષ તો તે જ ગણાય કે જે રાજકાજ તજીને ચાલુ જાહેર હીલચાલોમાં ભાગ લેતો બંધ પડે, જે ઘરના ખૂણામાં જ બેસી માળા ફેરવે, સરકાર વેરા ભર્યા કરે અને જે સરકારી નોકર સામો મળે તેને સલામ કર્યા કરે. રાજકાજમાં માથું મારનાર માણસ, કોઈ પણ સાર્વજનિક કાર્ય માટે નાણાં ઉઘરાવનાર માણસ, અથવા જાહેર સભામાં ભાષણ આપનાર માણસ તો

ત્યારે વ્હેમપાત્ર બનશે. કોઇ પણ ઘડીએ મારા ઉપર વાદળી આવી પડે; એટલે હું તો કાંઈ નહીં તો મારી પોતાની સલામતીને ખાતર, કહી દેવાનો કે આના જેવી આકરી સત્તા જો અમલદારોના હાથમાં આવી તો કેવળ દુષ્ટો નહીં, પણ બીજાઓ પણ તેના સપાટામાં આવવાના. સારા નરસા બંનેને એનો સપાટો લાગશે, અને પરિણામે લોકસેવાવૃત્તિ એવી તો ક્ષીણ થઇ જશે, દેશમાં રાજકાજનું સ્વરૂપ એટલું તો નિકૃષ્ટ થઈ જશે, કે જવાબદાર રાજપ્રથા આપવાની તમારી બધી વાતો કેવળ મશ્કરી કહેવાશે. તમે ભલે તમારી કાઉન્સિલો મોટી કરો, મત આપાનારાઓ ભલેને ગમે તેટલા વધારો, પણ તમારી કાઉન્સિલમાં પછી જે માણસો ભરાશે તેઓ ખુશામતીઆ હશે, ડરપોક હશે, અને બહારની દેખીતી લોકશાહીના રૂપમાં આ દાબી દેવાની સત્તાથી સજ્જ થયલી નોકરશાહીનું અપ્રતિહત રાજ્ય ચાલશે. દુષ્ટોને શિક્ષા કરવાની તો આપણી સૌની ઇચ્છા છે. દુષ્ટતા સજા વિના છુટી જાય એમ આપણામાંથી કોઈ ઇચ્છતો ન હશે, પણ દુષ્ટોને પણ અમુક પ્રકારેજ સજા થવી જોઇએ. સ્કોકિંગટનને ગોળીબાર કરવામાં આવ્યો ત્યારે આખી જગત્ ધબકી ગઈ હતી......................લડાઈના વખતમાંએ, જ્યારે માણસ માત્ર ખળભળાટ અને ભયથી ધ્રુજી રહેલ હોય છે, અને જ્યારે શત્રુને જીતવા સિવાય બીજી વસ્તુનો કોઈ વિચાર કરતું નથી, ત્યારે પણ લડાઇના અમુક નિયમો પાળવામાં આવે છે. નિયમમાં રહીને લડવું પડે છે.................જ્યારે કોઈ દેશમાં ગુન્હેગારો ભટકતા ફરતા હોય ત્યારે તેઓની પણ ખબર લેવાની અમુક રીતો હોય છે. તમે કાંઈ તેઓને લાગલાજ કેદમાં પુરી દઈ, માણસની ન્યાયવૃત્તિને આઘાત પહોંચાડે તેવી રીતે, જેથી નિર્દોષ માણસને પણ એમ લાગે કે દેશમાં તો કાયદા જેવી કાંઈ વસ્તુજ નથી તેવી રીતે, જેથી પ્રમાણિક, શુદ્ધ અને જનહિતકારી કાર્ય અશક્ય થઇ પડે તેવી રીતે તમે તેઓને સજા નથી કરી શકતા. દુષ્ટતાનો નાશ કરવાની પણ કીંમત કાંઇ ન્હાનીસુની નથી પડતી, બહુ ભારે પડે છે...........પ્રમાણિક માણસને કાયદાના ડરના માર્યા પોતાના ઘરમાં ભરાઈ રહેવાની, પોતાનાથી જે વિના ઘડીભર ન ચલાવી શકાય તેવી સાર્વજનિક પ્રવૃત્તિ છોડી દેવાની, એને દેશમાં એક ભયંકર કાયદો છે એ જાણીનેજ રાજકીય અને સાર્વજનિક કાર્ય તજવાની ફરજ પડે, તેના કરતાં બહેતર છે કે થોડા બદમાશો છૂટે દોર ફરે."

સર વિલિયમ વિન્સેંટે એવો અભિપ્રાય પ્રકટ કર્યો હતો કે પોતાને સોંપાયલા રોલૅટ બિલનો હેતુ "રાજકાજને દાબી દેવાનો નહીં, પણ વિશુદ્ધ કરવાનો છે" શ્રીયુત શાસ્ત્રીએ સરકારને તેમના સારા હેતુ માટે ધન્યવાદ આપ્યો પણ સાથે સાથે કહી દીધું કેઃ "આ જગતમાં સારા હેતુઓથીજ કામ સરતું હોય તો તો બધી ભાંજગડ મટી જાય......... સામાજિક અને રાજકીય ધારાઓનો ઇતિહાસ ઉત્તમોત્તમ હેતુ ઉંધા વળ્યાના દાખલાથી ભરપૂર છે. દારિદ્ર નાશ કરવાના હેતુથી ઘડાયલા કાયદાઓથી દારિદ્ર વધ્યું છે, અને માન૦ સર વિલિયમ વિન્સેંટને હું કહેવાની રજા લઉં છું કે આ કાયદાઓ પણ, રાજકાજ વિશુદ્ધ કરવાના હેતુથી પ્રયોજાયલા હોવા છતાં ભય ભરી રીતે રાજકાજ દાબી દેવાની હદ સુધી પહોંચશે. ધારાપોથી ઉપર આવો આકરો કાયદો મૂકીને, તે કાયદાને અમલમાં લાવનારા અતિઉત્સાહી અમલદારોને તમે શાંત વર્તવાને પહોંચાવવાના ટૂંકાટચ રસ્તા બતાવી આપશો."

આ દબાણના કાયદાને લોકો તરફથી તો બિલકુલ ટેકોજ ન હતો એટલે શ્રીયુત શાસ્ત્રીએ ધારાસભાના દરેક હિંદુ રાજ્યના " અનહદ વિરોધની સામે આવો કાયદો પસાર કરવા વિરૂદ્ધ સરકારને ચેતવણી આપતાં ધારાસભાને સવાલ કર્યો: " હિંદીઓમાંથી હવે તમોને ટેકો આપનાર કોણ છે? હિંદુસ્થાનની કરુણકથા ટૂંકામાં કહું તો તમે હિંદુસ્થાનમાં આટલા સૈકાઓ સુધી રાજ્ય કર્યું છે તે લોકોથી અળગા રહીનેજ, લોકોમાંના કોઈ પણ વજનદાર માણસના ટેકા વિના એકાકી રાજ્ય ચલાવ્યું છે.........તમને લોકોના કોઇ પણ વર્ગ તરફથી ટેકો મળતો નથી; ખુદ સરકારે નીમેલા સભ્યોએ આ બિલને આશીર્વાદ નથી આપ્યો, કે નથી આપ્યો જમીનદાર સભ્યોએ. કાયદાશાસ્ત્રી સભ્યોએ નથી આપ્યો, કે નથી આપ્યો વ્યાપારી સભ્યોએ. છતાં માન૦ સર જૉર્જ લાઉન્ડસ આપણને કહે છે કે " અમારે તો આ કાયદો પસાર કરવોજ છે, કારણ અમને ખાતરી છે કે એ બરાબર છે; તમારી મદદ અમને મળત તો અમે રાજી થાત, પણ અમને અમારી જવાબદારી એટલી બધી લાગે છે કે તમારી સોનાજેવી મદદ વિના પણ અમારે ચલાવી લેવું પડશે. " આ માનનીય કાયદાશાસ્ત્રીની હીંમતને ધન્ય છે, તેમજ એમની નિખાલસતાને પણ ધન્ય છે, કે એમને બોલતાં સંકોચન ન થયો કે ' આજે જવાબદારી અમારી છે: તમારી જવાબદારી બિલકુલ નથી- ' અમને પણ એ અમારી સ્થિતિનું ભાન છે. નામદાર સાહેબ, આ કાયદાને માટે અમે બિલકુલ જવાબદાર નથી અને સર વિલિયમ ભલેને માનતા હોય, કે લોકો પાસે આ બિલો વિષે બરાબર ઉહાપોહ કરવામાં આવશે ત્યારે તેઓ–ખાસ કરીને અંગ્રેજ લોકો–એમ માનશે કે અમને જવાબદારી હતી પણ તે જવાબદારીમાંથી અમે ખસી ગયા, પણ હું તો તેમ માનતો નથી. અમને જવાબદારી છેજ નહીં."

આ પછી શ્રીયુત શાસ્ત્રીએ પોતાનું ભાષણ નીચેની ગંભીર ચેતવણી આપીને પૂરૂં કર્યું હતું;

" મારે હવે એકજ વાત કહેવાની રહે છે અને હું ઘડીક માટે જે દેશના પ્રતિનિધિ તરીકે બોલું છું તે દેશના લોકોની લાગણીનો બરાબર ખ્યાલ આપવા ખાતરજ તે વાત કરૂં છું. માનનીય કાયદાશાસ્ત્રીએ કહ્યું છે કે અમારામાંના કેટલાક ભારે ચળવળ ચલાવવાની ધમકીઓ આપી રહ્યા છે. હું નથી માનતો કે તેઓનું આ વચન તેમની ખરેખરી માન્યતા પ્રગટ કરતું હોય. હું ધારૂં છું કે બિલની સામે બોલનાર એક પણ સભ્ય એવો નહીં હશે કે જેણે ચળવળની જેને ખરી રીતે માત્ર ધમકીજ કહેવાય તેવી ધમકી આપી હશે. હું કહેવાને રજા લઇશ કે કોઇની, ખાસ કરીને વિનીત પક્ષમાંના કોઇની, મગદૂર નથી કે દેશમાં જઇને તે કોઇ તોફાની ચળવળ જગાવી શકે. એ અશક્ય વાત છે. ચળવળ તો અગાઉથી ત્યાં હશેજ, જો અમે જે શબ્દો બોલી રહ્યા છીએ તેની સામાન્ય રાજકીય વાતાવરણ ઉપર કાંઇ અસર થતી હોય તો પ્રજાનું હૃદય તો ધબકીજ રહ્યું હશે. ચળવળ તો આજે જીવતી અને જાગતી મૌજુદ છે. અહીંના મારા સરકારી સહધુર્યોને હું ખાત્રી આપું છું કે અમારામાંના કોઈ પણ જણનો આમાં કશો ભાગ નથી, પણ અમારી અહીં કરેલી આજીજીઓ નિષ્ફળ જાય, અને બિલ પસાર થાય, તો હું નથી માનતો કે અહીં એવો કોઇ પણ હશે કે જે એ ચળવળમાં જોડાયા વિના પોતાની ફરજ બજાવાઈ છે એમ માનશે "

પણ આ ઉગ્ર વિરોધ છતાં બિલ સિલેક્ટ કમિટીને સોંપવાનો ઠરાવ પસાર થયો, અને નવી 'ધારાસભા સ્થપાય ત્યાર પછી છ મહિના સુધી તેને મોકુફ રાખવા બદલ કરવામાં આવેલો સુધારાનો ઠરાવ તા. ૬ઠી ફેબ્રુઆરી સને ૧૯૧૯ને દિને રદ ગયો. ૨૨ સભ્યોએ સુધારાના ઠરાવની તરફેણમાં મત આપ્યા, ૩૫ સભ્યોએ વિરૂદ્ધમાં આપ્યા. સુધારાના ઠરાવની વિરૂદ્ધ એટલે બિલની તરફેણમાં મત આપનારા ૩૫ ગૃહસ્થોનાં, અને સુધારાના ઠરાવની તરફેણમાં એટલે બિલની વિરૂદ્ધમાં મત આપનારા ૨૨ ગૃહસ્થોનાં નામ અમે નીચે આપીએ છીએ. એ ઉપરથી જોઇ શકાશે, કે ૩૪ ગૃહસ્થોની ટોળીમાં હિંદી નામ માત્ર એકજ છે, અને તે વાઇસરૉયની એકિઝક્યુટિવ કાઉન્સિલના હિંદી સભ્યનું છે. તેઓને તો વિરૂદ્ધ મત આપવો હોત તો રાજીનામું આપેજ છુટકો હતોઃ—

| તરફેણમાં. | વિરૂદ્ધમાં. |
|---|---|
| માનનીય સર ગંગાધરરાવ ચિટનવિસ. | નામદાર કમાન્ડર ઇન્ ચીફ |
| ,, બાબુ સુરેન્દ્રનાથ બૅનર્જી. | માનનીય સર ક્લૉડ હિલ. |
| ,, મહમુદાબાદના રાજા. | ,, ,, શંકર નેર. |
| ,, ડા. તેજ બહાદુર સપ્રુ. | ,, ,, જોર્જ લાઉંડસ. |
| ,, પંડિત મદનમોહન માલવીય. | ,, ,, વિલિયમ વિન્સેંટ. |
| ,, શ્રીયુત શ્રીનિવાસ શાસ્ત્રી. | ,, ,, જેમ્સ મેસ્ટન. |
| ,, ,, બી. એન. સર્મા. | ,, ,, આર્થર એંડર્સન. |
| ,, ખાન બહાદુર મીર આસાદઅલી. | ,, મિ. ડબલ્યુ એ. આયર્નસાઇડ. |
| ,, શ્રીયુત વિઠ્ઠલભાઇ પટેલ. | ,, સર વર્ની લૉવેટ. |
| ,; મિ. મહમદઅલ્લી જીન્ના. | ,, મિ. એચ. ઍફ. હૉવર્ડ. |
| ,, સર ફાઝલભાઈ કરીમભાઇ. | ,, સર જેમ્સ ડુબોલે. |
| ,, રાય સીતાનાથ રાય બહાદુર. | ,, મિ. એ. એચ. લે. |
| ,, રાજા સર રામપાલ સિંહ. | ,, ,, એચ. શાર્પ. |
| ,, રાજા કૃષ્ણ સહાય બહાદુર. | ,, ,, આર. એ. મેન્ટ. |
| ,, કનિકાના રાજા. | ,, મેજર જનરલ સર ઍાલફ્રેડ બીંગલી. |
| ,, મિ. મઝહર—અલ—હક. | ,, સર ગૉડફ્રે ફેલ. |
| ,. ખાન બહાદુર મીઆં મહમદ શફી ) | .. મિ. એફ. સી. રોઝ. |
| ., ખાન ઝુલ્ફિકર અલી ખાન. | .. મિ. સી. એચ. કેસ્ટેવન. |
| ,, શ્રીયુત ગણેશ સદાશિવ ખાપર્ડે. | .. મિ. ડિ. એસ. બે. |
| ,, રાય બહાદુર બિશનદત્ત શુકલ. | .. લેફ્ટેનન્ટ કર્નલ આર. ઈ. હૉલૅન્ડ. |
| ,, શ્રીયુત કે. કે. ચંદા. | ., સર્જન જનરલ ડબલ્યુ. આર. એડવર્સ. |
| ,, ,, મૅાગ બા દૂ. | ,, મિ. જી. આર. ક્લાર્ક. |
| | ,, ,, એ. પી. મુડિમેન. |
| | ,, ,, સી. એ. બેરન. |
| | ,, ,, પી. એલ. મૂર. |
| | ,, ,, એમ. એન. હૉગ. |

**વિરૂદ્ધમાં.**

,, ,, ટી. ઈમિસેન.
,, ,, ઈ. એચ. સી. વૅલ્શ.
,, ,, સિ. એ. કિન્કેડ.
,, સર જૉન ડૉનૅલ્ડ.
,, મિ. પી. જે. ફેગન
,, ,, જે. ટી. મારટન.
,, ડબલ્યુ જે. રીડ.
,, ડબલ્યુ એફ. પાઇસ.
,, એચ. મૅક્રીફ સ્મીથ.

તા. ૧૮મી માર્ચને દિવસે આ બિલ આખરે પસાર થયું–તેમાં કેટલાક ફેરફારો થયા ખરા, પણ તે નજીવા હતા. તે બિલની યોજના અને વ્યાપ્તિને અડે એવા નહતા, એટલે જે સભ્યના હાથમાં એ બિલ હતું તેમણે સ્વીકાર્યા હતા—અને તેને પરિણામે ત્રણ પ્રસિદ્ધ સભ્યોએ ધારા સભામાથી રાજીનામાં આપ્યાં: પંડિત મદનમોહન માલવીય. મિ. મઝહર-અલ-હક, અને મિ. મહમદઅલ્લી જીન્ના.

હવે આપણે રૉલૅટ ઍક્ટના ઠરાવો ઉપર નજર નાંખીને જોઇએ કે તેની વિરૂદ્ધ જે સુવિસ્તૃત અને અપ્રતિમ ચળવળ થઇ તેને પાત્ર તે ઠરાવો છે કે નહિં.

મૂળ તો એ કાયદો કાયમને માટે યોજવામાં આવ્યો હતો, પણ સિલૅક્ટ કમિટીએ તેની મુદત લડાઇ પૂરી થયા પછી ત્રણ વર્ષની રાખવા બાબતના સુધારાનો એક ઠરાવ મંજુર રાખ્યો હતો. અમને લાગે છે કે આ મુદત ઓછી થવાથી તત્ત્વની દૃષ્ટિએ કરેલો કાયદાનો વિરોધ ઓછો નજ થઇ શકે.

* એમાં ૪૩ કલમો છે, અને એના પાંચ ભાગ પાડયા છે. એનો આરંભ રમુજી છે: "સામાન્ય ફોજદારી કાયદામાં વધારો કરવાનો તથા અરાજકતા અને રાજ્યક્રાંતિની ચળવળોને પહોંચી વળવા સારૂ કટોકટીના પ્રસંગના અધિકારો સરકાર ચલાવી શકે તેમ કરવાનો ઠરાવ કરવો ઈષ્ટ છે."

એ આખા હિંદુસ્થાનને લાગુ પડે છે. પહેલા ભાગમાં "જો ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલની ખાતરી થાય કે હિંદુસ્થાનના કોઇપણ ભાગમાં અરાજકતા અથવા રાજ્યક્રાંતિની ચળવળો ચલાવવામાં આવતી જાય છે, અને એવી ચળવળોના સંબંધમાં પરિશિષ્ટમાંના ગુન્હાઓ એટલે દરજ્જે ચાલુ છે કે જાહેર સલામતીના હિત ખાતર એવા ગુન્હાઓનો ઝડપથી ઈન્સાફ કરવા ઈષ્ટ છે તો," તે પ્રમાણે જાહેર કરવાનો ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલને અધિકાર આપવામાં આવ્યો છે, અને તેમ થાય એટલે પહેલા ભાગના ઠરાવો "જાહેરનામામાં નિર્દિષ્ટ કરેલા પ્રદેશમાં અમલમાં આવશે." રૉલૅટ ઍક્ટનો બચાવ કરનારાઓ એમ કબૂલ તો કરે છે કે અમલ બજાવણી કરનારા અધિકારીઓને એ કાયદાની

* રૉલૅટ ઍક્ટમાંના જેટલા ઉતારા હવે પછી આવે છે તે સરકારે કરાવેલા ગુજરાતી ભાષાન્તરમાંથી લેવામાં આવ્યા છે.

રૂપે આપવામાં આવેલા અધિકારો બહુ ભારે છે, પણ સાથે સાથે તેઓ એમ પણ કહે છે કે તે વાતની કાંઇ હરકત નથી, કારણ કોઈ જે તે અધિકારીની નહિં પણ ગર્વનર જનરલ ઇન્ કાઉન્સિલ જેવા ઉંચા અધિકારીની ખાતરી થવાની જરૂર છે કે અરાજકતા અથવા રાજ્યક્રાંતિની ચળવળો પ્રવર્તી રહી છે, અને તેવી ચળવળના સંબંધમાં પરિશિષ્ટમાં જણાવેલા ગુન્હાઓ એટલે દરજ્જે થઇ રહ્યા છે કે ન્યાય ઉંધો વળે તેટલા માટે કાયદામાં રાખેલા સામાન્ય સાવચેતીનાં ઠરાવો કોરે મૂકવા વાજબી ગણાય. ત્યારે આ ઉંચા અધિકારીની સામાન્ય રીતે ખાતરી કેવી રીતે થાય છે તે આપણે જોઈએ. શરૂઆત થાય છે નીચેમાં નીચેના દરજ્જાના પોલીસના તરફથી આ માણસનો ઘણી વાર અપરાધી ચળવળોને મોટી કરી બતાવવામાં સ્વાર્થ રહેલો હોય છે, વળી ઘણી વાર તેના પાર વિનાના અજ્ઞાનને લીધે પોતાની આગળ રજુ થયેલી હકીકતને તે સમજી શકતો હોતો નથી, ઘણીક વાર લાંચ રૂશ્વત પણ લઇ લે એવો હોય છે. આવો માણસ પોતાના ઉપરીને રિપોર્ટ કરે છે કે અમુક રાજ્યક્રાંતિકારક ચળવળ ચાલી રહેલી છે, અને તેના સંબંધમાં ગુન્હાઓ થઈ રહેલા છે. ઉપરી અમલદાર તપાસ ચલાવે છે. તેની ખાતરી થાય છે, અને ન ખાતરી થાય તો રિપોર્ટ કરનાર માણસ વધારે–ભલે ને બનાવટી હોય તેવો–પુરાવો રજુ કરે છે, અને આમ રિપોર્ટ મૂળમાંથી જ અશુદ્ધ હોય, અથવા તેમાંથી અમુક ટકા બાદ કરવાના હોય તોપણ, તે આગળ વધતો જાય છે. આગળ વધતાં તે ફૂલતો ફાલતો જાય છે. તે એટલે સુધી કે આખરે તે ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલના જાહેરનામામાં ફળે છે. આમ બિલકુલ અછતું એવું વજન તેને મળે છે. પંજાબના બનાવોનું નિરીક્ષણ કરવાથી અમારા કહેવાનું તાત્પર્ય બરાબર સ્ફુટ થશે—ઉડતી અફવાઓ અને વહેમોને વધારી રાજ્યક્રાંતિકારક ચળવળોનો આકાર કેવી રીતે આપવામાં આવે છે, કેવળ નિર્દોષ માણસોને દ્વેષયુક્ત, અને ઘણીખરી વાર મનસ્વી રીતે કેવી રીતે ફોજદારીમાં ઘસડવામાં આવે છે, અને તેમની ચાલુ હેરાનગતિ કેવી રીતે થાય છે તે બધું જણાઈ આવશે.

હવે આપણે ઉપર કહેલા "પરિશિષ્ટમાંના ગુન્હાઓ" કેવા કેવા છે તે તપાસીએ. તે ગુન્હાઓમાં રાજદ્રોહના નામે ઓળખાતો અતિશય કૃત્રિમ ગુન્હો આવી જાય છે: તેમાં ઘાતકી હથિયારોથી દંગો કરવાના ગુન્હાનો સમાવેશ થાય છે; જેમ ભરેલાં હથિયારોથી ગંભીર ઈજા કરવાનો ગુન્હો, માલમિલકત પડાવી લેવા માટે અથવા કાંઈ ગેરકાયદેસર કામ કરાવી લેવા માટે ઈજા કરવાનો ગુન્હો, તેમજ જોરજુલમથી કાંઈ કઢાવી લેવું હોય તે માટે, અથવા ધાડ પાડવા માટે કોઇપણ શખ્સને ઈજા કરવાની ધમકી આપવાનો ગુન્હો પણ આવી જાય છે. આ પ્રમાણે એક રાજ્યક્રાંતિકારક ચળવળ ચાલુ છે એવા વહેમનાં એક વાર મૂળ નંખાયાં કે પછી કોઈ સરકારી પગલાંની ઉપર જોરદાર ટીકા, કે કોઇ ધાર્મિક તકરારમાંથી ઉત્પન્ન થયેલો દંગો, કે કોઇ હિંદુ–મુસલમાન બખેડો, અથવા તો ખાનગી ઉપયોગોને માટે નાણાં કઢાવી લેવાનો ગુન્હો અથવા તો ધાડપાડુઓની ધાડ એ બધીએ વસ્તુ પેલી ચળવળની સાથે સંબંધ ધરાવે છે એમ મનાવાનો સંભવ છે.

આ "ઝડપથી ઇન્સાફ" આપવાનું સ્વરૂપ તો જોઇએ. એ કાયદો ધારાસભામાં રજુ કરનારનાજ શબ્દોમાં જ એ વર્ણવીશું. તેણે કહ્યું હતું કે આ મુકદમાની સુનાવણી "કમિટ કર્યા વિના, તેમજ અપીલ કરવાનો હક રાખ્યા વિના ઝડપથી ચલાવવાની છે,

અને તે ખાનગી રીતે ચલાવવાને હરકત નથી." સુનાવણીનું કામ બધું અથવા કેટલુંક કોર્ટને ઇષ્ટ લાગે તે પ્રમાણે પ્રાંતની કોઇ પણ જગ્યાએ ચલાવવાનો કોર્ટને અધિકાર છે, અને એડવોકેટ જનરલ જો એવી માગણી કરે કે હાઇકૉર્ટ ભરવાની સામાન્ય જગ્યાને બદલે કોઈ બીજી જગ્યાએ તે ભરવી જોઇએ તો ત્યાં ભરવાને પણ અધિકાર છે.

સાતમી કલમમાં ઠરાવ્યું છે કે ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ઠરાવો, આ પહેલા ભાગના ઠરાવો સાથે અસંગત હોય તેટલે અંશે આ ભાગ મુજબ ચલાવવામાં આવનારી સુનાવણીઓને લાગુ પાડવા નહિં. ૮મા કલમ મુજબ દેહાંત દંડની શિક્ષાને પાત્ર હોય તેવા ગુન્હાઓની સુનાવણી વખતે પણ કામ ચલાવવાની રીત "માજી-સ્ટ્રેટોએ વૉરન્ટના મુકદ્દમાનો ઇન્સાફ કરવા માટે જે રીત ઠરાવેલી છે" તે રીત જેટલી ટૂંકી કરી નાંખવામાં આવી છે. આરોપી વધારેમાં વધારે એક, અને તે પણ વધારેમાં વધારે ૧૪ દિવસની, મુલતવીની મુદ્દત માગી શકે છે. ૧૮મી કલમ પુરાવાના કાયદાની બે અતિશય મહત્ત્વની કલમોને રૂખસદ આપે છે. હિંદુસ્થાનના પુરાવાના કાયદાની ૩૨ મી અને ૩૩ મી કલમોમાં ઠરાવ્યું છે કે કોઇ પણ મરણ પામેલા સાક્ષીની કેફિયત ત્યારે જ પુરાવા તરીકે દાખલ કરી શકાય કે જ્યારે તે, અમુક સંજોગો ઉપરાંત, તે સાક્ષીના આર્થિક સ્વાર્થની વિરૂદ્ધ હોય અને તેની અગાઉ ઉલટ તપાસ થઇ ચૂકેલી હોય. હવે, મેજીસ્ટ્રેટની આગળ "કેફિયત કરનાર શખ્સ જો મરી ગયો હોય, અથવા મળી શકતો ન હોય અથવા જુબાની આપવાને અશક્ત હોય, અને કૉર્ટની ખાતરી થાય એવી રીતે સાબીત કરવામાં આવે કે એવું મોત, ગુમ થઇ જવું, અથવા અશક્તપણું તોહોમતદારના હિતમાં થયું છે" તો ૧૮ મી કલમ મુજબ ઉપરની બે સાવચેતીની શરતો રદ કરીને તે કેફિયત પુરાવામાં દાખલ કરવાનો કૉર્ટને અધિકાર આપવામાં આવ્યો છે, આ કલમમાં ન્યાય સંપૂર્ણ રીતે ઉંધો વાળવાની શક્તિ રહેલી છે "ગુમ થઈ જવું અથવા અશક્તપણું" અથવા મોત પણ "તોહોમતદારના હિતમાં થયું છે" એવી ખાતરી કરવી કૉર્ટને માટે અતિશય મુશ્કેલ વાત છે, એટલે જેની કદિ ઉલટતપાસ ન થઇ હોય તેવા કોઇ પણ હિત ધરાવતા શખ્સની કેફિયતથી કોઇ પણ નિર્દોષ માણસની જીંદગી સ્હેલાઇથી જોખમમાં નાંખી શકાય.

૧૭ મી કલમ મુજબ એવું ઠરાવ્યું છે કે આવી સુનાવણી પછી કરવામાં આવેલા ફેંસલા છેવટના છે, અને તેની ઉપર અપીલ અથવા ફરી તપાસણી થઇ શકશે નહિં. એવી દલીલ કરવામાં આવી છે કે ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં અથવા પુરાવાના કાયદામાં ઠરાવેલી સાવચેતીની શરતો કાંઇક અંશે રદ થવાથી, અથવા અપીલ અથવા ફરી તપાસણીનો હક લઇ લેવાથી જ કાંઇ ચિંતા કરવાનું કારણ નથી, કારણ કૉર્ટમાં ત્રણ સભ્યો હશે, અને ત્રણેએ હાઇકૉર્ટના કાયમના ન્યાયાધીશો તરીકે કામ કરેલું હશે. ગયા ઍપ્રિલના બનાવોનું અવલોકન કરતાં અમે બતાવવાની ઉમેદ રાખીએ છીએ કે હાઇ-કૉર્ટનું વાતારણ દૂર થયું એટલે હાઇકૉર્ટના ન્યાયાધીશોની સ્પેશ્યલ બૅંચ કરવામાં આવી છે તે વાતમાં કાંઇ લાભ કાઢવાપણું રહેતું નથી. ઉંચામાં ઉંચો ન્યાયાધીશ પણ, પુરાવાને તોલવામાં અથવા તેને કાયદો લાગુ પાડવામાં ભૂલ કરવાને પાત્ર છે, અને જ્યારે ખૂબ વિચારપૂર્વક ઘડાયલા કામ ચલાવવાની રીતના અથવા પુરાવાના કાયદાના અંકુશની સાહ્ય-વિના તેને કામ લેવાનું હોય છે ત્યારે તેમ થવાનો બહુ સંભવ છે.

આટલું રૉલૅટ ઍક્ટના પહેલા ભાગ વિષે. એ ભાગના ઠરાવો ગુન્હાના ઉપાય માટે છે, જ્યારે બીજા ભાગના ઠરાવો ગુન્હાઓના અટકાવ માટે છે; એટલે કાયદો રજુ કરનાર સભ્યએ લગભગ કબૂલ કર્યું હતું તેમ એ ભાગની સામે વધારે વાંધો લઇ શકાય એમ છે. પહેલા ભાગમાં પરિશિષ્ટમાંના ગુન્હાઓ થઇ રહ્યા હોય તો શા ઉપાય લેવા તેની વાત છે; ત્યારે બીજા ભાગમાં જેનાથી "પરિશિષ્ટમાંના ગુન્હાઓ થવા પામે એવી રાજ્યક્રાંતિની ચળવળો કોઇ પણ ભાગમાં મોટા વિસ્તારમાં ચલાવવામાં આવતી જાય છે" એવી ગવર્નર જનરલ ઇન્ કાઉન્સિલની ખાતરી થાય તો તે ભાગમાં જાહેરનામું કાઢીને બીજા ભાગના ઠરાવો લાગુ પાડવાનો તેને અધિકાર આપવામાં આવ્યો છે. આથી ૨૨ મી કલમમાં ઠરાવવામાં આવ્યું છે કે કોઈ પણ શખ્સ રાજ્યક્રાંતિકારક ચળવળમાં ભાગ લે છે, અથવા દેખાતી રીતે ભાગ લેતો આવ્યો છે એમ માનવાને સ્થાનિક સરકારને વાજબી કારણો હોય તો, તે પ્રસંગ સંબંધી સઘળી હકીકતો હાઇકૉર્ટમાં નીમાવાની લાયકાત ધરાવનારા કોઇ પણ ન્યાયખાતાના અમલદાર આગળ રજુ કરી તેના ઉપર તેનો મત લેવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે. આ પછી જો સ્થાનિક સરકારની ખાતરી થાય કે બીજા ભાગ મુજબ પગલાં લેવાની જરૂર છે તો તે તેવા શખ્સ પાસેથી વધારેમાં વધારે એક વર્ષ સુધીનો મુચરકો લખાવી લેવાને મુખત્યાર છે કે 'પરિશિષ્ટમા જણાવેલા કોઇ પણ ગુન્હાઓ કરીશ નહીં અથવા કરવાનો પ્રયત્ન કરીશ નહીં, સરકારને ખબર આપ્યા વિના મારૂં રહેવાનું સ્થાન બદલીશ નહીં, અમુક ભાગની હદ છોડીને હું જઇશ નહીં, જાહેર શાંતિનો ભંગ કરનારૂં અથવા જાહેર સલામતીને જોખમમાં આણનારૂં કોઈ પણ કામ હું કરીશ નહીં, અથવા કરવાનો પ્રયત્ન કરીશ નહીં. તથા અમુક વખતે નજીકમાં નજીકના પોલીસ થાણામાં હું હાજરી આપીશ.'

૨૪ મી કલમથી સરકારના હુકમોનો "અમલ બર લાવવા સારૂ વ્યાજબી રીતે જરૂરના સઘળા ઇલાજો" લેવાનો સરકારને અધિકાર આપવામાં આવ્યો છે. આમ રહેજ સરખા વહેમ ઉપરથી ભારેમાં ભારે આબરૂદાર માણસને પણ સંપૂર્ણ રીતે પોલીસને આશરે પડવાનો સંભવ રહેલો છે. આને જો રોગનો અટકાવ કહેવાતો હોય તો એ અટકાવ રોગના કરતાં પણ વધારે ખરાબ છે, અને જે રોગના અટકાવ માટે તે યોજવામાં આવ્યો છે તે જ રોગ ઉત્પન્ન કરે એવો અટકાવ છે.

આ બીજા ભાગમાં સ્થાનિક સરકારની ઉપર અંકુશ રાખનારૂં એક ખાસ તંત્ર યોજવામાં આવ્યું છે. એ તંત્ર તે "તપાસ કરનાર અધિકારી મંડળ." આ અધિકારી મંડળનું ૨૨ મા કલમ મુજબ કાઢવામાં આવેલા સ્થાનિક સરકારના હુકમો ફરી તપાસવાનું કામ છે; અને તે માટે, તેની ઇચ્છામાં આવે તો નહીં, પણ ફરજ્યાત. "ખાનગીમાં ચોકસી કરવાનું કામ છે." "એવા અધિકારી મંડળે દરેક પ્રસંગે મજકુર શખસને કામ ચાલતું હોય તે દરમ્યાન કોઇ પણ તરફે પોતા આગળ આવવાની યોગ્ય તક આપવી, અને જો તે એવી રીતે આવે તો તેને તેની સામે જે પ્રકારનું તોહોમત મૂકવામાં આવ્યું હોય તે સમજાવવું."

ઉપરનું અવતરણ અમે ૨૬ મા કલમમાંથી લીધું છે, તેજ કલમમાં એમ પણ ખાસ ઠરાવવામાં આવ્યું છે કે આવી રીતે જેની ઉપર તોહોમત મૂકવામાં આવ્યું હોય તે શખ્સને

પોતાના વતી વકીલને હાજર રાખવાનો હક રહેશે નહીં, " તેમ જ સ્થાનિક સરકારને પણ એવી રીતનો હક છે નહીં." વળી આ કલમમાં એવું પણ ફર્માન છે કે "તપાસ કરનાર અધિકારીમંડળે જે કોઇ પણ હકીકત કહેવાથી જાહેર સલામતી અથવા કોઇ પણ વ્યક્તિની સલામતી જોખમમાં આવે તેમ હોય એવી કોઈ પણ હકીકત મજકુર શખ્સ આગળ ખુલ્લી કરવી નહીં." "જો મજકુર શખ્સ"–અહીં ધ્યાનમાં રાખવા જેવું છે કે આવા શખ્સોના વર્ણન માટે સામાન્ય રીતે વપરાતી "તોહોમતદાર" સંજ્ઞા આ ભાગમાંથી ઉડી ગઈ છે, અને તેમ છતાં પણ "મજકુર શખ્સને" ઇનસાફની તમામ વિટંબણામાંથી પસાર થવું પડે છે, અને ઇન્સાફની સાચી સાવચેતીમાંની એકેનો લાભ તેનો મળતો નથી–"કોઈ પણ શખ્સને હાજર કરાવવાની અથવા કોઇ પણ દસ્તાવેજ અથવા વસ્તુ રજુ કરવાની તપાસ કરનાર અધિકારીમંડળને અરજ કરે તો, એવા અધિકારમંડળે, જો તે કોઇ કારણો (જે તેણે લખી રાખવાં જોઇએ) સર તેમ કરવું બિનજરૂરનું ન ધારે તો, એવા શખ્સને હાજર કરાવવો અથવા એવો દસ્તાવેજ અથવા વસ્તુ રજુ કરાવવી." જાણે આટલાથી ન્યાયની હાંસી પૂરેપૂરી થઇ રહેતી ન હોય તેમ ૨૬ મી કલમમાં વધુ ઠરાવ્યું છે કે, "ચોકસી કરવામાં સદરહુ અધિકારીમંડળ પુરાવાના કાયદાની કાનુનો પ્રમાણે ચાલવાને બંધાયલું રહેશે નહીં."

અમે કહેવાની હિંમત ધરીએ છીએ કે ન્યાયના સંસ્કારોથી ભરેલું મગજ પણ ઉપર જણાવેલી કલમમાં આપવામાં આવેલી નિરંકુશ સત્તાથી વીંટળાયલું હોય તો, નિષ્પક્ષ ન્યાય આપી શકે નહીં.

તપાસ કરનાર અધિકારીમંડળના રિપોર્ટનો કેમ નિકાલ કરવો તે ૨૭ મી કલમમાં ઠરાવ્યું છે, અને તે ઉપરથી જણાય છે કે રિપોર્ટ સરકારની ઉપર કોઈ પણ રીતે બંધનકર્તા નથી. એજ કલમથી મૂળ હુકમની મુદત એક વર્ષ વધારવાની પણ સરકારને સત્તા આપવામાં આવી છે. છેવટે વળી એવો ઠરાવ છે કે તપાસ કરનાર અધિકારીમંડળ "ત્રણ શખ્સોનું બનેલું હોવું જોઇએ, જેમાંના બે, ડિસ્ટ્રિક્ટ અને સેશન્સ જજના દરજ્જા કરતાં ઓછા દરજ્જાનો ન હોય એવો ન્યાયખાતાનો હોદ્દો ભોગવેલો હોય, એવા શખ્સો હોવા જોઇએ અને એક હિંદુસ્થાનમાં શહેનશાહની નોકરીમાં ન હોય એવો શખ્સ હોવો જોઇએ."

પહેલા ભાગ કરતાં બીજો વધારે ખરાબ છે, તો વળી, કાયદો રજુ કરનારના શબ્દોમાં કહીએ તો, "ત્રીજો ભાગ વધારે આકરો છે." પણ સર વિલિયમ વિન્સેન્ટ આશ્વાસન દાખલ આ પ્રમાણે શબ્દો ઉમેરે છે: "આ ભાગ તો ત્યારે જ અમલમાં આવી શકે કે જ્યારે ગવર્નર જનરલ ઇન કાઉન્સિલની ખાતરી થાય કે જાહેર સલામતીને જોખમ પહોંચે એટલે દરજ્જે પરિશિષ્ટમાં જણાવેલા ગુન્હાઓ થયા છે અથવા થઇ રહ્યા છે." પરિશિષ્ટમાંનાં ગુન્હા એટલે દરજ્જે થઈ રહ્યા હોય કે જાહેર–સલામતી જાળવવા માટે તેવા ગુન્હાઓનો સત્વર ઇન્સાફ કરવાનું જરૂરનું જણાય, ત્યારે પહેલો ભાગ લાગુ પડે છે. ત્રીજો ભાગ ત્યારે લાગુ પડે છે, કે જ્યારે આવા ગુન્હાઓ જાહેર સલામતીને જોખમમાં નાખે એવી રીતે થઈ રહ્યા હોય. આ બે વચ્ચે ભેદની રેખા બહુ આછી છે. છતાં ત્રીજા ભાગમાં ૩૪ મી કલમમાં ઠરાવવામાં આવ્યું છે કે સરકારને કોઇ પણ વહેમનું પાત્ર થયેલા શખ્સ વિષે મળેલી હકીકતો અમુક ન્યાયખાતાના અમલદાર આગળ રજુ કરીને તે અમલદારના

મત ઉપર વિચાર ચલાવ્યા પછી બીજા ભાગની ૨૨મી કલમમાં સત્તા આપ્યા મુજબનો કોઈ પણ હુકમ કરવાનો અધિકાર છે; તથા તેવા કોઇ પણ શખ્સને વગર વૉરંટે પકડવાનું ફરમાવવાનો તથા પોતાની મરજીમાં આવે તે પ્રમાણેની શરતો અને બંધનો રાખીને તેને કેદમાં રાખવાનું ફરમાવવાનો અધિકાર છે; ( માત્ર એટલું જ કે " ગુન્હેગાર ઠરેલા ફોજદારી કેદીઓને માટે વાપરવામાં આવતો હોય " તેવા ભાગમાં તેને કેદ કરવામાં આવશે નહીં ) તેમજ કોઇ પણ જસ્થાની જપ્તી લેવાનો હુકમ કરવાનો પણ અધિકાર છે. આ પછી હુકમ થઇ ગયા બાદ બધી પ્રણાલિ બીજા ભાગમાં જણાવ્યા મુજબની છે, અને આ પ્રમાણે કહેવાતા " તપાસ કરનાર અધિકારી મંડળ " ની તપાસનું પરિણામ કાંઈ જૂદું ન આવે તો આવી રીતે પકડવામાં આવેલા શખ્સને યોગ્ય ઇન્સાફ આપ્યા વિના બે વર્ષ સુધી કેદમાં રહેવાનો પણ વખત આવે. અને આ હકીકતની સાથે જ્યારે આપણે એ વાત ધ્યાનમાં લઇએ કે આ કાયદો વહેમનું પાત્ર થયેલો એકાદો શખ્સ કોઇક વાર કેદ પકડવામાં આવે તેવા હેતુથી નહીં; પણ ચિંતા અને અશાંતિના વખતે લોકોના મોટા સમૂહોને લાગુ પાડવા માટે પ્રયોજાયલો છે; ત્યારે તો કાયદો અને વ્યવસ્થાનું નહીં પણ ત્રાસ અને અવ્યવસ્થાનું અથવા માર્શલ લૉનું નામ પાડ્યા વિના માર્શલ લૉના સામ્રાજ્યનું ચિત્ર કલ્પી લેવું મુશ્કેલ નહીં પડે.

ચોથો ભાગ ડિફેન્સ ઑવ્ ઇંડિયા ઍક્ટ મુજબ જેની સામે પગલાં લેવાઈ ચૂક્યાં હોય તેને, અને બૅંગૉલ સ્ટેટ પ્રિઝનર્સ રેગ્યુલેશનના ઠરાવો મુજબ જેઓ કેદમાં હોય તેવા શખ્સોને લાગુ પડે છે. આમાંના પ્રથમને લાગલાજ બીજા ભાગના ઠરાવો લાગુ પાડી દેવાનું અને બીજાને ત્રીજા ભાગના ઠરાવો લાગુ પાડવાનું ચોથા ભાગમાં ઠરાવવામાં આવ્યું છે. વળી હિંદુસ્થાનમાં દાખલ થવા બાબતનું ઑર્ડિનન્સ જે શખ્સોને લાગુ પાડવામાં આવ્યું હોય, તેઓને પણ આ ભાગથી બીજા ભાગના ઠરાવો લાગુ પાડવામાં આવ્યા છે.

હવે ધારો કે પહેલા, બીજા અને ત્રીજા ભાગ મુજબ કોઈ પણ પ્રદેશને માટે બહાર પાડવામાં આવેલું જાહેરનામું રદ કરવામાં આવે તો તે આવી રીતે રદ થયા છતાં પણ, " આ આક્ટ મુજબ શરૂ કરેલા કોઈ પણ ઇન્સાફના કામને અથવા તપાસને અથવા કરેલા હુકમને બાધ આવશે નહીં, અને એવું ઈન્સાફનું કામ, તપાસ અથવા હુકમ ચાલુ રાખવાનો અથવા તેનો અમલ કરવાનો અધિકાર છે, અને એવી તપાસ પુરી થયેથી, બીજા કોઇ પણ રીતે કરવામાં આવત એવો કોઈ પણ હુકમ, જાણે એવું જાહેરનામું રદ થયું નહીં હોય તેવી રીતે કરવાનો તથા તેનો અમલ કરવાનો અધિકાર છે. " વળી, ત્રીજા ભાગ મુજબ જેના સામે પગલાં લઈ શકાય તેવા શખ્સને " ત્રીજો ભાગ અમલમાં હોય તે પ્રદેશની બહારના બ્રિટિશ હિંદુસ્થાનના કોઈ પણ પ્રદેશમાં " પકડવાનો અધિકાર પણ આ ભાગમાં આપવામાં આવ્યો છે, અને આ પછી આવી રીતે પકડવામાં આવેલા શખ્સની ઉપર, જાણે ત્રીજો ભાગ તેને માટે તો આખા બ્રિટિશ હિંદુસ્થાનમાં અમલમાં હોય તેવી રીતે, ત્રીજા ભાગમાં ઠરાવેલી રીતેજ કામ ચલાવવામાં આવશે.

૪૨ મી કલમમાં ઠરાવ્યું છે કે " આ આક્ટ મુજબ કરેલા કોઈ પણ હુકમ પર કોઈ પણ કૉર્ટમાં પ્રશ્ન ઉઠાવાશે નહીં; અને આ આક્ટ મુજબ જે કાંઈ પણ શુદ્ધબુદ્ધિથી કર્યું હોય તે માટે કોઈ પણ શખ્સની વિરૂદ્ધ કાંઈ પણ મુકદ્દમો અથવા ફરિયાદ અથવા બીજું

કાયદેસર કામ ચાલશે નહીં." છેલ્લી કલમમાં ઠરાવ્યું છે કે આ કાયદાથી આપેલા તમામ અધિકારો, સ્થાનિક સરકારને આપવામાં આવેલા બીજા કોઈ પણ અધિકારો ઉપરાંત આપવામાં આવ્યા છે: અને તેવા બીજા અધિકારોમાં આ કાયદા મુજબના અધિકારોથી કશું કમીપણું આવશે નહીં.

હિંદુસ્થાનમાં કદિ નહીં થયેલું એવું સખ્ત વિરુદ્ધતાનું તોફાન આ કાયદા સામે ઉભું થયું છે. સરકાર તરફથી કહેવામાં આવ્યું છે કે આ કાયદાના સંબંધમાં ખોટી અને અતિશયતા ભરેલી હકીકત ફેલાવવામાં આવી છે. અમને લાગે છે કે કાયદામાં એવું કશું નથી કે જે વિષે લોકો તરફથી ખોટી હકીકત બહાર પાડી શકાય. (૧) સરકાર તરફથી તો બેશક ખોટી હકીકત બહાર પાડવામાં આવી છે. દાખલા તરીકે માર્શલ લૉના દિવસો દરમ્યાન પંજાબમાં બોલાતા "ન અપીલ, ન દલીલ, ન વકીલ" એ ટુચકા સામે એક અતિશયતાના નમૂના તરીકે સરકારે વાંધો લીધો છે. જો લોકોના તરફથી કાયદાને આટલાથી જ બૂરો બતાવવામાં આવતો હોય તો અમારા ધારવા પ્રમાણે તેમાં તો કાયદાની બૂરાઈ વધારે નથી કરી બતાવવામાં આવી, પણ ઓછી બતાવવામાં આવી છે. અમે માનીએ છીએ કે સમાજની ઉપર અત્યાચારરૂપ છે એવી કોઇ પણ વસ્તુ કોઈ પણ સ્વાભિમાની માણસ સાંખી શકે નહીં. લોકોની સાર્વત્રિક વિરુદ્ધતા છતાં સરકારે એ કાયદાનું પુંછડું છોડયું નહીં ત્યારે જ સરકારના તરફથી ગુન્હો પૂરેપૂરો થઈ ચૂક્યો હતો. અહીં એટલું પણ અમે જણાવીશું કે વાઇસરૉયને કોઈ અસાધારણ પ્રસંગ આવી પડે ત્યારે ઑર્ડિનન્સ (કાઉન્સિલની સંમતિ વિના કરવામાં આવતા કાયદા) કરવાનો અધિકાર છે તે અધિકાર પૂરતો છે. જાણે અરાજકતા હિંદુસ્થાનમાં કવચિત્ દેખાતી નહીં પણ કાયમનું ઘર કરી બેઠેલી હોય તેમ, અરાજકતાને પહોંચી વળવા માટે એક અસાધારણ કાયદો, ઉદાર સુધારા બક્ષવાની આગલી જ ઘડીએ, ધારાપોથીમાં દાખલ કરવામાં આવે એ સરકારનું કાર્ય તદ્દન ગેરવ્યાજબી હતું. એટલું જણાવી અમે આ પ્રકરણ સમાપ્ત કરીશું.

# પ્રકરણ ૪ થું

## સત્યાગ્રહ.

રોલેટ કાયદાની વિરુદ્ધ ધારાસભામાં હિંદી સભાસદો તરફથી, તથા બહાર હિંદી વર્તમાનપત્રોમાં અપૂર્વ આન્દોલન ચાલી રહ્યું હતું. તે કાયદાના નિવારણ માટે શ્રીયુત ગાંધીએ પોતાની સત્યાગ્રહની હિલચાલ ઉપાડી.

સત્યાગ્રહ **શું** છે અને તે કેવી રીતે લાગુ પાડવામાં આવે છે તે સંબંધે લોકોમાં બહુ અચોક્કસ ખ્યાલ છે, તેથી તેના સ્રષ્ટા પાસે જ અમે ખાસ લેખ લખાવ્યો છે, જે અમે નીચે રજૂ કરીએ છીએઃ—

છેલ્લાં ત્રીશ વર્ષથી હું સત્યાગ્રહનો ઉપદેશ અને તેનું પાલન કરતો આવ્યો છું. સત્યાગ્રહના સિદ્ધાન્તોને હું જે સ્વરૂપે આજે પિછાનું છું, તે સ્વરૂપમાં તે ક્રમે ક્રમે વિકાસ પામ્યા છે.

દક્ષિણ આફ્રિકામાં હિંદીઓએ પૂરાં આઠ વર્ષ સુધી જે બળને ઉપયોગમાં આણ્યું હતું, તેને માટે મેં 'સત્યાગ્રહ' શબ્દ ત્યાં યોજેલો. વળી એ જ અરસામાં બ્રિટિશ ટાપુઓમાં તથા દક્ષિણ આફ્રિકામાં 'પેસિવ રિઝિસ્ટન્સ' ને નામે ઓળખાતી જે લડત ચાલતી હતી, તેનાથી તેનો ભેદ દર્શાવવા સારૂ પણ એ શબ્દ યોજવો પડ્યો હતો.

એ શબ્દનો મૂળ અર્થ 'સત્યને વળગી રહેવું,' 'સત્યનો આગ્રહ' છે. એટલે કે તે સત્યબળ છે. મેં તેને પ્રેમબળ અથવા આત્મબળ પણ કહેલું છે. સત્યાગ્રહનો અમલ કરતાં છેક શરૂઆતમાં જ મને જણાયું હતું કે સત્યને પાળવામાં સામા માણુસ ઉપર બળાત્કાર કરવાનો ઇરાદો હોય જ નહિ, પરંતુ ધીરજથી અને સહાનુભૂતિથી તે માણુસને તે ભૂલ કરતો અટકાવવાનો જ હેતુ એમાં હોય; કારણ કે એકને જે સત્ય લાગે તે બીજાને ભૂલભરેલું લાગે. ધીરજ એટલે જાતે દુઃખ સહન કરી લેવું. એટલે આ સિદ્ધાન્તનો અર્થ એવો થયો કે સામા માણુસ ઉપર નહીં, પણ પોતાની જાતે દુઃખ ખમીને સત્યને પાળી બતાવવું.

'સત્યાગ્રહ' અને 'પૅસિવ રિઝિસ્ટન્સ'માં તો ઉત્તર અને દક્ષિણ ધ્રુવ જેટલું અંતર છે. 'પૅસિવ રિઝિસ્ટન્સ'ની ઉત્પત્તિ તો એક નબળાના શસ્ત્ર તરિકે થયેલી છે, અને પોતાનો હેતુ સાધવા માટે શરીરબળ વાપરવાનો અથવા તોફાન કરવાનો તેમાં બાધ નથી. પણ 'સત્યાગ્રહ' તો સબળામાં સબળાનું હથિયાર છે, અને તેમાં કોઇ પણ પ્રકારના મસ્તીતોફાનનો ખ્યાલ પણ ન હોઈ શકે.

મીડ અને પર્શિયન લોકોના કાયદાઓ—જે પોતાના અન્તરાત્માને કબૂલ નહતા તેની અવગણુના કરી, તેના ભંગની સજા મૂંગે મ્હોઢે ભોગવવામાં ડેનિયલે શુદ્ધમાં શુદ્ધ સત્યાગ્રહ કર્યો હતો. પોતાને જે સત્ય લાગ્યું તેનો અથેન્સના યુવાનોને ઉપદેશ કરતાં સોક્રેટીસથી રહેવાયું નહીં અને તેણે મોતની સજા બહાદુરીથી ભોગવી લીધી. આ તેણે સત્યાગ્રહ કર્યો. પ્રહ્‌લાદે પોતાના પિતાની આજ્ઞાનો અનાદર કર્યો, કારણ તે તેને પોતાના અંતરાત્માની

પ્રેરણાથી વિરુદ્ધ લાગી. તેણે મૂંગે મ્હોંઢે અને આનન્દથી તેના પિતાએ જેટલો ત્રાસ તેના ઉપર ગુજાર્યો તે સહન કર્યો. મીરાંબાઇએ પોતાના અંતરાત્માના અવાજને અનુસરી પોતાના પતિનો અનાદર કર્યો એમ કહેવાય છે. તેના વિયોગમાં તેણે આનંદ અને તેના પતિએ તેને પોતાની ઇચ્છાને વશ કરવા સારૂ તેના ઉપર જે જે કષ્ટ પાડયાં કહેવાય છે, તે તેણે ગંભીર ગૌરવ અને તિતિક્ષાથી સહન કર્યાં. પ્રહ્‌લાદ અને મીરાંબાઈ બન્નેએ સત્યાગ્રહ જ કરેલો. એટલું યાદ રાખવું જોઇએ કે ડેનિયલને અથવા સૉક્રેટીસને, પ્રહલાદને અથવા મીરાંબાઇને તેમના જુલમગાર પ્રત્યે જરાયે દ્વેષ ન હતો. ડેનિયલ અને સૉક્રેટીસ જે રાજ્યના તેઓ વતની હતા, તે રાજ્યના આદર્શ નાગરિકો ગણાય છે. પ્રહ્‌લાદ આદર્શ પુત્ર મનાય છે અને મીરાંબાઇ આદર્શ પત્ની મનાય છે.

આ સત્યાગ્રહનો સિદ્ધાન્ત નવીન નથી. તેમાં માત્ર કુટુંબના કાયદાને વ્યાપકરૂપ આપીને રાજદ્વારી ક્ષેત્રમાં લાગુ પાડેલો છે. કુટુંબના મતભેદો અથવા કજીયા સાધારણ રીતે પ્રેમના કાયદાથી પતાવવામાં આવે છે. જેને નુકસાન પહોંચ્યું હોય છે તેને બીજાઓને માટે એટલી લાગણી હોય છે કે પોતાના સિદ્ધાન્તની ખાતર તે નુકસાન સહન કરી લે છે, અને પોતાથી વિરુદ્ધ પડનાર ઉપર વેર લેવાનો વિચાર તે નથી કરતો, કે નથી તેમના ઉપર ક્રોધ કરતો. ગુસ્સાને દબાવવો અને જાતે દુઃખ સહન કરી લેવું તે મુશ્કેલ વાત હોવાથી નજીવી બાબતોને સિદ્ધાન્તનું રૂપ આપી તેને તે મ્હોટી બનાવતો નથી. પણ જ્યાં જ્યાં મુદ્દાનો પ્રશ્ન ન હોય, ત્યાં ત્યાં કુટુંબનાં બીજાં માણસો સાથે તરત તે મળી જાય છે, અને બીજાની શાન્તિમાં અડચણ કર્યા વિના પોતે વધારેમાં વધારે શાન્તિ ભોગવી શકે છે. એટલે તે વિરોધ કરે અથવા જતું કરે તે બન્ને સ્થિતિમાં તેનું કૃત્ય હમેશાં કુટુંબના ભલાને વધારનારૂં હોય છે. સુધરેલી દુનિયામાં સર્વત્ર ઘણાંખરાં કુટુંબોમાં જાણ્યેઅજાણ્યે પણ જરૂર આ પ્રેમનો કાયદો પ્રવર્તે છે.

મને લાગે છે કે જ્યાં સુધી આ કુટુંબનો કાયદો રાષ્ટ્રીય અને આંતર–રાષ્ટ્રીય પ્રશ્નોમાં, એટલે કે રાજદ્વારી ક્ષેત્રમાં, ચોક્કસ રીતે માન્ય ન થાય અને સ્વીકારાય નહિ, ત્યાં સુધી બધાં રાષ્ટ્રો ખરી રીતે એક થઇ શકે નહિ; તેમ તેમની પ્રવૃત્તિ પણ સમસ્ત માનવસમાજના ભલાને માટે થઇ શકે નહિ. જેટલે દરજ્જે રાષ્ટ્રો આ કાયદાને આધીન થાય તેટલે દરજ્જે જ તે સુધરેલાં કહી શકાય.

આ પ્રેમનો કાયદો તે જ સત્યનો કાયદો છે. સત્ય વિના પ્રેમ હોઇ શકે નહિ. સત્ય વિના તે મમતા હોઈ શકે છે, જેવી બીજાઓનું અહિત કરીને પણ પોતાના દેશનું હિત કરવાની હોય છે તેવી; અથવા સત્ય વિના તે મોહ હોઈ શકે છે, જેવો કોઈ કોઇ બાળા માટે હોય છે તેવો; અથવા સત્ય વિના તે વિચાર વિનાની અને અંધ આસક્તિ હોઈ શકે, જે અજ્ઞાન માબાપોને પોતાના છોકરાં પ્રત્યે હોય છે તેવી. પરંતુ શુદ્ધ પ્રેમ તો પશુત્વથી પર છે અને તેમાં કદી પક્ષપાત હોતો નથી; તેથી સત્યાગ્રહને એક સિક્કાની ઉપમા આપી છે, જેની એક બાજુ પ્રેમની છાપ છે અને બીજી બાજુ સત્યની છાપ છે. તે સિક્કો આખી દુનિયામાં ચાલી શકે એવો છે અને તેનું મૂલ્ય આંકી ન શકાય તેટલું છે.

સત્યાગ્રહ નિસ્પૃહ છે. તેનો અમલ કરતા પહેલાં સામા પક્ષની સંમતિ લેવાની સ્પૃહા નથી રહેતી. ખરી રીતે તો, જ્યારે સામાવાળો વિરોધ કરે ત્યારે જ તે ખૂબ દીપી નીકળે;

માટે જ સત્યાગ્રહ અનિવાર્ય છે. સત્યાગ્રહી હાર શું એ જાણતો જ નથી, કારણ તે થાક્યા વિના સત્યની ખાતર લડયો જ રહે છે. સત્યની લડાઈમાં મૃત્યુ એ મુક્તિ છે અને કેદ એ સ્વતંત્રતાનું દ્વાર છે.

તે આત્મબળ પણ કહેવાય છે, કારણ જો સત્યાગ્રહી, મૃત્યુ થતાં લડતનું છેવટ આવ્યું છે એમ નહીં માનતાં લડતની ટોચે પહોંચાયું છે એમ માને, તો પછી તેણે સ્પષ્ટ રીતે આત્માને સ્વીકારવો જ જોઇએ. આ શરીર તો માત્ર આત્માના આવિર્ભાવનું દ્વાર છે. અને સત્યાગ્રહીને જ્યારે એમ લાગે કે જે સત્ય પોતે પ્રકટ કરવા ઇચ્છે છે, તેનું સામાવાળાને દર્શન થવામાં પોતાનું શરીર અડચણરૂપ છે ત્યારે તે ખુશીથી તેનો ત્યાગ કરે છે. તે એવી દૃઢ શ્રદ્ધાપૂર્વક પોતાના શરીરનો ત્યાગ કરે છે, કે સામાવાળાનો મત કોઈ પણ રીતે ફેરવી શકાય એમ હોય તો પોતાના દેહનું ઇચ્છાપૂર્વક બલિદાન આપવાથી તે જરૂર ફરશે, અને શરીરના નાશ પછી પણ આત્મા તો રહે છે તેવું તેને જ્ઞાન હોવાથી આ શરીરે જ સત્યનો વિજય જોવા તે અધીરો નહિ થાય. અમુક વખત માટે સત્યાગ્રહી જે સત્ય પ્રગટ કરી રહ્યો હોય તેનું સામાવાળાને દર્શન કરવાનો પ્રયત્ન કરતાં શરીરનો ત્યાગ કરવાની શક્તિમાં જ તેનો વિજય રહેલો છે.

સત્યાગ્રહી પોતાના વિરોધીને કદી નુકસાન કરતો નથી; પણ વિનય યુક્ત દલીલથી પોતાની વાત તેની બુદ્ધિમાં ઉતારવાનો પ્રયત્ન કરે છે; અથવા તો આત્મ–સમર્પણથી તેના હૃદય ઉપર અસર કરવા ઇચ્છે છે. સત્યાગ્રહમાં બેવડો ગુણ છે, સત્યાગ્રહ કરનારે તેથી ન્હડે છે તેમજ જેની સામે તે કરવામાં આવે છે તે પણ તેથી ન્હડે છે.

પરંતુ, એવો વાંધો ઉઠાવવામાં આવે છે કે હું કહું છું તેવો સત્યાગ્રહ અમુક વીણેલા માણસોથી જ થઇ શકે. મારો અનુભવ ઉલટો છે. એક વખત તેના સાદા સિદ્ધાન્તો સત્યને વળગી રહેવું અને જાતે દુઃખ સહન કરી લઇને તેનો આગ્રહ કરવો એ–સમજાઇ જાય એટલે હરકોઈ માણસ તેનું સેવન કરી શકે છે. બીજા કોઇ ગુણનું આચરણ કરવું જેટલું કઠણ અથવા સહેલું હોય તેટલુંજ સહેલું અથવા કઠણ સત્યાગ્રહનું આચરણ કરવાનું છે. દારૂ બિલકુલ નહિ પીવો એવો નિશ્ચય કરવા સારૂ તેનું આખું જ તત્ત્વજ્ઞાન દરેક માણસે સમજવું જેમ જરૂરનું નથી, તેમ સત્યાગ્રહનું આચરણ કરવા માટે દરેક માણસે તેનું તત્ત્વજ્ઞાન સમજવાની જરૂર નથી.

પણ આ બધું જવા દઇએ. જેને જે સત્ય લાગે તેને તેનો આગ્રહ કરવાનો હક હોવાની તો કોઇ ના નહિ જ પાડે. અને પશુ બળ વાપરીને પોતાના વિરોધીને તે માનવાની ફરજ પાડવાનો પ્રયત્ન કરવો તે જંગલી છે એ પણ સ્હેલાઇથી સમજાશે. તેમજ આપણે આપણી દલીલથી સામાને સમજાવી ન શકીએ તેટલા માટે તેની ભૂલને તાબે થવું એ નામોશીભરેલું છે. પ્રાણ જાય તો પણ તે ભૂલને તાબે ન થવું એજ માત્ર એક સાચો અને આબરૂ ભર્યો માર્ગ છે એ સમજવું કઠણ નથી. એમ થાય તો જ દુનિયા ભૂલમાંથી કદિ મુક્ત થવાની હોય તો થાય. જે ખોટાથી આત્માને ઇજા પહોંચે એમ હોય તે ખોટાનો ત્યાગ કરે જ છુટકો, તેના સંબંધમાં લેમૂક ન થઇ શકે.

પરંતુ રાજકારણમાં લોકોની લડત તો મ્હોટે ભાગે અન્યાયી કાયદાઓરૂપી ભૂલોની સામે થવાની જ હોય છે. જ્યારે અરજીઓ તથા એવા બીજા ઉપાયોથી કાયદો અમલમાં

મૂકનારને તમે તેની ભૂલનું ભાન કરાવવામાં નિષ્ફળ નીવડો, ત્યારે જો તમે તે ભૂલને આધીન થવા ન માગતા હો તો તમારે માટે એટલો જ ઉપાય રહ્યો કે તમે પોતે દુઃખ સહન કરી લઇને એટલે કે કાયદાનો ભંગ કરવાની શિક્ષા વ્હોરી લઇને, તેની ભૂલ સુધારવાની તેને ફરજ પાડો. તેથી સત્યાગ્રહ ઘણે ભાગે લોકોને દિવાની કાયદાના ભંગરૂપે જ સમજાય છે. સવિનય તેમાં ફોજદારી નહીં પણ દિવાની કાયદાઓનો જ ભંગ કરવાનો હોય છે. સાધારણ ફોજદારી કાયદાનો ભંગ કરનાર મનુષ્ય છુપી રીતે કાયદો તોડે છે, અને તેની શિક્ષાથી દૂર ભાગવા પ્રયત્ન કરે છે, પણ સત્યાગ્રહી તેમ નથી કરતો. જે રાજ્યમાં તે રહેતો હોય છે તે રાજ્યના કાયદા તે હમેશાં પાળે છે, તે કાયદાના ભંગની શિક્ષાના ભયને લીધે નહિ, પણ સમાજના કલ્યાણને માટે તેને તે જરૂરના ગણે છે–લાગે છે તેથી. પણ એવા કેટલાક પ્રસંગો આવે છે–જો કે તે સાધારણ રીતે જૂજ હોય છે–જ્યારે અમુક કાયદા તેના અંતઃકરણને એટલા બધા અન્યાયી લાગે છે કે તેને આધીન થવું એ દૂષણ ગણાય. તેવે વિરલ પ્રસંગે તે ખુલ્લી રીતે અને વિનયપૂર્વક તેનો ભંગ કરે છે, અને તે ભંગ માટેની શિક્ષા શાન્તિથી સહન કરી લે છે. વળી, કાયદો ઘડનારના વર્તનની સામે પોતાનો વાંધો નોંધાવવા જે જે કાયદાઓ તોડવામાં અનીતિ સમાયલી ન હોય તેવા બીજા કાયદાઓ, પણ તોડીને તેટલે અંશે તે રાજ્યની સાથેનો પોતાનો સહકાર બંધ કરી શકે છે. મારે મતે, સત્યાગ્રહની ખૂબી અને ચમત્કાર એટલાં ભારે છે અને તેનો સિદ્ધાન્ત એટલો સાદો છે કે તેનો ન્હાનાં છોકરાંઓને પણ ઉપદેશ કરી શકાય. ગીરમીટીઆ મજૂરને નામે ઓળખાતાં હજારો સ્ત્રી, પુરુષો અને છોકરાંને મેં તેનો ઉપદેશ કરેલો છે અને તેનાં સુંદર પરિણામ આવેલાં છે.

રોલૅટ બિલ પ્રકટ થયાં ત્યારે મને લાગ્યું કે મનુષ્યની સ્વતંત્રતાને તે એટલાં બાંધી દેનારાં છે કે તેની સામે થવામાં બને તેટલું બળ અજમાવવું જોઇએ. મેં એ પણ જોયું કે તે કાયદાની સામેનો વિરોધ હિંદીઓમાં સર્વત્ર હતો. મારૂં કહેવું એ છે કે ગમે તેવું આપખુદી રાજ્ય હોય, તોપણ સમસ્ત પ્રજાને અણગમતા હોય એવા કાયદા પસાર કરવાનો તેને હક્ક નથી. તો પછી હિંદી સરકારના જેવી બંધારણની રૂઢિ અને તેના દાખલાને અનુસરીને ચાલતી સરકારથી તો આમ ન જ થઇ શકે. બીજું મને એમ પણ લાગ્યું કે આ કાયદાની સામેની ચળવળને બેસી ન જવા દેવી હોય અથવા તો તોફાનને રસ્તે ન ચઢવા દેવી હોય, તો તેને ચોક્કસ દિશામાં વાળવાની જરૂર હતી.

તેથી કાયદાના ભંગના તત્ત્વ ઉપર ભાર મૂકીને દેશને સત્યાગ્રહનો ઉપદેશ કરવાની મેં હીંમત ધરી. એ પ્રવૃત્તિ કેવળ આંતરિક અને પાવક હોવાથી છઠ્ઠી એપ્રિલના દિવસ માટે ઉપવાસ, પ્રાર્થના અને હડતાળની મેં સૂચના કરી. હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી તે ભવ્ય રીતે ઝીલી લેવામાં આવી—ન્હાના ગામડાંઓમાં પણ તેમ થયું. જો કે આને માટે કાંઈ પણ વ્યવસ્થા કે અગાઉથી મોટી તૈયારીઓ કરવામાં આવી ન હતી. મને જેવો વિચાર સૂઝયો તેવો જ મેં તે પ્રજા આગળ મૂકેલો. છઠ્ઠી એપ્રિલે લોકોએ બિલકુલ તોફાન કર્યું નહીં. તેમ પોલિસની સાથે પણ કાંઇ જાણવા જેવી ઝપાઝપી થઈ નહીં. હડતાલ તદ્દન ઐચ્છિક અને સ્વયંભૂ હતી. ૨૪મી માર્ચને દિવસે મદ્રાસથી નીચેનો સંદેશો બહાર પાડવા ઉપરાંત આ વિચારને વધુ ફેલાવવા માટે મેં કાંઈ વિશેષ કર્યું ન હતું:—

"મેં ઘણી સભાઓમાં સમજાવવા પ્રયત્ન કર્યો છે તેમ સત્યાગ્રહ એક ધાર્મિક હિલચાલ છે. તે તપ અને શુદ્ધિની ક્રિયા છે. તેમાં જાતે દુઃખ સહન કરીને સુધારા મેળવવાનું અથવા દુઃખોના ઉપાય લેવાનું રહેલું છે. તેથી હું સલાહ આપું છું કે સને ૧૯૧૯ ના બિલ નં. ૨ ને વાઈસરૉય સાહેબની મંજુરી મળ્યાનું જાહેર થાય ત્યાર પછીનો બીજો રવિવાર એટલે છઠ્ઠી એપ્રિલનો દિન સહુએ શોક અને પ્રાર્થનામાં ગાળવો. આ દિવસના પાલનને અનુરૂપ અસરકારક જાહેર દેખાવ થાય તેટલા માટે હું નીચે પ્રમાણે સલાહ આપું છું:—

૧. આગલા ભોજનથી ચોવીસ કલાકનો અપવાસ, બધાં પુખ્ત વયનાં માણસો, જેને ધર્મ અથવા તબીયતનો વાંધો ન હોય, તેમણે કરવો. આ ઉપવાસને કોઇપણ રીતે ભૂખમરાનું સ્વરૂપ અથવા સરકાર ઉપર દબાણ કરવાનું સ્વરૂપ આપવાનું નથી. સત્યાગ્રહીઓને માટે તેમણે કાયદાનો સવિનય ભંગ કરવાની જે પ્રતિજ્ઞા કરી છે તેને સારૂ આ તાલીમરૂપે થશે, અને બીજાઓને માટે તેમની દૂભાયલી લાગણીની અતિશયતાની કાંઈક નિશાની રૂપે તે થશે.

૨. લોકોના હિત માટે ખાસ જરૂરનું હોય તે સિવાય તમામ કામકાજ તે દિવસે બંધ રાખવું. બજાર અને બીજાં ધંધાનાં સ્થળો બંધ રાખવાં. જે મજુરોને રવિવારે પણ કામ કરવાનું હોય તેમણે પ્રથમ પરવાનગી મેળવીનેજ કામ બંધ રાખવું.

ઉપલી બે સૂચનાઓ સરકારી નોકરોને પણ કરતાં હું અચકાતો નથી. જો કે રાજદ્વારી ચર્ચાઓ અને સભાઓમાં તેઓ ભાગ ન લે એ તેમને માટે નિર્વિવાદ ઠીક વસ્તુ છે: છતાં મારો અભિપ્રાય એવો છે કે મુદ્દાની બાબતમાં ઉપર સૂચવી છે એવી મર્યાદિત રીતે તેમની લાગણી દર્શાવવાનો તેમને નિઃશંક હક્ક છે.

૩. દેશના દરેકે દરેક ભાગમાં, ગામડાંમાં પણ તે દિવસે જાહેર સભાઓ ભરવી અને તેમાં તે બે કાયદા રદ કરવા વિનંતિ કરનારા ઠરાવો પસાર કરવા.

શ્રીયુત ગાંધીએ ઉપર સત્યાગ્રહનો સિદ્ધાન્ત સમજાવ્યો તે એક તાત્વિક સિદ્ધાન્ત તરિકે સ્પષ્ટ અને સમજાય તેવો લાગે છે. પણ અમને લાગે છે કે જીવનના દરેક પ્રસંગમાં તેનો પ્રયોગ કરવો, જેટલો ઉપરથી દેખાય છે તેટલો સહેલો નથી. આવો સત્યાગ્રહ કરવા માટે ધૈર્ય અને આત્મસંયમનની ખૂબ તાલીમ જોઇએ. આચારમાં જ્યાં આ ગુણોની ખાસ જરૂર હોવી જોઇએ ત્યાં તેનો ખાસ કરીને અભાવ દેખવામાં આવે છે. ઘણા માણસો પોતાના જીવનના રોજના પ્રસંગમાં સત્યાગ્રહનો સિદ્ધાન્ત આચરી શકે એમ કબુલ ક્યારે થાય કે સામાન્ય મનુષ્યથી પાળી શકાય એવો તે સિદ્ધાન્ત હોય ત્યારે. પરંતુ સામાન્ય માણસનો સ્વભાવ તો જ્યારે પોતાનું કાંઈ બગડ્યું છે એમ તેને લાગે ત્યારે પોતાની જાતનો ભોગ આપવાને બદલે તોફાનનો આશ્રય લેવા તરફ વધારે રહે છે.

શ્રીયુત ગાંધીનો જવાબ એ છે કે સામાન્ય મનુષ્ય પણ પોતાના કુંટુંબમાં આવી ધીરજ જરૂર બતાવે છે અને તેઓનું કહેવું એટલુંજ છે કે કુટુંબમાં જે સિદ્ધાન્ત પ્રવર્તે છે તેને રાજકાજમાં પણ લાગુ પાડો.

ગમે તેમ હોય, આ સિદ્ધાન્ત આચારમાં મૂકવો કેટલો શક્ય છે તેની અહીં હવે વધારે પર્યાલોચના કરવવાની અમને જરૂર નથી જણાતી. એટલું તો ખુલ્લું જ છે કે

આવા પ્રકારના નિર્દોષ સિદ્ધાન્તના પ્રચારમાં સમાજનું તો શ્રેયજ રહેલું છે. અને સેંકડો માણસની તપાસને આધારે અમારૂં દઢ માનવું થયું છે કે, (ગયા એપ્રિલ માસની) ચળવળમાં ભાગ લેનાર માણસોમાં સત્યાગ્રહનાં તત્ત્વો પરોવાયલાં ન હોત, તો પરિણામ આવ્યાં તેના કરતાં અનહદ વધારે આપત્તિકારક આવ્યાં હોત. હિંદુસ્થાનના બીજા ભાગોમાં લોકોએ બતાવેલો દૃષ્ટાન્તરૂપ સંયમ એમ નથી બતાવતો કે પંજાબીઓની અને તેઓની પ્રકૃતિમાં મૂળથીજ ભેદ છે, પણ તે એમ બતાવી આપે છે કે તે ભાગોમાં, હિંદુસ્થાનના લોકો ઉપર રોલૅટ ઍક્ટની બેડી નાંખવાના સરકારના કૃત્યની સામે લોકોનો ક્રોધ દબાવવાને માટે સત્યાગ્રહનો અંકુશ સમર્થ થઈ પડયો હતો. પંજાબમાં જો લોકો, સરકારના કાયદાનો (વા હુકમોનો) નિરાદર કરતાં મર્યાદા અને નિગ્રહ તજ્યા વિના પોતાનું દુઃખ બતાવી શકયા હોત, તો સંભવિત છે કે સરકાર અત્યાર અગાઉ લાંબો વખત ઉપર લોકોની ઇચ્છાને અધીન થઇ હોત.

પણ પંજાબ સરકારે તો લોકોને એટલા ખીજવ્યા કે તે ખીજવાટને પહોંચી વળવા માટે સત્યાગ્રહનો અંકુશ પણ અસમર્થ થયો. બીજા પ્રાંતોની સરકારે જેમ સત્યાગ્રહની શામક શક્તિનો થોડો ઘણો, પણ, સરખો, સ્વીકાર કર્યો હતો અને લોકોની સાથે સહકાર કર્યો હતો; તેમ સર માઇકલ ઓડવાયરે પણ કર્યો હોત, તો પંજાબની ભયંકર વિપત્તિઓમાંથી બચી જઇ શકાત અને ગયા થોડા મહિનાનો ઇતિહાસ જૂદીજ રીતે લખાયો હોત.

અમે કબુલ કરીએ છીએ કે સત્યાગ્રહનું બરોબર રીતે પાલન થતું હોય, તો પશુ બળ વડે થતું લોકશાસન અશક્ય જાય, અને તેમ થયાથી લોકોને અણગમતા કાયદાઓનો સંપૂર્ણ રીતે અમલ થવો, છેક અશક્ય નહીં તો, મુશ્કેલ તો થઇ પડે. પણ જે રાજ્યના બંધારણ પ્રમાણે, રાજ્ય પ્રથાને વિષે પ્રજાની અમુક રીતે સંમતિ હોવીજ જોઇએ એવું ઠરેલું છે તે રાજ્યને આવા પ્રકારની ફરિયાદ કરવી છાજતી નથી.

હવે અમારે તપાસવું રહ્યું માત્ર એટલુંજ કે પંજાબમાં જે ખૂનો, આગો અને લૂંટો થયાં તેને માટે સત્યાગ્રહ જવાબદાર હતો કે નહીં. અમે બતાવી આપ્યું છે કે સત્યાગ્રહના ઉપદેશથી કોઈપણ પ્રકારે તોફાન ઉત્પન્ન થઇ શકે એમ નહતું, કારણ સત્યાગ્રહમાં હિંસામાત્રનો નિષેધ રહેલો છે. પણ કાયદાના સાદર અનાદર રૂપ સત્યાગ્રહનો ઉપદેશ થાય તો તેનો સહજે અનર્થ થઇ શકે છે, એટલે તે ઉપદેશવામાં સાવધાની વાપરવી જોઇએ. સાદર અનાદરનો પ્રચાર કરતાં અતિશય સાવધાનીની આવશ્યકતાનો અમે સ્વીકાર કરીએ છીએ. કાયદાને વિષે માન નિર્મળ કરવું રહેલ છે, પણ કોઈ પણ સરકારના કાયદાનો સવિનય ભંગ કરવામાં જે તપશ્ચર્યા કરવાની છે તે વાત લોકોની ઉપર ઠસાવવી તેટલી રહેલ નથી. એટલે જ્યાં તપશ્ચર્યા માટે લોકોને અગાઉથી તૈયાર કરવામાં આવ્યા હોય ત્યાંજ કાયદાના સવિનય અનાદરનો ઉપદેશ દઇ શકાય. અહીં અમે કહી દઇશું કે શ્રીયુત ગાંધીએ સામુદાયિક સવિનય ભંગ ઉપદેશવામાં ઉતાવળ કર્યાની પોતાની ભૂલ ખુલ્લા દિલે કબુલ કરી હતી, અને પોતાની પ્રવૃત્તિ તરતજ અટકાવી હતી. અમને લાગે છે કે તેમણે તે ઠીકજ કર્યું હતું.

પણ પંજાબમાં તો કાયદાના સવિનય અનાદર રૂપે સત્યાગ્રહને સમજવામાં આવ્યો જ નહતો, એટલે તેવી રીતે તે પળાય તો શાનો જ? એકલી હડતાલને કાંઇ સવિનય અનાદર

સાથે લાગે. વળગે નહીં. જો તે સ્વેચ્છાથી થયેલી હોય, તેમાં તોફાનને અવકાશ ન હોય અને ખોટું કરનારના પ્રત્યે દ્વેષથી નહીં, પણ તેનાં કૃત્યો પ્રત્યે અણગમાથી તે પ્રેરાયલી હોય તો હડતાળ સત્યાગ્રહનું એક અંગ છે. અને વળી હડતાલ તો હિંદુસ્થાનમાં ચાલતી જુગજુગ જૂની પ્રથા છે, અને પંજાબમાં ગયા એપ્રિલમાં જે સંજોગોમાં હડતાળ પાડવામાં આવી તે જ સંજોગોમાં તે પડાતી આવી છે. એટલે સત્યાગ્રહ કે હડતાલને લોકોનાં તોફાનો સાથે કશું લેવા દેવા નહતું. તોફાનો કેમ સળગ્યાં તેનો વિચાર અમે હવે પછીનાં પૃષ્ટોમાં કરીશું.



# પ્રકરણ ૫ મું.

## માર્શલ લૉ.

### ભાગ ૧ લો—સામાન્ય.

સર માઇકલ ઓડવાયરના અમલનું, શિક્ષિત વર્ગ પ્રત્યેનું એમનું વર્તન તથા લશ્કર ભરતી કરવાની એમની રીતોને અનુલક્ષીને, અમે દિગ્દર્શન કરી ગયા. કેવી કેવી રીતે સર માઇકલ પંજાબના તમામ વર્ગના લોકોના અળખામણા થઇ ગયા તે બતાવવાનો પણ અમે પ્રયત્ન કર્યો છે. રોલૅટ ઍકટ અને તેનાં પરિણામોનું પણ અમે ઠીક ઠીક વીગતવાર વર્ણન કર્યું છે, તેમજ તે રદ કરાવવા માટે હિંદુસ્થાનના એક ખૂણેથી બીજે ખૂણે સુધી જે ચળવળ ચાલી રહી તે પણ અમે વર્ણવી ગયા. સત્યાગ્રહના જનકનાજ શબ્દોમાં અમે સત્યાગ્રહનાં તત્ત્વો દર્શાવ્યાં છે, અને અમને લાગે છે કે અમે એમ પણ ઠીક ઠીક સિદ્ધ કરી આપ્યું છે કે રોલૅટ ઍકટ વિરૂદ્ધની જે ચળવળ ૬ ઠી એપ્રિલે મૂર્ત સ્વરૂપમાં પ્રગટ થઇ તેમાંથી યત્કિંચિત્ પણ અત્યાચાર ઉત્પન્ન થયો નહીં, તથા સત્યાગ્રહની કલ્પના તથા પ્રયોગ તેના જનકે જેવાં કર્યા છે તે અત્યાચારથી કેવળ અલિપ્ત છે, એટલુંજ નહીં પણ સત્યાગ્રહનો પ્રચાર અને સ્વીકાર સર્વત્ર થાય તો તેમાંથી અધિક શાંતિ અને જાનમાલની અધિક સલામતી જ નીપજે. અને તે ઉપરથી અમે એમ પણ બતાવી આપ્યું છે કે રોલૅટ ઍકટ વિરૂદ્ધની ચળવળ અને સત્યાગ્રહ એ બંનેને પરિણામે લોકોને પોતાની શક્તિનું માપ મળી રહ્યું તથા તેમનામાં ચેતન આવ્યું. સર માઇકલ ઓડવાયરમાં પ્રતિબિંબિત થતી સરકાર માટે પંજાબના લોકોને જરાએ પ્રીતિ ન હતી. તેઓના અસંતોષમાં મણા રહી ન હતી. આ અસંતોષ મોંઘવારીને લીધે વધારે ગાઢો થયો. લડાઇ પછી, જમાનો દરેક રીતે સુધરશે એવી તેમણે ઉમેદ રાખી હતી, તેને બદલે લડાઈ બંધ થવાથી તેમની દુર્દશા વધારે ઉગ્ર રીતે તરી આવી. આ રીતે ઉત્પન્ન થયેલી અશાંતિ ખિલાફતની ચળવળને લીધે વધી, કારણ મુસલમાનોને પણ બ્રિટિશ સરકારના હેતુઓ વિષે અવિશ્વાસ ઉત્પન્ન થવાનાં વાજબી કારણો મળ્યાં.

ગયા એપ્રિલ મહિનામાં બનેલા બનાવો બરોબર સમજવા માટે ઉપરની લગભગ નિર્વિવાદ હકીકતો લક્ષમાં રાખવાની જરૂર છે.

તા. ૬ઠી એપ્રિલે પંજાબમાં સંપૂર્ણ હડતાલ પળાઇ હતી. આ બનાવની સાથે સરખામણી કરે એવો બનાવ પંજાબમાં, અરે એવો બનાવ હિંદુસ્તાનમાં પણ, બન્યો નહતો. તે દિવસે લોક નેતાઓ અને લોકોના વર્તનમાં તેઓ એક જીવ થયેલા હોય એમ જણાતું હતું. હિંદુઓ અને મુસલમાનો વચ્ચે સંપૂર્ણ ભાતૃભાવ જણાતો હતો. તમામ ઠેકાણે રોલૅટ ઍકટની સામે વિરોધ બતાવનારા અને તેને રદ કરવાની માગણી કરનારા ઠરાવ પસાર થયા. તા. ૬ઠી એપ્રિલનું વિરોધ દર્શન લોકમતનું શાંત પ્રદર્શન હતું.

પણ આ બધું જીરવવું સર માઇકલને ભારે થઈ પડયું. હડતાલ તેમજ હિંદુ મુસલમાન ઐકય બંનેમાં તેમને બ્રિટિશ રાજ્યને જોખમની ગંધ આવી. તેમને લાગ્યું કે બ્રિટિશ વિરૂદ્ધ ઉત્પન્ન થયેલું એ એક કાવત્રું છે, અને તેને ગમે તેટલા જોખમે પણ

તોડવું જ જોઇએ. લાહોરના લોકનેતાઓની સામે ચાલેલા કામમાં ફરિયાદ પક્ષે પણ તેઓનાં શાંતિ ભરેલાં કાર્યોને "કાવત્રું અને સરકાર સામે વિગ્રહ"નું મોટું નામ આપેલું. લાહોરમાં ચાલેલો મુકદ્દમો ઉપસ્થિત કરનાર અધિકારીએ તૈયાર કરેલું સંક્ષિપ્ત આરોપપત્ર આ પ્રમાણે હતું: રૉલેટ બિલ તરીકે સામાન્ય રીતે જાણવામાં આવેલો કાયદો વડી ધારાસભાએ તા. ૧૮મી માર્ચ ૧૯૧૯ને દિવસે પસાર કર્યો. તે ઉપરથી પંજાબની બહારના કેટલાક લોકોએ સરકારની સામે લોક લાગણી ઉશ્કેરવાના ઇરાદા અને હેતુથી તોફાની સભાઓ ભરવા માટે તથા આખા દેશમાં હડતાળ પાડવા માટે, તથા તેમ કરીને સરકારને ગભરાવીને સદરહુ કાયદો રદ કરાવવાનો પ્રયત્ન કરાવવા માટે, એક કાવત્રું રચ્યું, તેમાં તોહોમતદારો પણ સામેલ થયા. અને તે મુજબ આખા હિંદુસ્થાનમાં, અને ખાસ કરીને પંજાબમાં કાવત્રાંખોરોએ તોહોમતદારોને સામેલ રાખીને, તા. ૩૦મી માર્ચે આખા દેશમાં પાડવાની એક હડતાલ જાહેર કરી, જેનો ઉદ્દેશ અવ્યવસ્થા ઉત્પન્ન કરવાનો, દેશના ઉદ્યોગ ધંધા બંધ કરવાનો, અને સરકાર સામે અપ્રીતિ અને તિરસ્કાર ઉત્પન્ન કરવાનો હતો."

આ પછી કેટલીક સભાઓ—જેને આરોપપત્રમાં 'દંગાખોર સભાઓ' કહી છે તે વિષે સામાન્ય હકીકત આવે છે, અને તે પછી બે પરિચ્છેદો એવા આવે છે કે જે સરકાર તરફથી એ આરોપપત્ર ઘડનારના પોતાના જ શબ્દોમાં અહીં આપવા અમને યોગ્ય લાગે છે: "તા. ૯મી એપ્રિલે, સરકારની સામે અપ્રીતિ અને શત્રુતાની લાગણી ઉશ્કેરવા માટે થયેલા કાવત્રા મુજબ, અને રામનવમીના સરઘસ વખતે, તોહોમતદારો રામભજદત્ત, ગોકલચંદ, ધરમદાસ સુરી અને દુનીચંદ, અને બીજાઓએ, કાયદા મુજબ સ્થપાયેલી સરકારની સામે હિંદુ અને મુસલમાનોના ઐક્યને ઉત્તેજન આપ્યું. તા. ૧૦મી એપ્રિલે, પંજાબની સરકારે શાંતિ અને વ્યવસ્થા જાળવવા માટે ગાંધી નામના એક કાવત્રાખોરને પંજાબ પ્રાંતમાં આવતો અટકાવવાનો હુકમ કાઢયો, અને તેજ તારીખે અમૃતસરમાંથી કિચલુ અને સત્યપાલ નામના બીજા બે કાવત્રાખોરોને દેશપાર કરવાનો હુકમ કાઢયો. શાંતિ અને વ્યવસ્થા જાળવવા માટેના સરકારના આ સાવચેતીના ઉપાયોને આ કાવત્રાખોરો શહેનશાહની સામે વિગ્રહ કરવાની નિશાની માનીને વળગી પડયા."

હડતાલ તથા તેની આગળ પાછળ થયેલી સભાઓને, તથા હિંદુ મુસલમાનોની બિરાદરીને સરકારે રાજ્યની ઉપર ઝઝુમી રહેલું જોખમ માની લીધું, એ અમારો મુદ્દો વધારે સ્પષ્ટ કરવા માટે જ અમે ઉપરના પરિચ્છેદો અહીં ઉતાર્યા છે. હડતાળ અને બિરાદરીને આવી રીતે જોખમરૂપ માની લેવાનું સરકારને પાછળથી સૂઝયું એમ નહતું. તા. ૭મી એપ્રિલે સર માઇકલ ઓડવાયરે પોતાનો આ મત ચોખ્ખા શબ્દોમાં બતાવી આપ્યો હતો. તે દિવસના તેમના ભાષણમાંથી અમે ઉતારા આપી ચૂકયા છીએ. જલંધરના બેરિસ્ટર માન૰ રાયઝાદા ભગતરામ તેઓને મળ્યા હતા તેની આગળ પણ તેમણે હડતાલ પ્રત્યેનો પોતાનો સખ્ત અણગમો બતાવ્યો હતો એમ રાયઝાદાએ રજુ કરેલી જુબાની ઉપરથી જણાશે. રાયઝાદા જણાવે છે:—

"પંજાબ ધારાસભાની બેઠક પછી હું લેફ્ટેનન્ટ ગવર્નરને તેમના 'ડ્રોઇંગ રૂમ'માં મળ્યો. તેમણે મને પૂછયું, 'જલંધરમાં કેવીક હડતાલ પડી હતી?' મેં કહ્યું કે સંપૂર્ણ હડતાલ પડી હતી અને કાંઇ પણ ગરબડ થઇ નહતી. સર માઇકલે મને તેમ થવાનું કારણ

પૂછ્યું. મેં જવાબ આપ્યો, " મારા ધારવા પ્રમાણે તેનું કારણ શ્રીયુત ગાંધીનું આત્મબળ છે." તુરત જ સર માઇકલે પોતાની મુક્કી ઉઠાવીને મને કહ્યું, ' રાયઝાદા સાહેબ, યાદ રાખજો, ગાંધીના આત્મબળ કરતાં બીજું એક મ્હોટું બળ છે હો. "

( જુ. નં. ૬૫૦ )

આ ઉપરથી જણાશે કે રાજકીય અસ્મિતાને, કોઇ પણ ઉપાયે, જડમૂળથી ઉખેડી નાંખવાનો સર માઇકલે નિશ્ચય કરેલો હતો. લોકોને પરાણે ધોચીને ઘેલા બનાવવાની તેમની તૈયારી હતી, અને તેમાં તેમને કાંઇક ફતેહ પણ મળી એમ આપણે થોડા વખતમાં જોઇશું.



# માર્શલ લૉ.

## ભાગ બીજો.

### ૧. અમૃતસર.

આપણે અમૃતસર પહેલું લઇશું, કારણ લોકોને પરોણી ત્યાંજ પ્રથમ ઘોંચવામાં આવી. નગર તરીકે લાહોરથી અમૃતસર બીજે નંબરે આવે, જો કે કેટલીક બાબતોમાં લાહોરના કરતાં અમૃતસરની અગત્ય વધી જાય છે. અમૃતસરની વસતી ૧૬૦,૦૦૦ ની છે. શીખ લોકોનું સૌથી મ્હોટું મંદિર–દરબાર સાહેબ ( સુવર્ણ મંદિર )–અહીં છે. પંજાબનું મ્હોટામાં મ્હોટું વેપાર–વણજનું મથક હોવાથી, અને દરબાર સાહેબનું સ્થાન હોવાથી પંજાબના તમામ ભાગોમાંથી અને બહારથી પણ ત્યાં પુષ્કળ યાત્રાળુઓ અને પ્રવાસીઓ આવે છે.

એપ્રિલની મધ્યમાં હિંદુઓનું નવું વર્ષ બેસે છે, અને તે દિવસે અમૃતસરમાં એક મોટો ઢોરનો બજાર પણ ભરાય છે. આ દિવસને વૈશાખી કહે છે, અને ધાર્મિક અને વ્યાપારિક બંને રીતે તેનું મહત્ત્વ છે. દરવર્ષે પાસેના અને આઘેના પુષ્કળ લોકો ત્યાં ભેગા થાય છે. વૈશાખી પહેલાં રામનવમીનો ઉત્સવ આવે છે.

અમૃતસરમાં ૬ઠ્ઠી એપ્રિલે સંપૂર્ણ હડતાલ પડી હતી. મુસલમાન, શીખ અને તમામ દરજ્જાના સર્વે હિંદુઓએ આ હડતાલ પૂરેપૂરી પાળી હતી. લોકોએ આપોઆપ અને સ્વેચ્છાથી આ પાળી હતી. ભેગા થયેલા લોકોનું વર્તન બિલકુલ મણા વિનાનું હતું અને સઘળું નિર્વિઘ્ને થઈ ગયું હતું.

૯મી એપ્રિલે રામનવમીનું પર્વ હતું. મુખ્યત્વે આ પર્વ તો હિંદુઓનું ધાર્મિક પર્વ છે. પણ આ વખતે હિંદુ–મુસલમાન ઐકયને માટે પણ એનો ઉપયોગ કરવામાં આવ્યો. મુસલમાનોએ એમાં આગળ પડતો ભાગ લીધો. આ બિરાદરીની બધી વ્યવસ્થા કરનારાઓમાં ડા. સત્યપાલ અને કિચલુ હતા. આ પહેલાં લાંબો વખત થયાં આ બંને લોકનેતાઓ પોતાની સાર્વજનિક સેવાને લીધે આગળ આવ્યા હતા.

ડા. સૈફુદ્દિન કિચલુ એક મુસલમાન બૅરિસ્ટર છે, અને તેમનો ધંધો સુંદર ચાલે છે. એમણે મન્સ્ટરની ડાકટર ઑવ્ ફિલોસોફીની ડિગ્રી મેળવેલી છે તથા કેમ્બ્રિજના ગ્રૅજ્યુએટ છે. એમણે અલિગઢમાં પણ અભ્યાસ કર્યો હતો. એમની ઉમર ૩૫ વર્ષની છે, અને એમને સ્ત્રી તથા બે છોકરાં છે. હિંદુ મુસલમાન ઐકયના વિષયમાં ઘણાં વરસથી તેઓ રસ લેતા આવ્યા છે.

ડા. સત્યપાલ હિંદુ હોઈ, ખત્રી જાતિના છે. એઓ પંજાબ યુનિવર્સિટીના બી. એ. એમ. બી. છે. લડાઈ દરમ્યાન લેફ્ટેનન્ટ આઈ. એમ. એસ. તરીકે કામ કરવાને એમને એડનમાં શહેનશાહી કમિશન મળ્યું હતું. જાહેરમાં એઓ ડા. કિચલુની સાથે કામ કરનાર હતા, અને અમૃતસર રેલ્વે સ્ટેશન ઉપર હિંદીઓને પ્લેટફૉર્મ ટિકિટ અપાતી બંધ થવાની સામે ચળવળ કરીને તેમાં સફળ થયાથી તેઓ લોકપ્રિય થયા. રૉલૅટ ઍકટની સામેની

ચળવળ દરમ્યાન બંને વધારે લોકપ્રિય થયા અને બંનેને સત્યાગ્રહ પસંદ હતો. જેમ બીજે ઠેકાણે તેમજ અમૃતસરમાં રૉલૅટ ઍક્ટ સામેની સભાઓમાં ધીમે ધીમે માણસો વધવા લાગ્યા એમાં તો કાંઈ શક નથી, અને જેમ ચળવળનું જોર વધતું ગયું તેમ તેમ આ બંને લોક નેતાઓ તેમાં ચાલુ ભાગ લેવાને લીધે લોકોના દેવ બની ગયા.

પંજાબ સરકારના હુકમથી તા. ૨૯મી માર્ચ ૧૯૧૯ને દિવસે ડા. સત્યપાલને જાહેરમાં ભાષણ આપવાની મનાઇ થઇ, તથા અમૃતસરમાં તેમને પૂરી દેવામાં આવ્યા.

આગલા પ્રકરણમાં જણાવ્યું છે તેમ હિંદુસ્થાનના કેટલાક ભાગમાં ૩૦મી માચ પણ હડતાળ પાડવામાં આવી હતી. અમૃતસરમાં પણ તેજ દિવસે હડતાળ પડી.

અમૃતસરમાં થયેલી ૩૦મી માર્ચની સભામાં, સરકારી હેવાલ પ્રમાણે, ૩૦૦૦૦ થી ૩૫૦૦૦ માણસો હાજર રહ્યાં હતાં, અને આટલી હાજરી છતાં તે સભા નિર્વિઘ્ન પસાર થઇ એમ બધાએ હેવાલ સાખ પૂરે છે. સભામાં વક્તાઓએ પ્રસ્તુત પ્રસંગના શાંત અને ધાર્મિક સ્વરૂપ ઉપર ખાસ ભાર મૂક્યો હતો. ડા. કિચલુના ભાષણના છેવટના શબ્દો આ પ્રમાણે હતાઃ

"રાષ્ટ્રીય હિતને માટે અંગત સ્વાર્થ તજવાને આપણે સદા તૈયાર રહીશું. મહાત્મા ગાંધીનો સંદેશો તમારા આગળ વાંચી સંભળાવવામાં આવ્યો છે. દેશના તમામ લોકોએ પ્રતિકાર કરવાને તૈયાર થવું જોઇએ. આનો અર્થ એવો નથી કે આ પવિત્ર નગરમાં અથવા દેશમાં લોહીની નદી વહેવી જોઇએ. પ્રતિકાર નિઃશસ્ત્ર થવો જોઇએ. તમારા અંતરાત્માના આદેશ પ્રમાણે વર્તવાને તૈયાર રહેજો, પછી ભલેને તેમ કરવાથી તમારે જેલમાં જવું પડે અથવા પરહેજ થવાનો સરકાર તરફથી હુકમ મળે." × × × "કોઈ પણ જણને દુભશો નહીં, દુઃખ આપશો નહીં. શાંતિથી ઘેર પાછા વળજો. બાગમાં ફરતા ફરતા જજો. કોઇ પણ પોલીસના માણસના સંબંધમાં અથવા દેશદ્રોહીના સંબંધમાં કડવાં વચન ન બોલશો, કે જેથી દુઃખ થાય અથવા શાંતિનો ભંગ થવાનો અથવા દંગો થવાનો પ્રસંગ ઉભો થાય."

પણ સર માઇકલ ઓડવાયર તો અમૃતસરની હડતાલથી અને સભાથી ખૂબ ચ્હીડાયા એટલે ડા. કિચલુ ઉપર પણ તેમણે ડા. સત્યપાલ ઉપર જે હુકમ કાઢ્યો હતો તેજ હુકમ કાઢ્યો. હુકમની તારીખ ત્રીજી એપ્રિલ છે અને તેમાં ફરમાવ્યું છે કે ડા. કિચલુએ "(૧) અમૃતસરની મ્યુનિસિપાલ હદની અંદરજ રહેવું અને બહાર જવું નહીં, (૨) વર્તમાનપત્રોમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે કશું લખાણ કરવું નહીં, અને (૩) કોઈ પણ જાહેર સભા બોલાવવી નહીં, કે તેવી સભામાં હાજર રહેવું નહીં; તેમજ કોઇ ભાષણ આપવું નહીં કે લખેલું ભાષણ વાંચવું નહીં."

પંડિત કોટુમલ, પંડિત દીનાનાથ અને સ્વામી અનુભવાનંદને પણ આ પ્રમાણે બંધી કરવામાં આવી. આ હુકમોથી બેશક, લોકચિત્ત સંક્ષુબ્ધ થયું હતુંજ, પણ સમતા ખોઇ બેઠું નહતું. એટલે તા. ૬ઠ્ઠીએ વળી એક સંપૂર્ણ હડતાલ પડી, અને ૩૦મી માર્ચના કરતાં એ મોટી સભા થઇ. અમૃતસરના એક બૅરિસ્ટર મિ. બદુલ ઇસ્લામ ખાન એ સભાના પ્રમુખ હતા, અને તેમાં ૫૦૦૦૦ માણસો હાજર રહેવાનું કહેવાય છે. એ સભાની

હકીકત પણ સરકારી હેવાલમાંથી જ આપીએ. એમાં એક ઠરાવ એવો થયો કે ડા. સત્યપાલ અને બીજાઓ વિરૂદ્ધ નીકળેલા હુકમો રદ કરવાની સરકારને વિનંતિ કરવી. આ હુકમના સંબંધમાં જે જે ભાષણો થયાં હતાં તેનો પ્રધાન સૂર, એ સભાના હેવાલમાંથી લીધેલા નીચેના વાક્યમાંથી જણાશે ! " આ લોકોની સામે જે આરોપ મૂકવામાં આવ્યો છે તે માત્ર એ છે કે તેમણે આપણને સૌને રોલૅટ ઍક્ટના ખરા હેતુથી વાકેફ કર્યા."

રોલૅટ ઍક્ટ રદ કરવાની માગણી કરનારો પણ એક ઠરાવ પસાર થયો હતો. પ્રમુખે સભાનું કામ આટોપતાં કહ્યું હતું:-" ગયા રવિવારની સભા કરતાં પણ આજની સભા વધારે યશ:પ્રદ થઇ કહેવાય. તમારો મત બતાવવાનો તમારો હેતુ પાર પડયો છે. આવે વખતે લોકોએ પોતાના આવેશને વશ ન થતાં ધીરજ રાખવી જોઇએ. મહાત્મા ગાંધીનો ઉપદેશ આ છે: આ લડતમાં આપણે શોક અને દુ:ખ શાંતિથી સહન કરશું, અને તેમ કરીને અત્યાચાર અને કડવાશથી આપણે મુક્ત રહીશું. અસત્યનો સદાયે પરાજય છે અને સત્યનો વિજય છે. જો તમે મનની શાંતિ જાળવશો, ધૈર્ય રાખશો, ક્ષમાવૃત્તિ રાખશો તો આ સભાની બહુ ભારે અસર થશે. પણ જો જરા પણ ગરબડ થશે, અને વધારે નહીં પણ માત્ર બે માણસો વચ્ચે પણ વઢવાઢ થશે, તો તેનાં માઠાં પરિણામ આવશે અને સભા નિષ્ફળ જશે. માટે શ્રોતાજનોને વિનંતિ કરૂંછું કે તેઓએ સભા સ્થાન છોડીને શાંતિથી વિખરાઈ જવું, અને કોઇ પણ પ્રકારનું સરઘસ બનાવવું નહીં." જે હેવાલમાંથી અમે ઉપરનો ઉતારો લીધો છે તે તારીખ ૮મી એપ્રિલનો છે અને તેને અંતે આ પ્રમાણે ટીકા છે:—

" લોકોએ પ્રમુખની સૂચનાઓ પૂરેપૂરી પાળી."

અમે અગાઉ કહી ગયા છીએ કે ૯મી એપ્રિલે રામનવમી હતી. લોક નેતાઓએ નિશ્ચય કર્યો હતો કે તે પ્રસંગે હિંદુ મુસલમાનોનું સંપૂર્ણ ઐક્ય સાધવું. રામનવમી સામાન્યરીતે ધાર્મિક ઉત્સવ છે, પણ મુસલમાનોએ તેમાં ભાગ લેવાનો ઠરાવ કરેલો હોવાથી તેનો અર્થ સ્વાભાવિક રીતે બહોળો કરવામાં આવ્યો. મોટું સરઘસ કાઢવામાં આવ્યું, અને તેમાં પુષ્કળ મુસલમાનોએ પણ ભાગ લીધો. ડા. કિચલુ અને સત્યપાલે જૂદે જૂદે ઠેકાણેથી આ સરઘસ જોયું, અને સરઘસે તેમને જ્યાં જ્યાં જોયા ત્યાં હર્ષાભિનન્દન આપ્યું. અમૃતસરના ડેપ્યુટી કમિશનર પણ આ સરઘસ જોતા હતા, અને વાજાંવાળાઓની દરેક ટુકડી તેમની પાસેથી પસાર થતાં " God save the king " ( જીવો બહુ વર્ષ મહારાજા ) બજાવતી હતી. આટલું મોટું સરઘસ નીકળવા છતાં પ્રસંગ નિર્વિઘ્ને ઉકલી ગયો હતો.

લોકોના આ સરઘસથી, અને રાષ્ટ્રીય અસ્મિતાના વિકાસને લીધે કોઈ પણ કલ્પનાશાલી, અને લોકોની અભિલાષાઓ માટે દિલસોજી ધરાવનાર રાજ્યકર્તાનું હૈયું હર્ષથી ઉભરાઈ ગયું હોત; પણ સર માઇકૅલ ઓડવાયરનામાં તો ક્રોધ જ પ્રગટયો. તેમને એ વાતથી ચ્હીડ ચડી કે ( ઉપર જણાવેલા ) તેમના હુકમોથી તો લોકો દબાઈ જવાને બદલે ઉલટા વધારે બહાદુર બન્યા, અને પોતાની માગણી વધારે જોરથી પ્રગટ કરવા લાગ્યા. આ કારણથી ઉપર કહેલું સરઘસ જે ઘડીએ :વ્યવસ્થિત રીતે, અને સંપૂર્ણ કાયદામાં રહીને ચાલી રહ્યું હતું તે જ ઘડીએ લગભગ પંજાબ સરકારની સેક્રેટરીએટમાં લોકોની શાંતિ નષ્ટ કરી તેમને ખળભળાટમાં નાંખનારો હુકમ ઘડાઈ રહ્યો હતો—લેફ્ટેનન્ટ ગવર્નરે ડા. કિચલુ અને સત્ય-

પાલને હદપાર કરવાનો ઠરાવ કર્યો હતો. આ હુકમો અમૃતસરમાં તા. ૯મી એપ્રિલે મોડી રાત્રે મળ્યા, અને ડા. કિચલુ અને સત્યપાલને ડેપ્યુટી કમિશનરે તા. ૧૦મી એપ્રિલે બોલાવી મંગાવ્યા. તેમને હુકમ આપ્યા અને મોટરકારમાં બેસાડી કોઈ અજાણી જગ્યાએ વિદાય કર્યા. આ ખબર અમૃતસરમાં વિજળીની માફક પસરી ગઈ. તુરત જ લોકોનું એક ટોળું ભેગું થયું. આ લોકો બધા શોકમાં હતા, એટલે ઉઘાડે માથે હતા. ઘણાઓ ઉઘાડે પગે હતા, અને કોઈની પાસે લાકડીઓ તો હતી જ નહીં. આ બધા પોતાના વ્હાલાઓને છોડાવવાની માગણી કરવા માટે ડેપ્યુટી કમિશનરને બંગલે જવા નીકળ્યા હતા. એ ટોળું અમૃતસરના મુખ્ય મુખ્ય મોહોલ્લાઓમાંથી નૅશનલ બૅંક, ટાઉન હૉલ, અને ક્રિશ્ચિયન મિશન હૉલ પાસે થઇને પસાર થયું—જે ઈમારતોનો થોડા વખતમાં જ આમાંના કેટલાક જણાને હાથે નાશ થવાનો હતો. પણ આ લોકોને રસ્તામાં જ ( રેલવેના ) ગાડીઓ જવાના પૂલ આગળ જ લશ્કરી પહેરેદારોએ અટકાવ્યા. લોકોએ ત્યાંથી પસાર થવાની માગણી કરી, અને કહ્યું કે અમારે ડેપ્યુટી કમિશનરને બંગલે ફરિયાદ કરવા જવું છે. તેઓ આગળ ધસ્યા, પહેરેદારો જરા પાછા હઠયા. તેઓ આગળ વધ્યા એટલે તેમની ઉપર પહેરેદારોએ ગોળીબાર કર્યો. કેટલાક ઘાયલ થયા અને કેટલાક મરણ પામ્યા, એટલે લોકો પાછા હઠયા. હવે એ ટોળું કાંઈ શાંત ટોળું રહ્યું નહતું. પોતાના લોકનાયકો છોડાવવાના પ્રયત્નમાં નિષ્ફળ થયેલું એ ટોળું હતું, પોતાના કેટલાક માણસો ઘાયલ થવાને લીધે અને મરણ પામવાને લીધે ખીજવાયલું એ ટોળું હતું. આ ચીડાયલા માણસો ઘવાયલા અને મરણ પામેલા માણસોને લઇને કેટલાક ( રેલ્વેના ) માણસો જવાના પૂલ તરફ ગયા, કેટલાક હૉલબજાર તરફ ગયા. આ ઘવાયલા અને મરણ પામેલા લોકોને જોઇને નગરના લોકો ક્રોધે ભરાયા. થોડા વખતમાં તો એક મ્હોટું ટોળું પાછું ( રેલ્વેના ) ગાડીઓ જવાના પૂલ અને માણસો જવાના પૂલ આગળ ભેગું થયું. આ વખતે તે લોકો લાકડીઓ અને લાકડાના કટકાઓથી સજ્જ થયેલા હતા. બંને પૂલોની ઉપર લશ્કરી સીપાઇઓનો પહેરો હતો.

દરમિયાન, આ ખળભળાટની ખબર સાંભળીને, સ્થાનિક વકીલમંડળે ડેપ્યુટી કમિશનરની પાસે જઇને, આ લોકોને વિખેરી નાંખવાના હેતુથી, મદદ આપવાની માગણી કરી. તેમને વચ્ચે પડવાની પરવાનગી મળી. તેઓ આવી પહોંચ્યા એટલે અમૃતસરના ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ ઑવ્ પોલિસ, મિ. પ્લવરે તેમને કહ્યું કે એક મ્હોટું ટોળું રેલ્વેયાર્ડ તરફ ગયું છે. એટલે કેટલાક તે દિશામાં ગયા, અને કેટલાક પૂલોની પાસે જ રહ્યા. રેલ્વેયાર્ડ પાસે જેઓ ગયા તેઓ ત્યાંથી ટોળાને વિખરી નાંખી શકયા. પણ ગાડીઓ જવાના પૂલ આગળ સ્થિતિ જરા વધારે વિષમ હતી. એક બાજુએ મિ. સલેરિઆ અને મકબુલ મહમદ ટોળાને વિખરાઈ જવાનું સમજાવી રહ્યા હતા, બીજી બાજુએ અધિકારીઓને ગોળીબાર ન કરવાનું સમજાવી રહ્યા હતા. ઘડીકવાર એમ લાગતું હતું કે તેમના પ્રયત્ન સફળ થશે, પણ ટોળામાંના કેટલાક માણસોએ લશ્કરી સિપાઇઓ ઉપર પથરા અથવા લાકડાના કડકાઓ ફેંકયા. તુરત જ તેઓએ ગોળીબાર કર્યો, અને ૨૦ માણસોને મારી નાંખ્યા અને કેટલાકને ઘાયલ કર્યા. મિ. સલેરિઆ અને મકબુલ મહમુદ પોતે બિચારા માંડમાંડ બચી ગયા. તેઓ ટોળામાં હતા અને ટોળાને વિખરાઈ જવાનું સમજાવવામાં અધિકારીને મદદ કરતા હતા તે દરમિયાન જ ગોળીબાર કરવાનો હુકમ આપવા માટે મુખ્ય અમલદારે

તેઓની આગળ દિલગીરી દર્શાવી. મિ. મકબુલ મહમુદ આ પછી સિવિલ હૉસ્પિટલમાં ગયા, અને ઘવાયલા માણુસોની તાત્કાલિક સારવાર કરવા માટે ડાકટર ધનપતરાયને બોલાવી લાવ્યા. હૉસ્પિટલમાંથી ડોળીઓ લાવવામાં આવી હતી, પણ એમ કહેવાય છે કે લોકો પોતાની વ્યવસ્થા કરી લેશે એમ કહીને મિ. પ્લમરે ડોળીવાળાઓને કાઢી મૂક્યા. કેટલાક ઘાયલોને ડાકટર કેદારનાથને ઘેર લઈ જવામાં આવ્યા. તેઓ ઝનાના હોસ્પિટલની બહુ નજીક રહેતા હતા. એવું કહેવાય છે કે મિસીસ ઈઝિડન ઘવાયલાઓને જોઇને હસ્યાં, અને બોલ્યાં કે હિંદુઓ અને મુસલમાનોને ઘટતું હતું તે મળ્યું. આ ઉપરથી એક ટોળીએ હૉસ્પિટલમાં જબરદસ્તીથી પ્રવેશ કર્યો અને મિસીસ ઈઝિડનને શોધી કાઢવાનો પ્રયત્ન કર્યો; પણ એટલા વખતમાં મિસીસ બેન્જામિને તેમને ક્યાંક સંતાડી દીધાં હતાં એટલે તે બચી ગયાં. ચીડાયલા ટોળાએ નૅશનલ બૅંક ઉપર હુમલો કર્યો, અને તેના મેનેજર મિ. સ્ટુઅર્ટને અને એકાઉન્ટન્ટને ઠાર કર્યા. જેઓ ગુડ્સરોડમાં ગયા હતા તેઓએ રેલ્વેગાર્ડ મિ. રોબિન્સનને ઠાર કર્યો. ટોળાએ એલાયન્સ બેંક ઉપર હુમલો કર્યો, અને તેના મેનેજર મિ. ટોમસને રિવૉલ્વરના બાર કરવા માંડ્યા એટલે મિજાજ ખોઇને તેને ઠાર કર્યો. તેનું મુડદું બહાર ફેંકી દીધું અને તેને બેંકના ફર્નિચરવડે બાળ્યું. કેન્ટોન્મેંટના ઇલેક્ટ્રિશ્યન સાર્જન્ટ રોલેન્ડનું રિગો પૂલ આગળ ખૂન થયું. ટાઉન હૉલ, પોસ્ટ ઑફિસ અને મિશન હૉલ તેમજ ભગતનવાલા રેલ્વે સ્ટેશનનો કેટલોક ભાગ બાળવામાં આવ્યા. ચાર્ટર્ડ બૅંક ઉપર પણ હલ્લો કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો, પણ બેંકના હિંદી નોકરો વખતસર વચમાં પડ્યાને લીધે કાંઈ ભારે નુકસાન થયું નહીં. મિસ શેરવુડ જેઓ સાઇકલ ઉપર બેસીને જતાં હતાં તેમના ઉપર ખુની હુમલો કરવામાં આવ્યો, પણ તેમને તેના એક હિંદી વિદ્યાર્થીના પિતાએ બચાવી લીધાં. આ ટોળામાં, બેશક, આવા કામમાં હમેશાં ભાગ લેનારા બદમાશો હતા જ. તેમણે બરોબર લાગ આવ્યો છે એમ જોઇને નૅશનલ બૅંકની વખાર લૂંટી. ( અહીં અમારે જણાવવું જોઇએ કે આ બનાવ બની ગયા પછી કેટલાક પોલીસના માણુસોને બૅંકોમાંથી ચોરાયલો માલ તેમની પાસેથી મળી આવ્યાથી પકડવામાં આવ્યા છે. ) આ બધી રંજાડ અને લૂંટ ૧૦મી એપ્રિલની સાંજે પાંચ વાગ્યા સુધીમાં થઈ ચૂકી હતી.

અમૃતસરના લોકોની, તેમના માનીતા નાયકોને દેશપાર કર્યાથી નાહકની જબરદસ્ત છંછેડણી કરવામાં આવી હતી. આ છંછેડણી પેલા નિ:શસ્ત્ર ટોળાને પોતાના શાંતિભર્યા કાર્ય માટે અટકાવવામાં આવ્યું એટલે બમણી થઈ. અહીં એ વાત પુનઃ આગ્રહપૂર્વક સ્મરણમાં રાખવાની જરૂર છે કે ગાડીઓના પૂલ આગળ ટોળું ગયું ત્યાં સુધી, અને તેની ઉપર ગોળીબાર થયો ત્યાં સુધી તેણે કશો અત્યાચાર કર્યો નહતો. ડેપ્યુટી કમિશનરને બંગલે એ ટોળાને જવા દેવામાં આવ્યું હોત, અને ત્યાં તેની ફરિયાદ નામંજુર થાત—કારણ તે નામંજુર થવાનો તો સંભવ હતો જ—તો શું થાત તે કહેવું કઠણ છે. ઘણોખરો આધાર ડેપ્યુટી કમિશનરના તેમની પ્રત્યેના વર્તન ઉપર રહેત. એટલું તો કબૂલ કરવું જોઇએ કે એ ટોળાને પોતાનું ધાર્યું કરાવવાની ધૂન ભરાયલી હતી, અને અધિકારીઓના મનમાં જો એમ લાગ્યું હોય કે એ ટોળું અત્યાચારનાં કૃત્યો કરશે, તો તેને આગળ વધતું અટકાવવાને માટે અમે અધિકારીઓનો વાંક કાઢી શકતા નથી. માર્શલ લૉ કમિશનની આગળ પડેલો પુરાવો, લૉર્ડ હંટરની કમિટીની આગળ આપવામાં આવેલો પુરાવો તથા અમે ભેગો કરેલો

પુરાવો—આ બધા પુરાવા ઉપરથી અમે એવું અનુમાન બાંધી શકીએ છીએ કે ગોળીબાર કરવા માટે કશું કારણ નહતું. અધિકારીઓએ સામાન્ય રીતે દરેક સુધરેલા દેશમાં ગોળીબારનો હુકમ કરતા પહેલાં જે પગલાં લેવામાં આવે છે તેમાંનું એક પણ પગલું લીધું નહતું. ટોળાને સમજાવવાને કશો પ્રયત્ન થયો નહતો, કશી વાટાઘાટ થઈ નહતી તેમ જ બીજાં કશાં ઓછાં સખ્ત પગલાં વાપરવામાં ન્હોતાં આવ્યાં. ટોળાએ આગ્રહ ધર્યો કે તરત જ ગોળીબાર કરવાનો હુકમ આપવામાં આવ્યો. આ દેશમાં અધિકારીઓ અને લશ્કરનાં માણસોનો કંઈ પણ જોખમ ન વ્હોરવાનો અથવા તો બીજી રીતે કહીએ તો હિંદીઓની જીંદગી સોંઘી ગણવાનો બહુ રિવાજ થઈ પડયો છે.

મિ. મકબુલ મહમદ, હાઈકૉર્ટ વકીલ, જેઓ મિ. સલેરિઆની સાથે ટોળાને સમજાવવાનો પ્રયત્ન કરતા હતા તેઓ, બીજી વારના ગોળીબારના સંબંધે નીચે પ્રમાણે જણાવે છેઃ—

"સલેરિઆએ અને મેં ડેપ્યુટી કમિશનરને અને અમલદારોને બૂમો પાડીને ખસી જવાનું અને ગોળીબાર ન કરવાનું કહ્યું, કારણ અમને ત્યાં સુધી પણ ટોળાને પાછું ખસેડવાની આશા હતી. 'ટોળામાંથી કેટલાક જણાએ લાકડાના કડકા અને પથરા સોલજરો ઉપર ફેંકયા. સોલ્જરોએ તરતજ કાંઈપણ ચેતવણી કે ખબર આપ્યા વિના ગોળીબાર કરવો શરૂ કર્યો. મારી જમણી અને ડાબી બાજુએ ગોળીઓનો સુસવાટ ચાલી રહ્યો. ટોળું ૨૦ કે ૨૫ માણસો ઘાયલ અને મુએલા મૂકીને વિખરાઇ ગયું. ગોળીબાર બંધ થયો એટલે મેં સોલજરો પાસે જઈને તેમને પૂછયું કે 'તમારી પાસે ઘાયલને લઇ જવાની ગાડી અથવા તાત્કાલિક સારવારનાં બીજાં કાંઇ સાધનો છે ખરાં!' પાસેજ આવેલી હોસ્પિટલે મદદ માટે દોડી જવાને હું તૈયાર થયો. પણ સોલ્જરો મને જવા દે નહીં. પણ મિ. સીમૂરે મને જવા દીધો. ગોળીબાર થયો ત્યારે ડેપ્યુટી કમિશનર પોતે હાજર હતા. તેમને ખબર હતી કે સલેરિઆ અને હું બંને વકીલો હતા, અને લોકોને શહેરમાં પાછા ફેરવવાનો પ્રયત્ન કરતા હતા. અમે બચી ગયા તે અમારાં નસીબેજ. હું હજી માનું છું કે અધિકારીઓએ જરા વધારે ધીરજ રાખી હોત, તો અમે ટોળાને પાછા ફેરવવાને શક્તિમાન થાત. એ શોકની વાત છે કે, અધિકારીઓએ ગોળીબાર કરવાનો નિશ્ચય કર્યા છતાં ઘાયલની ગાડીને માટે અથવા તાત્કાલિક સારવાર માટે કશી તજવીજ રાખી નહીં. હું માનું છું કે વખતસર વૈદકીય મદદ મળી આવી હોત તો કેટલાક ઘાયલો બચી ગયા હોત. પહેલા થોડા ગોળીબાર થયા કે તરતજ ટોળું પાછું ફર્યું, પણ ગોળીબાર તો તેઓએ નાસભાગ કરવા માંડી ત્યાર પછી પણ ચાલુ રાખ્યો હતો. તેમાંના ઘણાઓને પીઠમાં ગોળી વાગી હતી. ઘણાખરાઓને કમર ઉપર, એટલે કે ઉપર અથવા માથામાં ગોળી વાગી હતી."

લક્ષમાં રાખવું જોઇએ કે અત્યાર સુધી ટોળાએ અત્યાચારો શરૂ કર્યા નહતા. એટલે અધીરાઇ, બેદરકારી અથવા નિર્દયતાને માટે કાંઇ કારણ નહતું, છતાં ઉપર જણાવેલા સાક્ષીએ જણાવ્યા પ્રમાણે આ તો દીસી આવતાં હતાં.

હદપાર કરવાના હુકમ તથા ગોળીબાર માટે, આ કારણોસર, અમને અત્યંત ખેદ થાય છે, અને બંનેને અમે ગેરવ્યાજબી માનીએ છીએ, તથા તાત્કાલિક સારવાર ન

રાખવાના કૃત્યને અમે ઘાતકી માનીએ છીએ, છતાં ટોળાએ નિર્દોષ મનુષ્યોના જાન લીધા અને ઇમારત અને બીજા માલનો નાશ કર્યો તેનો કાંઇ પણ બચાવ થઇ શકે એમ નથી. બૅંકના મૅનેજરો, તેવી તેમની યોગ્યતા હોઈ, લોકપ્રિય હતા. જે બીજાઓનાં ટોળાએ ખૂન કર્યાં તે તો તેમને અજાણ્યા હતા અને તેઓ પણ તદ્દન નિર્દોષ હતા. મિસ શેરવુડ એક સેવાનિષ્ઠ ખ્રિસ્તી શિક્ષિકા હતી અને મિસિસ ઇઝડને ગમે તેવી વાંધા ભરેલી ટીકા કરી હોય, તોપણ તેથી ટોળાના કૃત્યનો બચાવ થઇ શકતો નથી. ઇમારતો બાળવાનું કૃત્ય કેવળ ગાંડપણ ભરેલું હતું, અને અમને કહ્યા વિના ચાલતું નથી કે અમૃતસરના લોકોએ અગાઉ જે અદ્દ્ભુત આત્મનિગ્રહ જાળવ્યો હતો તેથી જે કલ્યાણ થયું, તે બધુંએ આ ટોળાનાં જંગલી અને નાલાયક કૃત્યોથી ધોવાઇ ગયું.

આ અત્યાચારો ન અટકાવી શકાયા હોત ખરા? નિર્દોષ મનુષ્યોને બચાવી શકાત ખરાં? પોલીસ શું કરતી હતી? કોટવાલી (પોલીસ સ્ટેશન) ટાઉન હૉલની ઇમારતનોજ એક ભાગ છે. કોટવાલીમાં પોલીસનાં પુરતાં માણસો હતાં. ટોળાએ કોટવાલીને સ્પર્શ સુદ્ધાં ન કરતાં, પડોશના ટાઉન હૉલને બેધડક બાળી મૂક્યો. બીજી જે ઇમારતો બાળવામાં આવી તે પણ કોટવાલીથી એકાદ ખેતરવા દૂર હતી. બૅંકોને આગ લગાડવામાં આવી રહી છે એ વાતની પણ પોલીસને ખબર હતીજ. આવે વખતે બહાર પડી, પોતાના જીવને જોખમે પણ જે અંગ્રેજોનું ખૂન થયું, તેમને બચાવવાની પોલીસની ચોખ્ખી ફરજ હતી.

આ ખૂનો અને આગ એટલા બધાં આકસ્મિક હતાં, કે અધિકારી વર્ગ ઘડીક વાર તો પોતાની સમતા ખોઇ બેઠો. મિ. કિચિનને લેફ્ટેનન્ટ ગવર્નરે તાબડતોબ લાહોરથી મોકલી આપ્યા. હંટર કમિટીની આગળ આપેલી પોતાની જુબાનીમાં તેઓ કહે છે કે તેમને રસ્તામાં લોકો મળ્યા હતા. લાહોરથી અમૃતસર ૩૫ માઇલ છે, છતાં તેઓ મોટરમાં બેસીને ત્યાં સુધી બિલકુલ હેરાન થયા વિના પહોંચી ગયા. તેઓ ૧૦મી એપ્રિલની સાંજે ૪ વાગે પહોંચ્યા. લગભગ રાત્રે ૧૧ વાગે મેજર મૅકડોનલ્ડની ફોજ લઇને એક આગગાડી આવી પહોંચી. મિ. કિચિને તેને કહ્યું, "વાત આપણા હાથમાંથી ગઇ છે, અને હવે તો લશ્કરી દૃષ્ટિએ જે પગલાં લેવાં ઘટે તે લો." તેણે તેના પુરાવામાં એમ પણ કહ્યું છે કે મૅજર મૅકડોનલ્ડને તેણે "શહેરમાં જરૂર જેટલું લશ્કર મોકલીને બાતમી મેળવવાનું અને બચી ગયેલા માણસોને લઇ આવવાનું કહ્યું, અને તેમણે તે પ્રમાણે કર્યું." લૉર્ડ હંટરે પૂછ્યું: "સિવિલ મૅજીસ્ટ્રેટને કેમ ન્હોતા બોલાવ્યા?" મિ. કિચિને ઉત્તર આપ્યો: "મારી એવી ધારણા હતી કે લશ્કરી ટુકડીને પોતાનો રસ્તો કરતાં કરતાં જવું પડશે, અને સિવિલ મૅજીસ્ટ્રેટ જો હાજર હોય તો સ્વાભાવિક રીતે લશ્કરને પોતાની જે ચોખ્ખી લશ્કરી ફરજ બજાવવાની હતી તેમાં મુંઝવણ થાય. જે લોકો બચી ગયા હતા તેમને લઇ આવવામાં આવ્યા અને કાંઇ પણ પ્રતિકાર કે લડાઇ વિના કોટવાલીમાં માણસો વધારવામાં આવ્યાં."

મિ. કિચિન લાહોર પાછા ૧૧મી તારીખે આવ્યા. મિ. માઇલ્સ અર્વિંગે શહેરને લશ્કરના કબજામાં સોંપી દીધું. લાહોર પહોંચતાંજ લેફ્ટેનન્ટ ગવર્નરને તેમણે બધી હકીકત કહી, અને લેફ્ટેનન્ટ ગવર્નરે બધી વ્યવસ્થા વિષે પસંદગી બતાવી. બીજે દહાડે સવારે મિ. કિચિન પાછા મોટરમાં બેસી અમૃતસર ગયા, પણ તેમને ગરબડનું કશું ચિહ્ન જણાયું નહીં.

દરમ્યાન જનરલ ડાયર ત્યાં આવી પહોંચ્યો હતો, તેણે રામબાગમાં પોતાનો મુકામ નાખ્યો હતો અને સંપૂર્ણ કબજે લઇ લીધો હતો.

જનરલ ડાયરે આવતાંની સાથે પહેલું કામ લોકોને પકડવાનું કીધું. શહેરમાં દાખલ થઈને તેણે લગભગ ૧૨ માણસોને પકડયા, પણ તેને કોઇએ હેરાન કર્યો નહીં, કે કોઇ તેની સામે થયું નહીં.

દરમિયાન લોકો એ શું કર્યું તે જોઇશું. ૧૦મી તારીખની રાત્રે શહેરની ઉપર કોઇનો કબજો નહતો, (લોકો ચાહે તેમ કરી શકતા હતા) છતાં કાંઇ ચોરીબોરી કે લૂટફાટ થયાં નહીં. ૧૧મીની સવારે તેઓને મડદાંઓની વ્યવસ્થા કરવાની હતી. લશ્કરી અમલદારો પ્રથમ તો દરેક મુડદાની પાછળ ૪ માણસથી વધારેને જવા દેવાની રજા ન આપે. આથી લોકોને અતિશય સંતાપ થયો. તેઓને તો મુડદાંઓની પાછળ મોટું સરઘસ કાઢવું હતું. તેઓએ પોતાના પ્રતિનિધિઓને પોતાના તરફથી રજા મેળવવા મોકલ્યા. આખરે ખૂબ રકઝક પછી પરવાનગી આપવામાં આવી, પણ સરઘસને બે વાગ્યા સુધીમાં પાછા વળવાનો હુકમ આપવામાં આવ્યો. સરઘસ તો બહુ મોટું હતું, પણ બધાએ હુકમો અક્ષરશઃ પાળવામાં આવ્યા, અને નીમેલા વખત પહેલાં બધું સાંગોપાંગ પાર ઉતરી ગયું. ૧૨મી એપ્રિલે હંસરાજ, જે પાછળથી 'અમૃતસર કાવત્રા કેસ' માં મુખ્ય માફ સાક્ષીદાર થયો હતો, તેણે ઢબ ખટીકન આગળ એક સભા ભરી, અને તેણે ખબર આપી કે લાલા કનૈયાલાલના પ્રમુખપણા નીચે જલીયાંવાળા બાગમાં ૧૩મી એપ્રિલે બીજી સભા ભરાશે. આ સભા બોલાવ્યાની અથવા આવી કોઇપણ સભાનું પ્રમુખપદ લેવાની લાલા કનૈયાલાલ ચોખ્ખી ના પાડે છે. એઓ ૭૫ વર્ષની ઉમરના એક જૂના વકીલ છે અને બહુ લોકપ્રિય છે. અમને એમની જુબાની ખરી હોવા વિશે શંકા નથી. અમે માનીએ છીએ કે એમનું નામ મોટું ટોળું ભેગું કરવાને માટેજ વાપરવામાં આવ્યું હતું.

આ પછી જે બનાવ બન્યો તે સમજવાને માટે, અમૃતસરનાજ એક રહીશ, છતાં તે વખતે જેઓ કેટલાક દિવસ માટે બહાર ગયેલા હતા, તેવા એક ગૃહસ્થે ચીતરેલા અમૃતસરના ચિત્રથી વાકેફ થવાની જરૂર છે. પંજાબ ચેંબર ઓવ્ કૉમર્સના ડેપ્યુટી ચેરમેન અને અમૃતસરની ફ્લોર અને જનરલ મિલ્સ કંપનીના મેનેજીંગ ડિરેકટર લાલા ગિરધારીલાલે આ ચિત્ર આપ્યું છે. તેઓ કહે છેઃ—

"હું કાનપુરથી કલકત્તા મેલમાં બેસી તા. ૧૧મી એપ્રિલની સવારે ૧૧॥ વાગે અમૃતસર પહોંચ્યો. અમૃતસરની પાસેના નહેર ઉપરના પૂલ ઉપરથી અને પૂલ ઉપર પોલીસ ટુકડીઓ રેલ્વે લાઈનની ઉપર પહેરો ભરતી જોઈ. આગગાડી સ્ટેશનમાં પેઠી-એટલે આખી જગ્યા કોઈ લશ્કરી પડાવ જેવી દીસવા લાગી. જ્યાં જોઇએ ત્યાં સોલ્જરો અને બંદુકો દેખી... મજૂર કે કોઇ પણ પ્રકારનું વાહન મળે નહીં. પ્લેટફૉર્મની બહાર નીકળતાં મને સરદાર વિક્રમસિંહ મળ્યા. તેમણે મને હું જ્યાંથી આવ્યો હતો ત્યાં પાછાં ચાલ્યા જવાનું કહ્યું; ગમે તેમ થાય તોપણ શહેરમાં દાખલ થવાની તો તેણે મને સાફ નાજ કહી. એતો બિચારા બહુ ગભરાયલા જણાતા હતા એટલે તેમણે મારી સાથે કાંઈ વધારે વાતચીત નજ કરી. એક રેલ્વે નોકરની ભલમનસાઈથી ૨૦ મિનિટ રોકાયા પછી મહા મુશ્કેલીએ

મને દરબાર સાહેબ સુધી મારો સામાન લઈ જવા માટે મજૂર મળ્યો. લોકોને જવાના પૂલ આગળ કેટલાક યુરોપીયન સોલ્જરોનો પહેરો હતો. તેઓ કોઈ પણ જણને તેની વસ્તુઓ પૂરેપૂરી તપાસ્યા વિના શહેરમાં જવા દેતા નહીં. બધાએ જણની પાસે ગમે તેવી લાકડી હોય તે લઇ લેવામાં આવતી. મારી વસ્તુઓને બરોબર ઉંધીચત્તી કર્યા પછી મને આગળ જવા દેવાની પરવાનગી મળી. ગાડી જવાના પૂલ ઉપરથી તો કોઇને જવા દેતાજ નહતા. આ સ્થિતિ ઘણા દહાડા સુધી એટલે લગભગ ૧૫મી એપ્રિલ સુધી ચાલુ રહી. શહેરની બહાર ઠેર ઠેર થોડે થોડે અંતરે સોલ્જરો અથવા પોલીસનાં માણસો બંદૂક અને બાગનેટો લઇને ઉભેલા સિવાય બીજું કાંઇ જણાતું નહતું. શહેરમાં કોઇ પણ જગ્યાએ એક પોલીસનો માણસ પોતાની જગ્યાએ જણતો નહતો...શહેરમાં દાખલ થતાં-વેંતજ મને ખબર પડી કે નળમાં પાણી બિલકુલ બંધ થયું હતું...પછીથી સાંજે ખબર પડી આખા શહેરમાં વિજળીનો પ્રવાહ પણ બંધ થયલો હતો. મને જ્યાં સુધી યાદ છે ત્યાં સુધી તો ખબર છે કે આ અગવડ પણ ઓછામાં ઓછી ૧૮મી કે ૧૯મી એપ્રિલ સુધી ચાલી. દરબાર સાહેબ તરફ જતાં મને લોકોના તોફાનમાં ચિહ્ન જણાયાં. તારના દોરડાં તુટેલાં હતાં અને કેટલીક ઇમારતો બળેલી હતી."

સરકારી સાક્ષીઓના કહેવા પ્રમાણે પણ પાણી અને વિજળી ત્રણથી ચાર દિવસ સુધી બંધ રહ્યાં હતાં. એ તો ચોખ્ખુંજ છે કે આ નિર્દય બંધીનો ઉદ્દેશ મ્હોટે ભાગે, જે અત્યાચારોમાં થોડા જ માણસોનો ભાગ હતો અને જે અત્યાચારો, લૉર્ડ હંટરે એક સાક્ષીને કહ્યું હતું તે મુજબ, શાંતિશીલ શહેરીઓ અટકાવી શકે એમ નહતું તે અત્યાચારો માટે આખા શહેરને સજા કરવાનો હતો.

તા. ૧૩મી એપ્રિલે સવારે સુમારે ૯ાા વાગે જનરલ ડાયર એક રસાલા સાથે શહેરમાં દાખલ થયો અને એક જાહેરનામું કાઢયું. જનરલ ડાયરે હંટર કમિટી આગળ જુબાની આપી છે તે મુજબ એ જાહેરનામાંના ત્રણ ભાગ પાડવામાં આવ્યા હતા. આપણે તો અહીં છેલ્લો ભાગ કામનો છે. તેમાં આ પ્રમાણે લખ્યું હતું: "કોઇ પણ પ્રકારના સરઘસને શહેરમાં અથવા શહેરના કોઇ પણ ભાગમાં અથવા શહેરની બહાર કોઇ પણ વખતે ફરવા દેવાની પરવાનગી નથી. ચારથી વધારે માણસનું કોઇ પણ સરઘસ અથવા ટોળું કાયદા વિરૂદ્ધ મંડળી તરીકે ગણવામાં આવશે અને જરૂર પડશે તો તેને હથિયાર વાપરીને વિખેરી નાંખવામાં આવશે." જનરલ ડાયરને 'જરૂર પડશે તો' એ શરતના અને "સરઘસ" ની સાથે વપરાયલા "ટોળું" શબ્દના અર્થ વિશે પુષ્કળ સવાલો પૂછવામાં આવ્યા હતા. "જરૂર પડશે તો" એ શબ્દોનો અર્થ એટલો જ થાય કે "આવું ટોળું બીજી કોઇપણ રીતે વિખેરી ન શકાય તો," અને 'ટોળું' શબ્દનો અર્થ જાહેર રસ્તા ઉપર ભેગું થયેલું ટોળું જ થઈ શકે; નહીં તો ઘરમાં બેઠેલું ૪ થી વધારે માણસોનું કોઇપણ ટોળું જાહેરનામા મુજબ કાયદા વિરૂદ્ધ મંડળી થઈ જાય.

આ જાહેરનામું એક દુભાષીઆએ, જનરલ ડાયર શહેરમાં ફરતા હતા તે વખતે, પંજાબી અને ઉર્દુમાં થોડે થોડે અંતરે વાંચી સંભળાવ્યું હતું. જનરલ ડાયર કહે છે કે તેઓ બેથી ત્રણ કલાકમાં શહેરમાં ફરી વળ્યા. લોકોને ભેગા કરવા માટે નગારૂં વગાડવામાં આવ્યું હતું. જે જે જગ્યાએ આ જાહેરનામું વાંચવામાં આવ્યું હતું તે તે જગ્યાનો એક નકશો જનરલ ડાયરને બતાવવામાં આવ્યો, અને તેણે કબૂલ કર્યું કે તે શહેરના ઘણા ભાગમાં

વાંચવામાં આવ્યું નહતું. શહેરનો આ નકશો તપાસી અંદર જનરલ ડાયરે જે જે ઠેકાણેથી રસ્તો લીધો હતો, તે અમે જોયું છે. અમને જણાયું છે કે શહેરનો અર્ધો ભાગ, અને તેપણ વળી ઘણીજ વસ્તીવાળો ભાગ તો જનરલે મૂકી જ દીધો હતો. બહુ જ થોડા શહેરીઓને જાહેરનામા વિષે કશી ખબર ન હતી એમ બતાવવાને માટે પુષ્કળ પુરાવો છે. વળી ઉપર કહ્યું છે તે પ્રમાણે ૧૩મી એપ્રિલ તો હિંદુઓના નવા વર્ષનો—વૈશાખીનો દિવસ હતો, અને આસપાસનાં ગામડાંના ઘણા લોકોનો શહેરમાં ધોધ આવ્યો હતો આ લોકોને તો જાહેરનામાની કશી ખબરે ન હતી. આવા લોકો બહારથી આવ્યા હતા, અને તેમણે જાહેરનામું સાંભળ્યું હોવાનો સંભવ ન હતો એમ સરકારી સાક્ષીઓએ પણ કબૂલ કર્યું છે.

આ જાહેરનામાને જ વખતે, અથવા તો તે અરસામાં, એક છોકરો અમૃતસરના મહોલ્લાઓમાં ડબ્બો વગાડીને દાંડી પીટતો હતો કે જલીઆંવાળા બાગમાં ૪ વાગે એક સભા થશે. અને તેના પ્રમુખ લાલા કનૈયાલાલ થશે. આ છોકરો ક્યારે દાંડી પીટતો હતો તે વિષે સવાલ હોવાનો સંભવ છે ખરો, પણ અમારી આગળ પડેલા પુરાવા ઉપરથી જણાય છે કે જનરલ ડાયરનું જાહેરનામું વાંચવામાં આવ્યું તેની કેટલોક વખત અગાઉ દાંડી પીટવામાં આવી હતી. લાલા કનૈયાલાલ કહે છે: "મેં સાંભળ્યું છે કે કેટલાક માણસોએ (જેમનાં નામ હું હજૂ સુધી જાણી શક્યો નથી તેમણે) તા. ૧૩મી એપ્રિલે જાહેર કર્યું હતું કે જલીઆંવાળા બાગમાં હું એક ભાષણ આપીશ. લોકોએ ધારણા બાંધી કે હું તેઓને વર્તમાન સ્થિતિ ઉપર કાંઇક સુંદર સલાહ આપીશ."

સુમારે પોણા વાગે જનરલ ડાયરને ખબર મળી કે તે જ દિવસે સાંજે સાડાચાર વાગે જલીઆંવાળા બાગમાં એક મોટી સભા ભરાવાની છે. જનરલ ડાયર કબૂલ કરે છે કે તેણે આ સભા અટકાવવાનો એક પણ ઉપાય લીધો નહીં. લૉર્ડ હંટરે તેને પૂછ્યું, "જલીઆંવાળા બાગમાં લોકોને ભેગા થતા અટકાવવાનાં તમે કેમ કાંઇ પગલાં લીધાં નહીં તેનો તમે ખુલાસો આપો એમ હું ઇચ્છું છું." જનરલે જવાબ આપ્યો: "મારાથી બન્યું તેટલું જલદી હું ત્યાં ગયો, મારે મારી ટુકડીઓ બરોબર ગોઠવવી હતી, મારે શી શી વ્યવસ્થા કરવી તે મારે વિચારી કાઢવાનું હતું......મને લાગે છે કે તેમને ત્યાં ન ભેગા થવાની મેં તેમને પુરતી ચેતવણી આપી હતી." લૉર્ડ હંટરે પૂછ્યું, "તમે જે કહો છો તે બધી વ્યવસ્થા કરતાં તમારો ૧૨-૪૦ થી તે ૪ વાગ્યા સુધીનો બધો વખત ખપી ગયો?" જનરલ ડાયરે જવાબ આપ્યો, "મેં એમ માન્યું જ નહતું કે સવારે મેં જે જે પગલાં લીધાં હતા તે છતાં તેઓ ખરેખર ભેગા થશે જ. બીજી ટુકડી મોકલીને તેઓને ત્યાં ન જવાની સાવચેતી આપવાનો મને વિચાર થયો નહીં." તેને ૪ વાગે ચોક્કસ ખબર મળી કે સભા તો તે વખતે ભરાઈ રહી હતી. આ પછી તરતજ તેણે શહેર તરફ, બંદુકવાળા ૨૫ ગુરખા સોલ્જરો અને ૨૫ શીખોની પહેરા ટુકડીઓ લઇને કુચ કરી. બીજા ખુકડીવાળા ૪૦ ગુરખા ઉપરાંત બે બખ્તરથી સુરક્ષિત મોટરકારો પણ તેણે સાથે લીધી હતી. "સામાન્ય ચાલવાની ઝપડે" તે ત્યાં ગયા હતા." વધારે જલદી જવાની તમને કેમ કશી જરૂર ન લાગી?" આ લૉર્ડ હંટરના સવાલનો તેણે જવાબ આપ્યો, 'નહીં સાહેબ, તાપ બહુ હતો, એટલે સામાન્ય કુચ કરવાની ઝડપે અમે ગયા.' બાગમાં તેઓ સુમારે ૫ કે ૫ા વાગે પહોંચ્યા.

જલીઆંવાલા બાગ શું છે? 'બાગ' નામ તો ખોટું છે. એ જગ્યાના મૂળ માલિકની અટક 'જલીઆં' છે, અને 'વાલા' એ છઠ્ઠી વિભક્તિના પ્રત્યય તરીકે છે; અને જેને 'બાગ' કહે છે તે તો ચોમેર ઘરોવાળું એક વિશાળ મેદાન છે. આ બનાવ બન્યો ત્યારે એ ઘણા જણાની સહીયારી મિલકત હતી. આમાં આપેલા નકશા ઉપરથી જણાશે કે એ એક વિષમ બાજુ ચતુષ્કોણ છે, અને તેને દિવાલનું પણ ઠેકાણું નથી. ઘણે ભાગે તો ચોમેર આવેલા ઘરોની પાછલી દિવાલ જ આ ચતુષ્કોણની દિવાલ બની છે. આ ચતુષ્કોણમાં ત્રણ ઝાડ છે, ઘુમટવાળી એક જર્જરિત સમાધિ છે, અને એક કુવો છે. પ્રવેશ કરવાનો મુખ્ય માર્ગ એટલો તો સાંકડો છે કે તેમાંથી સારે નસીબે બખ્તરી મૉટર ગાડીઓ જઈ શકે જ નહીં. અંદર દાખલ થવાના બીજા કાંઇ રસ્તા નથી જ, માત્ર ચાર કે પાંચ ઠેકાણે સાંકડી બારીઓમાંથી બહાર નીકળવાનો માર્ગ છે. દાખલ થવાના માર્ગ આગળ એક ઉંચી ટેકરી છે, એટલે તેની ઉપર સોલ્જરો ગોઠવીને સામેના ટોળા ઉપર ગોળી છોડવાની બરોબર સગવડ છે. એટલે જનરલ ડાયરે પોતાના ૯૦ સીપાઇઓની ટુકડી લઇને જ્યારે બાગમાં ધસારો કર્યો ત્યારે અંદર ભેગા થયેલા માણસોને નાશી જવાનો સહેલો રસ્તો એકે નહતો.

અમારી પાસે જે પુરાવો પડ્યો છે તે ઉપરથી જણાય છે, કે જનરલ ડાયરના આવવા પહેલાં લગભગ ૨૦૦૦૦ માણસોની સભાની આગળ હંસરાજ ભાષણ આપતો હતો. નકશા ઉપર બતાવેલા એક તુરત ઉભા કરેલા માચડા ઉપર તે અને બીજા કેટલાક જણ ઉભા હતા. લશ્કરી ટુકડીઓ આવી તે પહેલાં સભાની ઉપર એક એરોપ્લેન ઉડી રહ્યું હતું. સભામાં ઘણા છોકરાઓ અને બાળકો પણ હતાં અને કેટલાક માણસો તો પોતાના હાથમાં નાનાં બાળકો લઇને પણ આવ્યા હતા. આ લોકોની પાસે લાકડી ન હતી. આ સભામાં કેટલાક ગુપ્તચરો પણ હતા. તેમાંના બે જણા હંસરાજની સાથે વાતો કરતા હતા. જનરલ ડાયરે ચતુષ્કોણી મેદાનની ઉત્તરે આવેલી ઉંચી જગ્યા ઉપર ૨૫ સોલ્જરો જમણી બાજુએ અને ૨૫ ડાબી બાજુએ ગોઠવ્યા. આ પછીની હકીકત તો તેના જ શબ્દોમાં આપવી યોગ્ય છે:—

સ—બાગમાં જઇને તમે શું કર્યું?

જ—મેં ગોળીબાર શરૂ કર્યો.

સ—લાગલોજ?

જ—હા લાગલો જ શરૂ કર્યો. મેં તો બરોબર વિચાર કરી રાખ્યો હતો અને મને નથી લાગતું કે મારા કર્તવ્ય વિષે નિશ્ચય કરી નાખતાં મને અર્ધી મિનિટથી વધારે વખત લાગ્યો હોય.

સ—લોકો શું કરતા હતા?

જ—લોકોએ તો સભા ભરી હતી. જગ્યાની મધ્યમાં કાંઈક ઉંચી કરેલી વસ્તુ ઉપર એક માણસ ઉભો હતો. તે તેના હાથ હલાવતો હતો, એટલે એ ભાષણ કરતો જ હોવો જોઇએ. મારી સમજ પ્રમાણે ચોગાનની બરોબર મધ્યમાં એ ઉભો હતો એટલે મારી ટુકડીઓ મેં ગોઠવી હતી ત્યાંથી ૫૦ કે ૬૦ વાર દૂર એ હશે.

ઘણાએ જણુ એવા હશે કે જેણે જાહેરનામા વિશે સાંભળ્યું નહતું એ હકીકત તો જનરલ ડાયર કબૂલ કરી ચૂક્યા હતા. એટલે લૉર્ડ હંટરે પૂછ્યું, "જાહેરનામા વિશે ન સાંભળ્યું હોય એવાં માણસો એ ટોળામાં હોવાની ધાસ્તી હતી એમ માની લઇએ તો, તમને એમ ન થયું કે ગોળીબાર શરૂ કરવા પહેલાં ટોળાને વિખરાઈ જવાનું કહેવું એ વાજબી છે?"

સ—ના, મને તે વેળા એમ ન થયું. મને તો માત્ર એમ લાગ્યું કે મારા હુકમોનું અપમાન થયું છે, માર્શલ લૉનું પણ અપમાન થયું છે; માટે તુરત જ ગોળી છોડવાની મારી ફરજ છે.

સ—તમે ટોળાને વિખરી નાંખ્યું તે પહેલાં ટોળાએ કાંઈ કરવા માંડયું હતું?

જ—ના, સાહેબ. તેમાંના થોડાક નાશી છુટયા હતા.

સ—તેઓએ નાશી જવા માંડયું હતું ખરૂં?

જ—હાજી. મેં ગોળીબાર શરૂ કર્યા એટલે મધ્યમાંનું મોટું ટોળું લગભગ જમણી બાજુએ નાશભાગ કરવા લાગ્યું.

સ—માર્શલ લૉ જાહેર કરવામાં આવ્યો નહતો. તમે જે ગંભીર પગલું લીધું તે પહેલાં, શહેરની વ્યવસ્થાને માટે જવાબદાર દિવાની અમલદાર ડેપ્યુટી કમિશનરની સલાહ લેવાની તમને જરૂર ન લાગી?

જ—સલાહ લેવા માટે તે વેળાએ કોઇ ડેપ્યુટી કમિશનર ન હતો. બીજા કોઇને પૂછી જોવાનું મને ડહાપણ ભરેલું લાગ્યું નહીં. મારે મારા કર્તવ્ય વિશે નિશ્ચય કરવાનો હતો. લશ્કરી દૃષ્ટિબિન્દુથી મને એમ લાગ્યું કે મારે લાગલો જ ગોળીબાર શરૂ કરવો જોઇએ, અને તેમ હું ન કરૂં તો મારી ફરજ બજાવતાં હું ચૂકું......

સ—ગોળીબાર કરવામાં તમારો ઉદ્દેશ તો ટોળાને વિખેરી નાંખવાનો જ હતો ના?

જ—ના, સાહેબ. તેઓ વિખરાઈ જાય ત્યાં સુધી હું તો ગોળી છોડયા જ કરવાનો હતો.

સ—તમે ગોળીબાર શરૂ કર્યો કે તરતજ ટોળું વિખરાઇ જવા લાગ્યું હતું ના?

જ—તરતજ.

સ—તોપણ તમે ગોળીબાર ચાલુ રાખ્યો?

જ—હા.

સ—ટોળું વિખરાઈ જવાનું છે એમ જણાયા છતાં તમે ગોળીબાર બંધ કેમ ન કર્યો?

જ—તે પૂરેપૂરૂં વિખરાઇ જાય ત્યાં સુધી ગોળીબાર ચાલુ રાખવાની મને મારી ફરજ લાગી. જો હું થોડો જ ગોળીબાર કરૂં તો તો ગોળીબાર કર્યો એજ મારી ભૂલ ઠરે.

બીજા અનેક સવાલોના જવાબમાં જનરલ ડાયરે કહ્યું કે "૧૦ મિનિટ સુધી મેં ગોળીબાર ચાલુ રાખ્યો." "આવી રીતે બંદૂકની ગોળીથી વિખેરી નાંખવાનો મને અનુભવ ન હતો," "કદાચ ગોળીબાર કર્યા વિના તેમને હું વિખેરી નાંખી શકત," પણ તેણે ગોળીબાર કર્યો, "કારણ કે જો તેમ મેં ન કર્યું હોત તો લોકોએ પાછા આવીને મારી મશ્કરી કરી હોત અને હું મૂર્ખ બનત." બીજા એક સવાલના જવાબમાં તેણે ગોળીબાર કરવાનાં કારણો જણાવ્યાં છે, તે નીચે પ્રમાણેઃ—

"મેં ધાર્યું કે તેઓ મારી અને મારી ટુકડીઓ ઉપર એકાએક હુમલો કરવાનો પ્રયત્ન કરતા હતા. આ બધી હકીકતથી મને એમ લાગ્યું કે આ કાંઇ નાનીસૂની ચળવળ નથી, એ તો અમૃતસરની બહાર પણ વિસ્તરેલી છે, અને એ સ્થિતિ અમૃતસર ઉપરાંત બીજીજગ્યા માટે પણ લડાઈની સ્થિતિ કહેવાય."

જનરલે ૧૬૫૦ બાર કર્યા હતા. તેણે એમ પણ કબુલ કર્યું, કે જો બખ્તરવાળ ગાડીઓ બાગમાં લઈ જઈ શકાત તો તે પણ તે લઇ જાત અને તેમાંથી ગોળીએ છોડત; અને તેને ગોળીબાર બંધ કરવા પડયા તે પણ દારૂ ગોળો પૂરો થઇ ગયો હતે તેથીજ. તેણે એમ પણ કબૂલ કર્યું કે ટોળું બહુ ઘીચ હતું. ઘાયલ થયલાની સારવાર મા અને તેમને ત્યાંથી ખસેડવા માટે તેણે કાંઈ પણ તજવીજ કરી નહતી—તેમ કરવાની તેન ફરજ જ નહોતી. એ સારવારની બાબત વૈદકીય બાબત હતી. ગોળીબાર બંધ થયા પોતે ત્યાંથી ખસી ગયા. વખતોવખત, ગોળીબાર અટકાવીને જ્યાં ટોળું સૌથી વધા ઘીચ હતું ત્યાં મેં ગોળીઓ છોડવાનો હુકમ આપ્યો હતો, "અને આમ કરવાનું કારણ એ નહતું કે તેઓ જલદી ચાલ્યા ન્હોતા જતા." પણ એ હતું કે જનરલ સાહેબે "માણસે ત્યાં ભેગા થયા હતા તે માટે તેમને સજા કરવાનો નિશ્ચય કર્યો હતો."

હવે આ બનાવની વધારે વિગતો અમારે તે નજરે જોનારના શબ્દોમાં આપવ જોઇએ. લાલા ગિરધારીલાલની જુબાનીનો ઉલ્લેખ અમે અગાઉ કરી ચૂકયા છીએ બાગની ઉપર આવી રહેલા એક ઘરમાંથી આ બનાવ તેના જોવામાં આવ્યો હતો તેઓ કહે છેઃ "સેંકડો લોકોને ત્યાંને ત્યાં મરી ગયલા મેં જોયા. ભૂંડામાં ભૂંડી વાત એ હતી કે જે દ્વારથી લોકો બહાર નાસતા હતા તે દ્વાર તરફજ ગોળીઓ છુટતી હતી નીકળવાનાં બધાં મળી ચાર કે પાંચ દ્વારો હતાં અને આ દ્વારો આગળના લોકો ઉપ ગોળીનો વર્ષાદ ચાલી રહ્યો હતો......ઘણાઓ તો નાસતાં ટોળાઓના પગ તળે કચરા મરી છૂટયા. લોહીની રેલ ચાલી રહી હતી. જમીન પર ચત્તા પડી જતા હતા તેઓન ઉપર પણ ગોળી છોડવામાં આવતી હતી.......અધિકારીઓએ મુએલા કે ઘાયલ થયે લાંઓની વ્યવસ્થા કરવા માટે કશી તજવીજ કરેલી નહતી......મેં જઇને ઘાયલ થયેલાં પાણી પાયું અને બનતી મદદ આપી. હું આખી જગ્યા ઉપર ફરી વળ્યો અને ત્ય પડેલા લગભગ બધાને હું જોઇ વળ્યો. જૂદી જૂદી જગ્યાએ ઢગલાઓ પડેલા હતા. મુએ લાંઓમાં મોટી ઉમરના તેમજ છોકરાઓ પણ હતા. કેટલાકના માથાં ચીરાઈ ગયાં હતાં કેટલાકની આંખ ફુટી ગઇ હતી, કેટલાકનાં નાક, છાતી, હાથ અને પગોના ચૂરેચૂરા થ ગયા હતા. તે વખતે બાગમાં એક હજારથી વધારે મુડદાંઓ હશે એમ મારૂં ધારવું છે લોકો દોડાદોડ કરી રહ્યા હતા અને ઘણા તો પોતાના મુએલાં અને ઘાયલ થયેલાં છોડીને ચાલ્યા જતા હતા, કારણ તેમને રાત્રે આઠ વાગ્યા પછી પાછી ગોળીએ ઉ જવાની ધાસ્તી હતી." ( જુ. નં. ૧. )

( જાહેરનામાનો બીજો ભાગ અહીં આપવો ઠીક પડશેઃ—

"શહેરમાં વસતા કોઇ પણ માણસને ૮ વાગ્યા પછી પોતાનું ઘર છોડવાની ર નથી. ૮ વાગ્યા પછી મોહોલ્લામાં ફરતો કોઇ પણ ગોળીબાર થવાને પાત્ર થશે.")

લાલા ગિરધારીલાલ ઉમેરે છે કે, " બાગમાંથી નાસી જવા પામેલા ઘણા ઘાયલોએ ઘાના દરદથી પ્રાણ ખોયા હતા, અને તેમનાં મુડદા રસ્તામાં પડેલાં હતાં. અમૃતસરના લોકોએ આ રીતે પોતાની વૈશાખી ઉજવી. "

મરેલાં માણુસોની સંખ્યાના સંબંધમાં અહીં એટલું નોંધવાં જેવું છે કે સરકારના પોતાના કબૂલ કરવા પ્રમાણે ૨૦ મી ઑગસ્ટ પહેલાં, એટલે આ બનાવ બન્યા પછી ચાર મહિના સુધી મુએલાની સંખ્યાની ચોકસી સરકારે કરી નહતી. ત્યાર પછી મિ૦ ટોમસને જાહેર કર્યું કે વધારેમાં વધારે ૨૯૦ માણુસો મરી ગયાં હશે. હવે તો તેઓએ સેવાસમિતિનો ૫૦૦ માણુસનો આંકડો સ્વીકાર્યો છે—સેવા–સમિતિએ તો મુએલા દરેક જણુની ભાળ મેળવીને આ આંકડો કાઢયો છે, એટલે એ તો મુએલાંઓનો ઓછામાં ઓછો આંકડો છે. ખરો આંકડો તો કોઇ દિવસ જણુાવવાનોજ નથી; પણુ કાળજીપૂર્વક તપાસ કર્યા પછી અમને લાગે છે કે લાલા ગિરધારીલાલનો આંકડો કોઇ પણુ રીતે વધારા પડતો નથી. એક મધ્યસ્થ જગ્યાના ધીચમાં ધીચ ભાગમાં અને ૨૦૦૦૦ માણુસના ટોળામાં ગોળી મારતા છતાં, સોલ્જરો એક હજાર માણુસ તો ત્યારે જ ન મારી શકે કે ન્યારે તેઓ કાચા નિશાનબાજો હોય. વળી એ પણુ યાદ રાખવાની જરૂર છે કે નકશા ઉપર બતાવેલી જમણી બાજુની સાંકળી નાળ–હાંસલીમાં અને હાંસલીમાંથી પણુ ગોળી છોડવામાં આવી હતી. એ નાળની સામેના ઝરૂખા ઉપર અમે ગોળીનાં વીધાં જોયાં છે, અને અમારી આગળ એવું બતાવનારો પણુ પુરાવો આવ્યો છે કે બાગની બહારની કેટલીક એવી જગ્યાએ સોલ્જરો મૂકવામાં આવ્યા હતા કે જ્યાંથી તેઓ બહાર નીકળવાના દ્વાર ઉપર નજર રાખી શકે. અને આ દ્વારોમાંથી નીકળતાં માણુસો ઉપર તેઓ ગોળી છોડતા હતા. એ બાબત શકજ નથી કે જનરલ ડાયરનો ઇરાદો વધારેમાં વધારે માણુસો મારી નાંખવાનો હતો, અને માણુસ ૧૦૦૦થી વધારે ન મુઆં તેમાં તેનો બિચારાનો કશો વાંક ન હતો. તેની પાસેનો દારૂ ગોળોજ ખપી ગયો હતો, અને બખ્તરી ગાડીઓ તો તે પ્રવેશ દ્વાર બહુ સાંકડું હોવાને લીધે લઈ જઇ શકાઈ નહોતી.

તા. ૧૩મી ના બનાવોની બધીએ અઘોર વિગતો, અને ( ન્યાયાધીશ રૅન્કિનના શબ્દોમાં કહીએ તો ) એ બનાવની ' ભયાનકતા ' બરોબર વર્ણવવી શકય નથી. એનો બરોબર ખ્યાલ આણવા માટે તો સરકારી સાક્ષીઓનો બધોએ પુરાવો તથા અમે પ્રસિદ્ધ કરેલો બધો પુરાવો વાંચી જવો જોઇએ. ૧૦મી એપ્રિલના અત્યાચાર પછી અંગ્રેજ અમલદારો ગુસ્સે થયા હતા, અને તેમને ગુસ્સે થવાનું વાજબી કારણુ હતું. જે માણુસો તરફ તેઓ બહુ અદબથી વર્તતા હતા તેજ માણુસો હવે તેમને અળખામણા થઈ પડયા હતા. અમૃતસરના એક પ્રસિદ્ધ શહેરી લાલા દોલતરામ આવા એક ગૃહસ્થ હતા, છતાં જ્યારે અધિકારીઓના બોલાવેલા પણુ તેઓ તેમને મળવા ગયા ત્યારે તેને અધિકારીઓ બહુ ક્રુદ્ધ દશામાં માલમ પડયા. " બધાઓનો મિજાજ તપેલો હતો, એટલે બધે અંશે કે મિ૦ સીમુર તો એમ પણુ કહેલું સાંભળવામાં આવ્યું છે કે યુરોપીયનના એક જાન દીઠ હિંદીઓના હજાર જાન લેવાશે. કેટલાક શહેરને તોપથી ઉરાડવાની સૂચના કરી હતી. લાલા દોલતરામે અમલદારોને કહેલું કે જો કોઈપણુ રીતે દરબાર સાહેબને આંચ આવશે તો પછી ત્રાસનો પાર નહી રહે, કારણુ આ મંદિર આખા પંજાબમાં બહુ પવિત્ર મનાય છે, "

મહમદ સીદીક, બૅરિસ્ટર, ૧૧મી તારીખે મુએલ્લાનો નિકાલ કરવા સંબંધે અધિકારીઓને મળવા ગયા. તેઓ કહે છે, " તેમની સાથે થયેલી વાત ઉપરથી મને એવી છાપ પડી, કે તેઓના મનમાં એમ હતું કે યુરોપીયનનાં ખૂન થયાં એટલે તેનું વેર લીધા વિના તો ચાલે જ નહીં; અને જો જરા પણ પ્રતિકાર કે અપમાન અથવા શાંતિભંગ થાય તો પુરતું બળ વાપરવું, જરૂર લાગે તો શહેરને તોપથી ઉડાવી દેવું."

ડાકટર બાલમુકુંદ, સબ-ઍસિસ્ટંટ સરજન કહે છે, કે તા. ૧૧ મી એપ્રિલે કર્નલ સ્મિથ, સિવિલ સર્જને કહ્યું હતું કે જનરલ ડાયર આવે છે, અને તે શહેરની ઉપર તોપ ચલાવશે. તેણે નકશા પાડીને અમને બતાવ્યું કે શહેરની ઉપર કયાં કયાં ગોળા છુટશે, અને અર્ધા કલાકની અંદર તેને કેવી રીતે જમીનદોસ્ત કરવામાં આવશે. મેં કહ્યું કે 'તોપો ચાલશે તો મારૂં શું થશે?' તેણે ઉત્તર આપ્યો: 'તારે બચી જવું હોય તો તું કાં તો શહેર છોડી જા, અથવા તો હૉસ્પિટલમાં આવીને રહે.'

ત્યારે હવે આપણને ખબર પડે છે કે ૧૩મી એપ્રિલની ભયાનકતા કેમ ઉદ્ભવી. લોકો પાછા ઉભા ન થવા પામે એવો ફટકો તેમને લગાવવાનો હતો. શહેરની ઉપર તોપ ચલાવવાનો વિચાર તો સ્હેજે માંડી વાળવો પડયો હતો. ૧૩મી એપ્રિલની સભા એ તૈયાર તકરૂપ થઈ પડી અને જનરલ ડાયરે એ બરોબર સાધી લીધી. મિ. સી. ઍફ. ઍન્ડ્રુઝે આ બનાવને ગ્લૅંકોની કતલ જેવી જ કતલ કહી છે. જો નિર્દયતાનું પણ અમુક વત્તી અમુક ઓછી એવું માપ બાંધી શકાતું હોય તો અમારૂં ધારવું એવું છે, કે ગ્લૅંકોની કતલ જલીઆંવાલા બાગની કતલના કરતાં ઘણી વધારે ઘાતકી હતી; પણ આજે જે યોગ્યાયોગ્યનું ધોરણ બંધાયલું છે તે ધોરણ ગ્લૅંકોની કતલના કાળની લશ્કરી ધારાપોથીમાં નહતું. અમારા અભિપ્રાય પ્રમાણે જે લોકોએ જાહેરનામું સાંભળ્યું હતું તે લોકો પણ તેના નિષેધ ભાગનું રહસ્ય કે અર્થ સમજ્યા નહતા. કોઈ પણ માણસ જાહેરનામાનું ચોખ્ખું અપમાન કરીને તે સભામાં ગયો નહતો. લશ્કરી અધિકારીઓને કોઇ પણ રીતે ખીજવવામાં આવ્યા નહતા, તેમજ અમૃતસર કે અમૃતસરની બહાર કાંઈ પણ એવું બન્યું નહતું, કે જેથી કતલનો બચાવ કરી શકાય. ઠંડે પેટે કરેલું-ઇરાદાપૂર્વક કરેલું એ ઘાતકી કૃત્ય હતું, અને જો હિંદુસ્થાનમાંના બ્રિટિશ અમલને આ અક્ષય્ય પાપમાંથી મુક્ત કરવો હોય, તો જનરલ ડાયરને તાબડતોબ બરતરફ કરી તેને યોગ્ય ન્યાય મળવો જોઇએ.

લૉર્ડ હંટરની કમિટી આગળ તેણે કહ્યું હતું કે સર માઇકૅલ ઓડવાયરે તેના કૃત્યને પસંદ કર્યું હતું. પંજાબના રહીશોની જીંદગી જેમને સોંપવામાં આવેલી હતી, તેમણે મનુષ્યત્વથી વિરૂદ્ધ આ અપરાધને મંજુરી આપી હશે એવું અમારી તો કલ્પનામાં પણ નથી આવી શકતું. માર્શલ લૉ કાયદેસર રીતે જાહેર થયો હોય, કે હકીકતમાં જાહેર થયા વિના માર્શલ લૉ ચાલુ હોય, તોપણ કમાન્ડિંગ અમલદારોને મર્યાદાના કેટલાક નિયમો તો પાળવા પડે છે. અમારો નમ્ર અભિપ્રાય છે કે જનરલ ડાયરે આ નિયમોની કેવળ અવગણના કરી હતી. અમે ફરીથી કહીએ છીએ કે અંગ્રેજોનાં થયેલાં ખૂનો અથવા આગોનો કોઇપણ રીતે બચાવ કરવાનો અથવા તેમાં રહેલો અપરાધ ઓછો કરવાની અમારી લેશમાત્ર ઇચ્છા નથી. એ સર્વ કૃત્યોનો બચાવ થાય એમ નથીજ એમ અમે માનીએ છીએ, પણ ગુસ્સે

થયેલા ટોળાના ગમે તેવાં નીચ અને અધમ કૃત્યોથી, જનરલ ડાયરે નિર્દોષ લોકોની જેવી કતલ કરી તેવી કતલનો પણ કશો બચાવ થઇ શકે એમ નથી જ.

૧૪મી એપ્રિલનો દિવસ લોકોએ મુએલાં અને ઘાયલ થયેલાંઓને ખસેડવામાં અને તેમની દહન કે દફન ક્રિયા કરવામાં ગાળ્યો. આ કામને પણ રજા તો મેળવવાની હતી, એટલે આ પ્રમાણે ટુંકું અને ટચ જાહેરનામું બહાર પાડવામાં આવ્યું: " લોકો એ પોતાનાથી બને તેટલાં જલદી પોતાનાં મુડદાં બાળી અથવા દાટી દેવાં જોઇએ, કોઇ પણ રીતનું સરઘસ કાઢવું નહીં. "

૧૪મી તારીખે અમૃતસરની કેવી સ્થિતિ હતી એ બાબત લૉર્ડ હંટરના સવાલના જવાબમાં જનરલ ડાયરે કહ્યું: " મારા હુકમનો અમલ થયો છે કે નહીં તે જોવાને માટે હું શહેરમાં ફરી વળ્યો. મેં બધા પહેરાઓ તપાસ્યા. બધું શાંત હતું. "

આસરે બપોર પછી બે વાગે સ્થાનિક રહીશોની, મ્યુનિસિપાલ કમિશનરોની મૅજીસ્ટ્રેટોની, અને વેપારીઓની એક સભા કોટવાલીમાં બોલાવવામાં આવી, ત્યાં કમિશનર શર આ પ્રમાણે બોલ્યા હતા: " તમો લોકોને શાંતિ જોઇએ છે કે લડાઈ જોઇએ છે ! અમે તો દરેક રીતે તૈયાર છીએ. સરકાર સર્વશકિતમાન છે. સરકારે જર્મની જીત્યું છે અને દરેક વાનાં કરવાની એની શકિત છે. જનરલ આજેજ હુકમો આપી દેશે. એમનાજ કબજામાં આ શહેર છે. હું કશું કરી શકું એમ નથી, તમારે હુકમો માનવા જોઇશે. "

કમિશનર મિ. કિચિન, આ પછી, ચાલ્યા ગયા. જનરલ ડાયર, માઇલ્સ અર્વિંગ, રેહિલ, પ્લમર અને લશ્કરી પહેરેદારોને લઇને ૫ વાગે આવ્યા. જનરલ અને બીજા બધાએ જણુ અતિશય ક્રોધમાં ઓરડામાં પેઠા, અને જનરલે ઉર્દુમાં ભાષણ કર્યું તેનો તર્જુમો નીચે પ્રમાણે છે:—

" તમે લોકોને બરોબર ખબર છે કે હું તો એક સીપાઇ અને સોલ્જર છું. તમને શાંતિ જોઇએ છે કે લડાઈ ? તમને લડાઈની ઇચ્છા હોય તો સરકાર તેને માટે તૈયાર છે, અને જો તમને શાંતિ જોઈતી હોય તો મારા બધા હુકમો માનો અને બધી દુકાનો ઉઘાડો; નહીં તો હું તમને ગોળીએ ઉડાવીશ. મને તો ફ્રાન્સનું કે અમૃતસરનું બન્ને રણક્ષેત્ર સરખાં છે, હું તો લશ્કરી આદમી રહ્યો. હું તો સીધાજ રસ્તો લેવાનો. હું કાંઈ ડાબી કે જમણી બાજુએ ચસવાનો નથી. તમને લડાઇ જોઈતી હોય તો કહી દો. જો તમારે સલાહ જોઈતી હોય તો બધી દુકાનો ઉઘાડવાનો હું તમને હુકમ કરૂં છું. તમે સરકાર વિરૂદ્ધ વાતો કરો છો, અને જર્મનીમાં અને બંગાલમાં શીખેલા માણસો રાજદ્રોહની વાતો કરે છે. હું આ બધાની નોંધ લઇશ. હુકમો માનો. મારે બીજું કશું જોઇતું નથી. મેં લશ્કરમાં ૩૦ વર્ષ નોકરી કરી છે. હું હિંદી સીપાઈ અને શીખ લોકોને સારી રીતે જાણું છું. તમારે શાંતિ જાળવવીજ જોઇએ; નહીં તો દુકાનો બળજોરીથી અને બંદુકથી ઉઘાડવામાં આવશે. તમારે મને બદમાશો વિશે બાતમી આપવી જોઇશે જ. હું તેઓને ગોળીએ ઉડાવી દઇશ. મારા હુકમો માનીને દુકાન ઉઘાડો. તમારે લડાઈ જોઈતી હોય તો તેમ કહો. " આ પછી મિ. માઇલ્સ અર્વિંગ, ડેપ્યુટી કમિશનર બોલવા ઉઠ્યા. તેના ભાષણમાંથી બે વાકયો અમે આપીશું. " અંગ્રેજોને મારી નાંખવામાં તમે બહુ ખરાબ કામ કર્યું છે. તમારી ઉપર અને તમારા બચ્ચાં ઉપર વેર વાળવામાં આવશે."

૧૫મીએ બધી દુકાનો ઉઘાડવામાં આવી. સ્હેજે એમ કલ્પના થાય કે ૧૩મીએ વેર વળ્યા પછી, ૧૪મીનાં ભાષણો પછી અને દુકાન ઉઘડી ગયા પછી, સામાન્ય દિવાની અમલની પાછી શરૂઆત થઈ હશે; પણ તેમ બને તેમ ન હતું. વેર પૂરેપૂરૂં હજી વળ્યું નહતું. આ કારણથી માર્શલ લૉ જાહેર કરવામાં આવ્યો, અને હકીકતમાં જે ચાલુ જ હતો તેને હવે કાયદાની છાપ પડી. ૯મી જૂન સુધી તે અમલમાં રહ્યો અને અમૃતસરના લોકોની જીંદગી અનેક રીતે અસહ્ય કરી મૂકવામાં આવી. એમાંની કેટલીક રીતો નીચે આપી છેઃ—

૧. જે ગલીમાં મિસ શેરવુડની ઉપર હુમલો થયો હતો, તેને લોકોને ફટકા મારવા માટે અને તેમાંથી પસાર થનારાઓને પેટે ચલાવવા માટે અલગ રાખવામાં આવી.

૨. નિયમ તરીકે દરેક અંગ્રેજ અમલદારને, અને હકીકતમાં દરેક અંગ્રેજને, બધા લોકોએ સલામ કરવી પડતી હતી, અને તેમ ન કરે તો તેમને પકડવાનું અથવા તેમનું અપમાન કરવાનું ઠરાવેલું હતું.

૩. સ્હેજ સ્હેજ માટે જાહેરમાં અને ખાનગી રીતે ફટકા મારવામાં આવતા.

૪. શહેરના તમામ વકીલોને, નિષ્કારણ સ્પેશ્યલ કૉન્સ્ટેબલો બનાવવામાં આવ્યા હતા, અને તેમની પાસે સામાન્ય મજુરની માફક કામ લેવામાં આવતું.

૫. ગમે તે દરજ્જાના માણસોને ગમે તેમ પકડવામાં આવતા હતા, અને પોલીસના પહેરામાં હોય તે દરમિયાન તેઓની પાસે કબૂલાતનામાં કઢાવવાને માટે અથવા પુરાવો કઢાવવાને માટે અથવા કેવળ તેમને નામોશી લગાડવા માટે તેઓનાં અપમાન થતાં, તેમને પજવવામાં આવતા, અને અકથનીય ત્રાસો તેમની ઉપર ગુજારવામાં આવતા.

૬. ગુન્હાઓની ઉપર ઇન્સાફ આપવા માટે સ્પેશ્યલ ટ્રિબ્યુનલો નીમવામાં આવી, જેને પરિણામે કાયદાને નામે હડહડતો અન્યાય થયો અને દુઃખીઆરા પત્રકારોને અપીલ કરવાનો હક રહ્યો નહીં.

હવે પેટે ચાલવાના હુકમ ઉપર અમે આવીએ. જે ગલીમાં લોકોને પેટે ચલાવવામાં આવતા હતા તે ગલી એક સાંકડી ઘીચ વસ્તીવાળી જગ્યા છે. તેની બંને બાજુએ બે માળનાં મકાનો છે, અને અનેક ઘરો વાળી બીજી અનેક નાની નાની બીજી બાજુએથી બહાર ન નીકળાય એવી ગલીઓ તેમાં આવીને મળે છે. આ ગલીઓના રહેવાસીઓને જો કાંઈ ખરીદવા જવું હોય અથવા શહેરમાં જવું હોય, તો મુખ્ય ગલીના કોઈ પણ ભાગમાંથી નીકળ્યા વિના છુટકો જ નહતો, એટલે જતાં અને આવતાં બંને વાર પેટે ચાલ્યા વિના પણ છુટકો ન હતો. સાફસુફ કરનાર અથવા વૈદકીય સારવાર કરનાર પેટે ચાલીને આવે તોજ આવી શકે. આ હુકમનો જે ગલીમાં અમલ થયો હતો તે ૧૫૦ વાર લાંબી છે. સાથે જોડેલા નકશા ઉપર મધ્યમાં "ટીકટીકી" નામનો એક લંબ–ચતુષ્કોણ જોશો, ત્યાં ફટકા મારવાને માટે ખાસ માંડવો બનાવવામાં આવ્યો હતો. આ હુકમ ૮ દિવસ અમલમાં રહ્યો. જનરલ ડાયરે તો એને 'ચારે અંગે ચાલવાનો હુકમ' કહ્યો છે, અને વર્તમાનપત્રોએ 'હાથે અને ઘુંટણે ચાલવાનો હુકમ' કહ્યો છે: છતાં એ ક્રિયા કરનારા માણસોને પોતાને ઉંધાં સુવું પડતું અને બરોબર કરોડ વિનાનાં પ્રાણીઓની માફક પેટે ચાલવું પડતું. જરા પણ ઘુંટણ ઉંચું થાય કે વાંકું વળે તો તરતજ

પેટે ચાલનારા માણુસોની પીઠ ઉપર બંદુકના કુંદા પડતા. આથી બધી ક્રિયા પેટ અને હાથ વડેજ કરવી પડતી હતી. ગલી, ઘણી ખરી હિંદુસ્થાનની ગલીઓની માફક ગંદી અને કાંપ અને કચરાથી ભરેલી છે. વળી એ પણ જોવા જેવું છે કે હુકમ મ્હોઢે જ આપવામાં આવ્યો હતો, અને ઉપરી અધિકારીઓના હુકમ મળ્યા એટલે ખેંચી લેવામાં આવ્યો હતો. જનરલ ડાયર આ હુકમનું આ પ્રમાણે કારણ આપે છે: "સ્ત્રીઓને મારવામાં આવી હતી તે મને લાગતું હતું. સ્ત્રીઓને અમે પવિત્ર માનીએ છીએ. આ ભયંકર કૃત્યોને માટે યોગ્ય સજા શોધી કાઢવા માટે મેં મારા મગજને ખૂબ ચલાવ્યું. મને કોઈ યોગ્ય સજા જડે નહીં પણ કંઈક અચાનક જ આ બની આવ્યું. પહેરાઓની મુલાકાતે હું ગયો ત્યારે મેં ત્યાં જઈને એક ત્રિકોણ ઉભો કરાવ્યો. આ ગલીને તો પવિત્રજ ગણવી જોઈએ એમ મને લાગ્યું, એટલે મેં બંને છેડે પહેરેદારો મૂકયા, અને તેમને કહ્યું કે કોઈ પણ હિંદીઓને અહીંથી જવા દેવા નહીં. પછી મેં એમ પણ કહ્યું કે 'જેને જવું હોય તેણે હાથે પગે ચાલીને જવું.' મારે સ્વપ્નેએ ન હતું કે કોઈ અક્કલવાળો ડાહ્યો માણસ આવા સંજોગોમાં જાણીજુજીને જશે." આ શિક્ષામાં રહેલા ખુનીપણા અને અધમપણાને માટે એવું કાંઈ ભાગ્યેજ કલ્પી શકાશે. મિસ શેરવુડની ઉપર ૧૦મી તારીખે હુમલો થયો અને આ હુકમ ૧૯મીએ નીકળ્યો. મિસ શેરવુડને કદી ન જોયાં હોય એવાં માણસોને પણ એ હુકમ માનવાનો હતો. મિસ શેરવુડ ઉપરના હિચકારા હુમલા વિષે આ લોકોને ખેદ થયો હશે—અમૃતસરના ઘણા મોટા ભાગના લોકોને ખેદ થયો જ હતો. છતાં તેઓને આ સજા ભોગવવી પડી. મનુષ્યના આત્માને અધમ કરવાના જ હેતુથી જે મગજ આવી સજા શોધી કાઢીને તેને અમલમાં મુકી શકે તે મગજને કેવા પ્રકારનું કહેવું એ કઠણ છે. પહેરેદારો સવારના ૬થી રાતના ૮ વાગ્યા સુધી બેસાડવામાં આવ્યા હતા. એટલે લૉર્ડ હંટરે જ્યારે જનરલ ડાયરને પૂછ્યું કે 'જે લોકો કાયદાને માન આપીને એ ગલીમાં રહેતા હતા તેમને ઘરમાંથી બહાર જવું હોય તો પેટે ચાલીને જ જવાની તેમને ફરજ પાડનારા હુકમનો શો ખુલાસો છે?' ત્યારે જનરલ ડાયરે જવાબ આપ્યો: "તેઓ બીજે કોઈ પણ વખતે જઈ શકતા હતા." એટલે કે રાત્રે દશ વાગ્યાથી તે સવારના ૭ વાગ્યા સુધીમાં કોઈ પણ વખતે. (તા. ૨૫મી પછી વખત ૮ ને બદલે ૧૦ કરવામાં આવ્યો હતો). જનરલ આમ બોલતા હતા ત્યારે તેમને ભાન ન રહ્યું કે આની સાથે બીજો હુકમ પણ ચાલુ હતો, કે જેને લીધે દશ વાગ્યા પછી તો કોઈ બહાર નીકળી શકે તેમ ન હતું અને નીકળે તો તેની ઉપર ગોળીબાર થવાનો સંભવ હતો. છતાં એનો એજ જવાબ આપતાં એણે ઉમેર્યું કે, "મને નથી લાગતું કે એથી કાંઈ બહુ અગવડ થઈ હોય. જો તેમને જરા દુ:ખ પડે તો, માર્શલ લૉ ચાલતો હોય તે દરમિયાન તે કાંઈ દુ:ખ કહેવાય નહીં. તેઓને રોજની જોઈતી ચીજો બીજી રીતે મળી શકતી હતી. તેઓને થોડી અગવડ ખમવી પડે તેનો ઉપાય ન હતો." લૉર્ડ હંટરે કહ્યું, "તમે કબૂલ કરશો કે આવા ખળભળાટના વખતમાં શાંત લોકો માટે ગરબડ મટાડવામાં મદદ કરવાનું મુશ્કેલ છે. આથી કરીને છેવટના ઉપાયો તો કાયદાને માન આપી ચાલનારા શહેરીઓને નહીં પણ તોફાની લોકોને જ લાગુ પાડવા જોઈએ એ ઠીક નથી?' જનરલ ડાયરે જવાબ આપ્યો: "હા એ લોકો નામના કાયદાને માન આપનારા શહેરીઓ ગણી શકાય, પણ મને લાગે છે કે તે વેળા મેં તો દુષ્ટોને સજા આપવાનો જ વિચાર રાખેલો હતો."

સ—પણ આ ગલી કાંઈ એવી ન હતી કે જ્યાં મિસ શેરવુડને મારનારા માણસોની પુષ્કળ આવજા હોય ?

જ—ના, પણ ગલીની મધ્યમાં મેં એક માંચડો ઉભો કરાવ્યો હતો, અને મેં ધાર્યું હતું કે મિસ શેરવુડને મારનારા માણસો પકડાશે ત્યારે હું તેમને ત્યાં ફટકાવીશ. મારો તેમને ફટકા મારવાનો ઈરાદો હતો.

પણ ખરેખર શું બન્યું તે ઘડીક વાર આપણે જોઇએ. લાલા ઇશ્વરદાસ અમૃતસરની એક મ્હોટી પેઢીમાં ઍસિસ્ટંટ છે. તે નકશા ઉપર બતાવેલા લાલા લાભચંદને ઘેર તા. ૧૮મી એપ્રિલે ગયા હતા. એવામાં જ એકાએક ગલીમાં લશ્કરી ટુકડી સાથે મિ. પ્લમર આવી પહોંચ્યા. લાલા ઈશ્વરદાસ અને તેના મિત્રો એક બારીમાંથી જોતા હતા. મિ. પ્લમરે તેમના તરફ પોતાની ચાબુકનો સપાટો કર્યો અને તેમને સૌને ઉભા થઈ સલામ કરવાનું કહ્યું. લાલા લાભચંદને લશ્કરને માટે પોતાના ઘરનો કેટલોક ભાગ ખાલી કરી આપવાનો હુકમ મળ્યો હતો. આ સાક્ષી કહે છે કે "આસરે સાંજે ૪ વાગે ઇશ્વરદાસ, પન્નાલાલ, મેલારામ અને હું ઘેર જવા નીકળ્યા, પણ અમને પોલીસે રજા ન આપી. અમે પાછી પરવાનગી માગી, પણ ગલીમાંથી પેટે ચાલીને જઇએ તોજ જઈ શકીએ એવી શરતે તે આપવામાં આવી. એટલે અમને બધાને પેટે ચાલીને ગલીમાંથી બહાર નીકળવું પડયું. અમારે ઘેર જવાને બીજો રસ્તોજ નહતો." અહીં ધ્યાનમાં રાખવા જેવું છે કે હુકમ લેખી રીતે કે મ્હોડે પણ બહાર પાડવામાં આવ્યો નહતો, છતાં તેનો અમલ કરવાનો આ પ્રથમ દિવસ હતો. જેમ જેમ એનો અમલ થતો ગયો તેમ તેમ તે પ્રસિદ્ધ થતો ગયો.

બીજા એક સાક્ષી લાલા મેઘામલ એક કાપડના વેપારી છે. તેઓ કહે છે: "મારૂં ઘર કૂચા કુરીચ્છાંવાલા ( આ પેટે ચાલવાની ગલીમાંથી નીકળતી એક ગલી ) માં આવેલું છે, અને મારી દુકાન ગુરુ બજારમાં છે. પહેલેજ દિવસે કૂચા કુરીચ્છાંમાં સોલ્જરો ગોઠવવામાં આવ્યા. હું સાંજે પાંચ વાગે ઘેર આવતો હતો ત્યારે મને સોલ્જરોએ અટકાવ્યો, અને મને મારા પેટ ઉપર ચાલવાનો હુકમ કર્યો. પણ હું તો નાશી ગયો અને સોલ્જરો ત્યાંથી ખસ્યા ત્યાં સુધી બહારજ રહ્યો. તે દિવસે રાત્રે હું નવ વાગે ઘેર આવ્યો અને જોયું તો મારી સ્ત્રીને તાવ આવેલો હતો. ઘરમાં તેને આપવા માટે પાણી નહતું. ડાકટરે ન્હોતો કે ન્હોતી કાંઇ દવા. મોડી રાત્રે હું પાણી લઈ આવ્યો. આ પછીના સાત દહાડા સુધી મારી સ્ત્રીને કશી વૈદ્યકીય સારવાર થઇ શકી નહીં, કારણ કોઇ ડાકટર પેટે ચાલીને આવવાને તૈયાર થાય નહીં."

આ ગલીમાં એક જૈન સભામંદિર છે ત્યાં કેટલાક સાધુઓ રહે છે. લાલા રેલૈયારામ, અફીણના કંટ્રાકટરનું આ મંદિર પાસે ઘર છે. પોતાની દુકાને જતા હતા ત્યારે એમને પેટે ચાલીને જવાની ફરજ પાડવામાં આવી. તે કહે છે: "હું પેટે ચાલતો હતો ત્યારે તેઓએ મને પોતાના બૂટ વડે લાતો મારી અને બંદુકના કુંદાના મને ગોદા માર્યા. તે દિવસે હું રાત્રે જમવા ઘેર ગયો નહીં...........આઠ દહાડા સુધી કોઈ ભંગી આવે નહીં, એટલે કચરો ત્યાંને ત્યાંજ રહેતો અને પાયખાનાં પણ સાફ ન થતાં. પાણી ભરનાર પણ આ બધા દહાડા ગેરહાજર હતો...અમને શાકભાજી કે બીજી જણસ મળી શકતી નહીં."

એજ ગલીમાં રહેતા જૈન મંદિરના લાલા ગણુપતરાય કહે છે, " પૂજા માટે આ ગલીમાં થઇને જેમને મંદિરમાં આવવું પડતું, તેમને પણ આવી રીતે પેટે ચલાવવામાં આવતા હતા. "

લાલા દેવીદાસ, જેઓ એક શરાફ છે તેમને પેટે ચલાવવામાં આવ્યા હતા. તેઓ પોતાને ઘેર પાછા જવાને તૈયાર થયા, પણ તેમને પેટે ચાલવાની ફરજ પાડવામાં આવી. તે કહે છે, " મેં પ્રથમ તો મારા હાથ અને ઘુંટણે ચાલવા માંડયું, પણ બાગનેટના મારની ધમકી મળી અને મારે પેટે ચાલવું પડયું. "

કહાનચંદ નામના એક ગૃહસ્થને ૨૦ વર્ષ થયાં અંધાપો છે. તેમને પેટે ચલાવવામાં આવ્યા હતા અને લાતો પડી હતી.

અબદુલ્લા નામના એક શિક્ષકને પેટે ચલાવવામાં આવ્યા હતા, અને રસ્તામાં થાકીને તે જરા થોભ્યા એટલે તેમને લાતો અને બંદુકના કુંદા મારવામાં આવ્યા હતા. એમનો શરીરનો બાંધો મજબુત હતો એટલે આખે શરીરે ઉઝરડા પડયા હતા.

આ હુકમ ચાલુ હતો તે દરમ્યાન મંદિરનાં પારેવાંઓ અને બીજાં પંખીઓને ગોળીબાર કરવામાં આવતો હતો. પશુઓને માટેની પવિત્ર પાંજરાપોળ, જે ગલીને નાકે જ આવેલી હતી તે મળમૂત્રથી બગાડવામાં આવી હતી. ગલીના કુવાઓને પણ સોલ્જરોએ નજીકમાં મળમૂત્ર કરી ભ્રષ્ટ કર્યા હતા.

સરકારપક્ષની જુબાનીમાંથી એમ જણાય છે કે પેટે ચાલવાની જંગલી ક્રિયા ૫૦ માણસોને કરવી પડી હતી.

ફરજીયાત સલામ કરવાનું નામોશી ભરેલું કાર્ય જેમણે કર્યું નથી તેમને, જેને એ કાર્ય કરવું પડયું છે તેને કેટલું દુઃખ અને અપમાન લાગ્યું હશે, તેનો ભાગ્યેજ ખ્યાલ આવી શકશે. જેઓને સલામ કરવી પડી હતી તેઓએ અમને તે કાર્યનું વર્ણન આપ્યું છે. તોપણ અમે માત્ર તે તેઓને કેટલું દુઃખદાઇ થઇ પડયું હશે તેનો કાંઇક જ ખ્યાલ લાવી શકીએ. ૧,૬૦,૦૦૦ માણસની વસ્તીવાળા શહેરને લાગુ પાડવામાં આવેલો આ સલામ કરવાનો હુકમ કાંઇ નાનીસૂની વાત ન હતી—સલામ કરવી પડતી એટલે ઉભા રહી જઇને જમણા હાથનું ચોક્કસ રીતે હલનચલન કરવું પડતું. નવાઇ નથી કે કેટલાક સાક્ષીઓ અમારી પાસે એવા આવ્યા છે કે જેઓ કહે છે કે તેમને બરાબર રીતે સલામ ન કરવાને માટે પકડવામાં આવ્યા હતા. અને બરાબર રીતે સલામ કરી એટલે કાંઇ હુકમ પૂરો ન થઇ જતો; જેઓ ભૂલ કરતા તેઓને અનેક રીતે શિક્ષા ખમવી પડતી.

લાલા હરગોપાળ ખન્ના, બી. એ. ૧૮મી એપ્રિલે પોતાના કેટલાક મિત્રો સાથે એક રસ્તેથી પસાર થતા હતા. તેમણે કેટલાક ઘોડેસ્વાર પોલિસો અને તેમની પાછળ જનરલ ડાયરને જોયાં, તેમણે તેમને બૂમ પાડી. તેમની પાસે જતાંજ લાલા હરગોપાલે તેમને લશ્કરી રીતે સલામ કરી, એટલે તેને કહેવામાં તે આવ્યું કે બરાબર સલામ કરી જાણતો નહતો; અને બીજે દિવસે રામબાગમાં હાજર થવાનું તેમને કહેવામાં આવ્યું. તેણે જનરલની સલામ કરીને રજા લીધી અને સિટિ સુપરિન્ટેન્ડન્ટ ઑવ્ પોલિસ, મિ. પ્લમરને રામબાગમાં પોતાને કયાં હાજર થવાનું છે તે વિષે પૂછ્યું. મિ. પ્લમરે લાગલાજ એક કૉન્સ્ટેબલને તેમને કોટવાલ સાહેબ પાસે લઇ જવાનો હુકમ આપ્યો. ત્યાં

પહોંચતાં તેમને બીજા બે ત્રણ માણસ સાથે ભીની જમીન ઉપર બેસાડવામાં આવ્યા. સાંજના ૭ વાગ્યા સુધીમાં આ ટોળી વધતી ગઇ. આ પછી બબ્બેની જોડી કરી કોટવાલી સુધી તેમને કુચ કરાવવામાં આવી. કોટવાલીમાં તેઓને ખુલ્લી જગ્યામાં બેઠાં બેઠાં અથવા પડયાં પડયાં રાત ગાળવી પડી. તેમના ઉપર એક ગુરખાનો પહેરો મુકવામાં આવ્યો હતો. બીજે દહાડે સવારે ૮॥ વાગે તેમને રામબાગ લઇ જવામાં આવ્યા. જ્યાં તે સઘળાને એક લશ્કરી હવાલદારે ( સાર્જંટે ) આવીને સલામ કરતાં શીખવ્યું ત્યાં સુધી તડકામાં ઉભા રાખવામાં આવ્યા હતા. ત્યાર પછી બધાને છોડવામાં આવ્યા. ( જુ. નં. ૯૫, ૯૬. )

મીઆં ફિરોજ દિન જેઓ એક ઑનરરી મૅજીસ્ટ્રેટ છે તેઓ કહે છેઃ ' જનરલ અને મિ. પ્લમરને સલામ કરતી વખતે ઉભા ન રહી જવા માટે લોકોને ફટકા મારવામાં આવતા. જે લોકો સલામ ન કરતા તેમને ઘણીક વાર પકડવામાં આવતા. આવી રીતે ફટકા મરાયાના અને પકડાયાના કેટલાક દાખલા મેં મારી નજરે જોયા છે. લોકો એટલા તો ડર ખાઇ ગયા હતા કે ઘણાક તો, રખેને કાંઇ ભૂલ થઇ જાય અને સજા ખમવી પડે તે ખાતર, લગભગ આખો દિવસ ઉભાં રહેવું પડયું હતું. હું " લગભગ " કહું છું, કારણ જ્યારે જ્યારે તેઓ મોટરનો અવાજ સાંભળતા ત્યારે ત્યારે તેઓ ઉભા રહી જતા. મેં પોતે તેમ કર્યું છે. " ( જુ. નં. ૨. )

ફટકા મારવાનું જાહેર હતું તે તો નામોશી ભરેલું હતું, એટલુંજ નહીં પણ ત્રાસજનક હતું; અને કેટલોક સરકારી પુરાવો પડયો છે તે ન હોત તો ફટકા મારવાની સજા કેમ કરવામાં આવી હતી તે સમજવું જ મુશ્કેલ પડત. સરકારી પુરાવા ઉપરથીજ જણાય છે કે આ સજા " કિલ્લાના કાયદા " નામના નિયમોના કહેવાતા ભંગ માટે થઇ હતી; અને મિસ શેરવુડની ઉપર હુમલો કરવાનો જેમની ઉપર વહેમ ગયો હતો તેમને વિષે તો જનરલ ડાયરેજ કબુલ કર્યું હતું, કે તેમને તો પેટે ચાલવાની ગલીમાં તેઓને ફટકા મારવા હતા. આ પ્રમાણે નકશામાં બતાવેલા માંડવામાં ૭ છોકરાઓને ફટકા મારવામાં આવ્યા હતા. દરેકને 'ટીકટીકી' સાથે બાંધવામાં આવતો હતો અને ૩૦ ફટકા મારવામાં આવતા હતા. તેમાંનો એક " સુંદરસિંહ બિચારો ૪ થે ફટકે બેભાન થઇ ગયો, પણ એક સોલ્જરે તેના મ્હોંમાં થોડું પાણી રેડયું એટલે તેને પાછું ભાન આવ્યું. તરતજ પાછા ફટકા શરૂ થયા. વળી પાછો તે બેભાન થઇ ગયો, પણ ૩૦ ફટકા પૂરા થયા ત્યાં સુધી તે બિચારાને બેસાડવામાં ન આવ્યો. થાંભલા ઉપરથી તેને લોહીએ નીગળતો અને તદ્દન બેભાન દશામાં લઇ જવામાં આવ્યો. બીજા છોકરાઓને પણ આ પ્રમાણે જ ફટકા મારવામાં આવ્યા હતા, અને તેમાંના ઘણાખરા તો ફટકાના માર દરમ્યાન બેભાન થઈ ગયા હતા. તે બધાને હાથ કડી નાંખેલી હતી અને તેઓ થોડાં પગલાં પણ ચાલવાને અશક્ત હતા, એટલે પોલીસના માણસો તેમને ખેંચતા હતા. આ પછી તેમને કિલ્લામાં લઈ જવામાં આવ્યા. ( જુ. નં. ૧૧૫, ૧૧૭ અને ૧૧૮ ).

જનરલ ડાયરે પોતાના પુરાવામાં કહ્યું છે કે વકીલ કૉન્સ્ટેબલોએ ઉપયોગી સેવા બજાવી હતી, અને મિ. કિચિને કહ્યું છે કે તેમને એ કામ તો કાંઇક ગમી ગયું હતું. હવે એ વકીલોનો જ પોતાની નીમણુક વિશે, અને પોતાને કરવા પડેલાં કામ વિષે શો અભિપ્રાય છે તે આપણે જોઇએ. લાલા કનૈયાલાલનું નામ તો આગળ આવીજ ગયું છે.

અમૃતસરના એ જૂનામાં જૂનામાં વકીલ છે. તેમને પણ આ માનમાંથી મુક્તિ નહોતી. વળી તેઓ કહે છેઃ " મારે કહેવું જોઇએ કે બીજા સ્થાનિક વકીલો સાથે મને પણ સ્પેશ્યલ કૉન્સ્ટેબલ તરીકે કામ કરવાની ફરજ પાડવામાં આવી હતી. ૨૨મી એપ્રિલે આ નીમણુક કરવામાં આવી હતી, જ્યારે શહેરમાં શાંતિ અને વ્યવસ્થા જાળવવાની ખાતર આ નીમણુક કરવાની કશી જરૂર નહતી. પોલીસનાં માણસો આ કામ માટે પુરતાં હતાં, અને એ દિવસોમાં તો શહેર શાંત હતું. મારે ધરડે ધડપણ મારી પાસે એક જગ્યાએથી બીજી જગ્યાએ ખુરશી લાવવા લઈ જવા જેવું મજુરનું કામ કરાવવામાં આવ્યું હતું, અને બળતા તાપમાં મારે પહેરો ભરવો પડ્યો હતો. આ ઉપરાંત અમારા ઉપર જે ગાળોનો વર્ષાદ વર્ષતો, અને અમને જે અપમાનો મળતાં તે વળી અમારા દુઃખના વધારામાં. શાંતિ અને વ્યવસ્થા માટે અમારી નીકણુકની કશીએ જરૂર હતી એમ હું માની શકતો નથી. કૉન્સ્ટેબલની નીમણુકનો હુકમ અમને સજા કરવા માટેજ યોજાયલો હતો. સ્થાનિક વકીલો સાર્વજનિક કાર્યોમાં ભાગ લે છે, અને રોલૅટ ઍક્ટ સામેની ચળવળમાં ભાગ લીધો હતો, આજ કારણસર આખા વકીલ મંડળને આ સજા કરવામાં આવી હતી. ( જુ. નં. ૨૯ )

લાલા બાલમુકુંદ ભાટીઆ, હાઇકૉર્ટ વકીલ અને મ્યુનિસિપાલ કમિશનર સ્પેશ્યલ કૉન્સ્ટેબલ નીમવાની ક્રિયાનું વર્ણન કરતાં કહે છે કે, " અમને જમીન ઉપર બેસાડવામાં આવ્યા હતા અને પછી બે શહેરીઓને થાંભલે બાંધીને ફટકા મરાતા અમને જોવાની ફરજ પાડવામાં આવી હતી. આ બનાવ જોવાનો મને ખાસ હુકમ કરવામાં આવ્યો હતો. સાંજે બધાએ વકીલોને એક હારમાં ઉભા રાખવામાં આવ્યા હતા—" લેફ્ટેનન્ટ ન્યુમૅનના હવાલામાં બધાને સોંપવામાં આવ્યા હતા. તેણે એક જણના તરફ લાત સુદ્ધાં ઉગામી હતી. દિવસમાં ત્રણ વખત તેમને હાજરી આપવી પડતી હતી અને બાકીનો દિવસ પહેરો ભરવો પડતો હતો. શ્રીયુત ભાટીઆ કહે છે કે, " એટલે, અમારે વાડીમાં કે શહેરમાં આખો દિવસ હાજર રહેવું પડતું હતું. અમને વારંવાર યાદ દેવરાવવામાં આવતું હતું કે, 'તમે માત્ર કૉન્સ્ટેબલ છો, તમારી કાંઇ પણ કસૂર થશે તો તેને માટે ફટકાની કે કેદની જ નહીં, પણ દેહાંત દંડની શિક્ષા પણ થશે. " અમને માનની નજરથી જોનારા ઘણા લોકોની સમક્ષ અમારી પાસે ખુરશી ટેબલ ઉપાડવા જેવું મજૂરનું કામ કરાવવામાં આવતું, જો કે આ કામ માટે ઑર્ડર્લી અને બીજા નોકરો પૂરતા હતા." વકીલોને સલામ કરવાનું તો ખસુસ શીખવવામાં આવતું. તેમને ૧૨મીએ છોડવામાં આવ્યા. શ્રીયુત ભાટીઆ પણ લાલા કનૈયાલાલની માફક એમજ માને છે કે આ કામ કરાવવામાં વકીલોને સજા કરવાનોજ ઇરાદો હતો. ( જુ. ન. ૯૧ ).

પંડિત રાજેન્દ્ર મિશ્ર અને બીજા વકીલો ઉપર જણાવેલા આરોપોને ટેકો આપે છે, અને કહે છે કે અધિકારીઓને મદદ આપ્યા છતાં તેમને આ પ્રમાણે અપમાન અને દુઃખ આપવામાં આવ્યું હતું. ( જુ.-નં.-૯૪ ).

એકંદર આ રીતે ૯૩ વકીલોનું અપમાન થયું હતું. આવી રીતે તેમનો ધંધો છોડી દેવરાવવામાં આવ્યાને લીધે તેમને વિના કારણ જે પૈસાની ખોટ ગઇ તેની તો અમે વાત જ કરતા નથી.

પણ અતિશય ત્રાસજનક પ્રકારની સજા તો કદાચ માર્શલ લૉની મુદત દરમિયાન જે એક સામટી ધરપકડ થઇ અને લોકોના તરફ, પોલીસ–હવાલા દરમિયાન, જે વર્તન ચલાવવામાં આવ્યું, તેજ ગણાય. આ વિટંબણામાંથી જ્યારે ધરપકડ ચાલતી હતી ત્યારે, કોઇ પણ શહેરીને મુક્ત રહેવાની આશા નહતી.

લાલા ગિરધારીલાલ કહે છે, " મારી સ્મૃતિ પ્રમાણે પોલીસ, લોકોની ૧૩મી એપ્રિલથી ધરપકડ કરવા લાગી, ત્યાર પછી તે બંધ થઇજ નહીં. અને આજે એક તો કાલે બીજા એમ દરેક દરજ્જાના લોકોને, શાંતિથી તેઓનું કામ કરતા હોય ત્યારે પકડવામાં આવતા હતા. શા આરોપ માટે તેમને પકડવામાં આવે છે તે જણાવવામાં આવતું નહીં" ત્યાર પછી તરતજ તેઓને હાથ કડી નાંખી કાચી જેલમાં પૂરી દેવામાં આવતા, અને ત્યાં તેઓના ઉપર શા ગુન્હાનો આરોપ છે તેની ખબર આપ્યા વિના તેમને દહાડાના દહાડા અને મહિનાના મહિના સુધી રાખવામાં આવતા; અને મિત્રો અથવા સગાંવહાલાંને મળવાની અથવા સલાહ લેવાની તેમને કશી તક આપવામાં આવતી નહીં. જ્યારે બદુલ ઇસ્લામ અલીખાનને પકડવામાં આવ્યા હતા, ત્યારે લોકોના ઉપર એવી છાપ પડી હતી કે કૉંગ્રેસની હીલચાલ સાથે સંબંધ ધરાવનાર શહેરમાંના દરેક જણની ઉપર આવી જ રીતે વાદળી આવશે.

લાલા ગિરધારીલાલે અમૃતસર ૭મી એપ્રિલે છોડયું હતું, અને કાનપુરમાં એક સંબંધીને ઘણા બિમાર મૂકીને ૧૧મીએ પાછા ફર્યા હતા. એટલે તેમને પાછું કાનપુર જવું હતું. પુષ્કળ અડચણુ વેઠીને તેઓ અમૃતસર છોડવાનો પાસ મેળવી શકયા, અને ૨૧મી એપ્રિલે તેઓ કાનપુર જવા કલકત્તા મેઇલમાં ઉપડયા. બીઆસ નદીના પૂલ ઉપર ગાડી અટકાવવામાં આવી, અને તમામ હિંદી પ્રવાસીઓના સરસામાનની ખૂબ જડતી લેવામાં આવી. થોડા વખત પછી તેમને ખબર પડી કે અમૃતસરમાં તેમને અધિકારીઓએ બોલાવ્યા છે. કાનપુરના પોલીસ સુપરિન્ટેન્ડન્ટની આગળ તેઓ હાજર થયા. તેઓ લાલા ગિરધારીલાલની સાથે બહુ અદબથી વર્ત્યા અને પોલીસ–હવાલામાં તેમને અમૃતસર મોકલી આપ્યા. જે સબ–ઇન્સ્પેકટરના હવાલામાં તેઓ હતા તેની પરવાનગીથી તેમણે પોતાની પાસે એક વર્તમાનપત્ર રાખ્યું હતું, પણ અમૃતસરના પોલીસ સુપરિન્ટેન્ડન્ટને તો આ પણ બહુ ભારે થઇ પડયું. સબ–ઇન્સ્પેકટરે તેને શાંતિથી કહ્યું કે, " મારા ઉપરીએ મને આ માણુસની ઉપર એ પ્રકારની બંધી રાખવાનો હુકમ આપેલો નહતો, એટલે મેં તેને વર્તમાનપત્ર ખરીદવાની પરવાનગી આપી. " લાલાજીને તરત જ હાથકડી કરવામાં આવી, અને પોતાને શા માટે પકડવામાં આવ્યો છે, એમ પૂછતાં તેમને કશો ઉત્તર મળ્યો નહિં.

તા. ૨૨મી એપ્રિલની સવારના ૧૧ વાગ્યાથી બીજે દિવસે સવારે ૮ વાગ્યા સુધી તેમને કશું ખાવાનું મળ્યું નહતું. એક નાના ઓરડામાં ૧૦ કે ૧૧ માણુસો સાથે તેમને પૂરવામાં આવ્યા હતા. આ ઓરડાના ખૂણામાં એક વાસ મારતું પિસાબનું વાસણુ હતું. બીજે દિવસે થોડી મિનિટ માટે તેમને તેમના નિત્યકર્મ માટે બહાર કાઢવામાં આવ્યા હતા અને તરત જ પાછા પૂરી દેવામાં આવ્યા હતા. તેમને ન્હાવાની કે કપડાં બદલવાની પણ પરવાનગી નહતી, અને મહામુશીબતે, એક માયાળુ કૉન્સ્ટેબલ પાસે આવ્યો ત્યારે તેમને પાણુ

મળી શકયું. મે મહિનામાં વધારેમાં વધારે તાપ હોય છે, અને એક હવા વિનાના અ
ઘીચોઘીચ ભરેલા ઓરડામાં તો શી વેદના થઈ હશે તેનો સ્હેજે ખ્યાલ આવી શકશે
વખત આવ્યો એટલે તેમને કેટલાક અમલદારો આગળ લઈ જવામાં આવ્યા. તેમાં
એક જણે તેમને વિષે અપમાનકારક અને દુઃખકારક વચનો કાઢયાં. ૨૪મી મેએ તેમ
કાચી જેલમાંથી સબસીડીઅરી જેલ (વધારાની જેલ)માં ખસેડવામાં આવ્યા. ત્યાં મ
બ્યને ખાવાને નાલાયક એવો ખોરાક તેમને મળ્યો. ૨૭મી મેએ તેમને અને તેમ
સોબતીઓને બબ્બે વચ્ચે એક હાથકડી નાંખીને લાહોર લઈ જવામાં આવ્યા. તેમની પા
કોઇને આવવામાં દેવામાં આવતા નહતા. જે કોઈ તેમની સાથે વાત કરવા જતા તેમ
લાગલાજ પકડવામાં આવતા. લાહોર રેલ્વે સ્ટેશનથી તે કૉર્ટ સુધી બે માઇલ તેમને ચલ
વવામાં આવ્યા. રસ્તે પીવાનું પાણી પીતાં પણ તેમને પોલીસ ઇન્સ્પેકટરે અટકાવ્ય
કૉર્ટ આગળ પહોંચ્યા પછી કૉર્ટની બહાર આખો દિવસ તેમને બેસી રહેવું પડયું. પછ
તેઓને સેંટ્રલ (મુખ્ય) જેલમાં લઇ જવામાં આવ્યા અને ત્યાં દરેકને ૭ ફુટ લાંબ
અને બે ફુટ પહોળા, અને ૪ ફુટ ઉંચા લોખંડના પાંજરામાં પૂરવામાં આવ્યા. ન્હાવાન
વ્યવસ્થા અતિશય ગંદકીભરેલી હતી. આ કાર્ય માટે તેમને દરેક જાતના કામને માટે વા
રવામાં આવતી મોરી બતાવવામાં આવી હતી. ૨૭મી મેએ, જેમનાં સગાંવહાલાંએ પૈસ
ભર્યા હતા તેવા કેટલાકોને કંઇક સારા ઓરડામાં ખસેડી લઈ જવામાં આવ્યા; અને કાંઇ
વધારે સારો ખોરાક આપવામાં આવ્યો, તથા કપડાં બદલવાની પરવાનગી આપવામ
આવી. ૨૮મી મેને દિવસે તેમને બોર્સ્ટલ જેલમાં લઇ જવામાં આવ્યા. ૩જી જૂને અમૃત
સરના કેટલાક કેદીઓને કામ ચલાવવા માટે કૉર્ટમાં મોકલવામાં આવ્યા હતા. બીજા કે
લોકને, તેમની ઉપર શો આરોપ હતો તે જણાવ્યા વિના, સાક્ષીઓનાં નામ આપવા
કહેવામાં આવ્યું હતું. લાલા ગિરધારીલાલને, તા. ૬ઠી જૂને કાંઈ પણ કામ ચલાવ
વિના અને તેમને શા માટે પકડવામાં આવ્યા હતા તેની કશી ખબર આપ્યા સિવાય છો
દેવામાં આવ્યા. આ પ્રમાણે અધિકારીને અજાણ્યા નહીં એવા અમૃતસરના એક લોકનાય
ને પકડવામાં આવ્યો હતો, અને દોઢ મહિના સુધી કેદમાં રાખવામાં આવ્યો અને સામ
ન્ય કેદીના કરતાં પણ વધારે ખરાબ વર્તન તેના તરફ બતાવવામાં આવ્યું હતું—કારણ
કાચી જેલમાં હોય તેવા દરેક સામાન્ય કેદીને પોતાનાં સગાંવહાલાંને, અને વકીલને
જરૂર, મળવા દેવામાં આવે છે અને તેને જોઇએ તે ખોરાક લેવા દેવામાં આવે છે. મીર
ફીરોઝદિન, એક ૨૧ વર્ષના જૂના ઑનરરી મૅજીસ્ટ્રેટ અને અમૃતસરના એક રૈસ કહે
કે અમૃતસરના અતિશય પ્રતિષ્ઠિત પુરુષોને જ્યારે આમ પજવવામાં અને દુભવવા
આવતા હતા, ત્યારે જગજાહેર બદમાશો લગભગ છૂટે દોર ફરતા હતા. (જુ. નં. ૨).

મિ. મકબૂલ મહમદ, હાઇકૉર્ટ વકીલ, જેમણે, આપણે જોઇ ગયા છીએ કે, ૧૦
એપ્રિલે પોતાના જીવને જોખમે પૂલ પાસેના ટોળાને પાછાં ફેરવવાનો પ્રયત્ન કર્યો હ
તેમને એક સબ–ઇન્સ્પેકટરે પકડયા, અને પોલીસ થાણે લઇ જવામાં આવ્યા. તેમને આ
પ્રમાણે લખી આપવાનું કહેવામાં આવ્યું: 'હું રોબીન્સન અને રોલૅન્ડના ખુન કરનારાઓ
ઓળખી શકું તેમ છું અને ઓળખ આપવાને તૈયાર છું." "મેં પોલીસને ખબ
આપી કે હું તો તેમને લેખી જુબાની મોકલી ચૂકયો છું, અને તેમાં મેં લખ્યું છે

હું કોઇને ઓળખી શકું તેમ નથી. આ મારી જુબાની, પછી મારી પાસે આણવામાં આવી; અને તે મારા હાથે જ ફાડી નાંખી, જેમને તેઓએ ગુન્હેગાર તરીકે ખોળી કાઢ્યા હતા તેમનાં નામવાળું એક બીજું જુબાનીપત્ર લખી આપવાનું મને કહેવામાં આવ્યું. આમ કરવાની મેં ના પાડી એટલે મને કેટલીક ધમકી આપવામાં આવી. છતાં થોડી વારે મને જવા દેવામાં આવ્યો." આ પછી બચાવપક્ષના સાક્ષી તરીકે કોઇએ તેમનું નામ આપ્યું હતું. સરદાર સુખાસિંહે તેમને કહ્યું, 'ઘણા લોકોએ બચાવપક્ષ તરફથી સાક્ષી પૂરવાની ના પાડી છે, તમે પણ તેમ કરો.' મિ. મકબુલ મહમદે જવાબ આપ્યો, 'મને અંતરાત્મા છે.' એટલે સરદાર સુખાસિંહે તેને કહ્યું, 'આ વખતમાં કોઇને અંતરાત્મા નથી, અને જેને હોય છે તેને દુ:ખી થવું પડે છે.' તેણે એમ પણ ઉમેર્યું: 'હું તમારી સનદ ખેંચી લેવરાવીશ અને તમને વધારે મુશ્કેલીમાં લાવીશ.' (જુ. નં. ૫૦)

૨૦મી એપ્રિલે ડા. કેદારનાથ ભંડારી, સીનીઅર ઍસિસ્ટંટ સર્જન (ઉંમર વર્ષ ૬૨ના) ને સરદાર સુખાસિંહે, ૧૦મી એપ્રિલે મિસિસ ઇઝડનની ઉપર હુમલો કરનાર ટોળીમાંના કોઇ પણ માણસનું નામ આપવાનું કહ્યું. ડા. કેદારનાથે તેને કહ્યું કે, 'મારાથી એ થઈ શકે તેમ નથી.' એટલે સરદાર સુખાસિંહ, મિ. પ્લમર અને મિ. માર્શલ બૂમ પાડી ઉઠયા, 'હેં! તમે સરકારને મદદ નથી કરતા; તમને પણ પકડવામાં આવશે!' આનો ડાકટરે ઉત્તર આપ્યો, 'જેને મેં જોયા નથી તેનું નામ હું નજ આપી શકું, તમારે જે કરવું હોય તે કરી લો.' આ ઉપરથી સરદાર સુખાસિંહે ડાકટરને કહ્યું, 'તમને પકડવાનો મ્હારી પાસે હુકમ છે, અને હવે તમે તમોને પકડાયલા સમજજો.' તેમને હુકમ બતાવવામાં ન આવ્યો, પણ તેમના ઍસિસ્ટંટની સાથે તેમને કાચી જેલમાં મોકલવામાં આવ્યા. બંનેને ૨૭મી એપ્રિલ સુધી કાચી જેલમાં રાખવામાં આવ્યા, અને તેજ તારીખે તેમને સબસીડીઅરી જેલમાં મોકલવામાં આવ્યા. ત્યાં જવાનો એક માઈલનો રસ્તો હતો અને ડાકટરને હૃદ્રોગ હતો એટલે તેમણે ગાડી માગી. તેમણે એમ પણ કહ્યું કે તેમને જો બીજાઓની સાથે પરેડ કરવામાં આવશે અને હાથકડી કરવામાં આવશે તો તેમને આઘાત પહોંચશે. છતાં તેમને બીજા ૬૨ કેદીઓની સાથે જેલ સુધી ચલાવવામાં આવ્યા. તેઓ કહે છે," ખૂબ તાપ હતો એટલે જેલ પોચતાં તો મને મૂર્ચ્છા આવી, પણ એક માયાળુ પોલીસના માણસે મને પીવાને પાણી આપ્યાથી તરત જ મને શુદ્ધિ આવી. તેમને એક કોટડીમાં પૂરવામાં આવ્યા, અને તે ન ખાઇ શકે તેવી રોટલી તેમને આપવામાં આવી. એક મિત્રે બહારથી તેમને માટે ખાવાનું મોકલવાની વિનંતિ કરી. પણ તે સ્વીકારાઈ નહીં, અને તેમનાં કપડાં—જે ગંધાતાં હતાં અને જેમાં જૂ પડેલી હતી તે—બદલાવવાની વિનંતિ પણ નિષ્ફળ ગઇ. બીજી મેને દિવસે ડેપ્યુટી કમિશનર જેલમાં ગયા, ત્યાં ડાકટરે તેમને પૂછ્યું કે 'મને શા માટે કેદમાં રાખવામાં આવ્યો છે?' ઉત્તર મળ્યો: 'તમારી વિરૂદ્ધ કશું નથી, માત્ર એટલું જ કે તમે મિસિસ ઇઝડનની ઉપર ટોળાંએ હુમલો કર્યો ત્યારે તેને બચાવવાનો પ્રયત્ન કર્યો નહીં.' ડાકટર તેમની સાથે દલીલ કરવા લાગ્યા કે ટોળું હલ્લો કરવા ક્યારે ગયું તેની એને ખબરે નહતી, પણ એ દલીલ બધી નકામી હતી. છતાં આખરે તેમને અને તેમના ઍસિસ્ટંટને, તેમની ઉપર મુકવામાં આવેલા આરોપો તેમને જણાવ્યા વિના, ૧૨મી મેએ છોડી દેવામાં આવ્યા. ૨૦મી અને ૨૭મી એપ્રિલ દરમિયાન જ્યારે તે કોટવાલીની કાચી જેલમાં હતા ત્યારે કોઇક તેમની પાસે બે વખત જઇને કહેલું કે,

'તમે નકામા દુઃખી થાઓ છો, ટોળામાંના થોડા માણસોનાં નામ તમે આપો તો તરત જ તમોને મુક્તિ મળે.' (જુ. નં. ૧૩)

મિ. મહમદ અમીન વકીલ, મહમ્મદ અક્રામ જેમને મિસિસ ઇઝડન ઉપર હુમલો કરવાના પ્રયત્ન માટે ફાંસીની સજા થઇ હતી [ અને જે પાછળથી ઘટાડીને પાંચ વર્ષની કરવામાં આવી હતી ) તેના પિતા થાય છે. તેઓ મિસિસ ઇઝડનની સાથે મિત્રતાનો દાવો કરે છે, અને તેમની જુબાનીમાં તેઓ કહે છે કે તેમનો દીકરો તો મિસિસ ઇઝડનને પોતાની માતાતુલ્ય માનતો હતો, અને કેવળ નિરપરાધી હતો. ૨૦મી એપ્રિલે તેમને, તેમના દીકરાને, અને ભાઇને પકડવામાં આવ્યા અને કોટવાલીમાં લઇ જવામાં આવ્યા. તેઓ કહે છે: " મને એક કૉન્સ્ટેબલ હવાલાતના બારણા પાસે લઇ ગયો. એ નાના ઓરડામાં બરોબર ૩૦ માણસોને બિચારાઓને પૂરવામાં આવેલા હતા; તેમને લોખંડના સળીઆમાંથી હાથ કાઢીને પાણી માગતા જોઇને કોઈનું પણ હૈયું કંપી જાય. મેં એક પોલીસના માણસને કહ્યું, મને અંદર જવાને વાંધો નથી, પણ હું ત્યાં પા કલાક પણ જીવી શકીશ નહીં.' તે ઇન્સ્પેક્ટર પાસે ગયો અને થોડી વારમાં પાછો આવીને મને બીજા ઓરડા આગળ લઇ ગયો, જ્યાં મે. ડા. બશીર અને મિ. બદરૂલ ઇસ્લામ અલીખાન, બૅરિસ્ટર એટ-લૉને જોયા. આમાંથી તે લોકોએ કેટલાક માણસોને કાઢીને, અમને છ નવા આવનારાઓને દાખલ કર્યા. મારી જીંદગીમાં મેં આના જેવી ગંદી જગ્યા જોઇ નથી. અમારામાંના ઘણા ખરા આખી રાત બેસી રહ્યા. તેટલી એક સાંજે અમને અમારા ઘરનો ખોરાક લેવાની રજા મળે એવી અમે વિનંતિ કરી પણ તે નિષ્ફળ ગઈ. અમે કાંઇ ઓઢવાનું માગ્યું, પણ તે પણ ન મળ્યું. થોડો વખત પછી એક પોલીસનો માણસ ગામા પાસે આવીને અમારા દેખતાં કહેવા લાગ્યો, 'તું શા માટે તારી જીંદગી જોખમમાં નાંખે છે. તારે જેની સાથે દુશ્મનાવટ હોય તેવા ચાર પાંચ જણના નામ દઇ દેની કે અમે સાક્ષી તરીકે તારૂં નામ આપીએ.' ગામાએ કહ્યું, 'મારો કોઇ દુશ્મન નથી કે તેનું હું નામ દઈ શકું.' પેલો માણસ ચાલ્યો ગયો, પણ થોડી વારે પાછો આવીને કહેવા લાગ્યો, 'જો તો ખરો, કયુમનું નામ દેજે, અને બીજા માટે તારી ઇચ્છા હોય તેમ કહેજે.' અમને આ જૂઠો પુરાવો ઉભો કરવાની પોલીસની કળા જોઇને ભારે ભય થવા લાગ્યો કે રખેને અમને પણ એવી રીતે ખોટી સાક્ષી પુરવાનું કહેવામાં આવે." આ સાક્ષીએ જેલની અંદરની સ્થિતિ પણ વર્ણવી છે. તેઓને બે બે વચ્ચે એક એક હાથકડી નાંખીને તેમની કોટડીમાં રાખવામાં આવતા, અને આવી જ દશામાં જાજરૂ જવા લઈ જવામાં આવતા. જાજરૂમાં બેઠા તેટલી ઘડી તેમને છુટા મુકવાની તેમની માગણી વ્યર્થ ગઇ. આકરા તડકામાં તેમને ગોળ ફેરવવામાં આવતા—તેમને કસરત કરાવવા સારૂ હશે? ૩૬ કલાક તેમને કશો ખોરાક આપવામાં ન આવ્યો, અને ખુલ્લી ધરતી ઉપર તેમને સુવાડવામાં આવ્યા હતા. થોડા દિવસ પછી હાથકડીઓ ઉતારવામાં આવી હતી. "અમારે માટે રાખવામાં આવેલા ખોરાકમાં એક ખૂણામાં એક ચણાનો ઢગલો, બીજા ખૂણામાં એક પાણીની બાલદી હતાં, અને પાસે જ પીસાબને માટે એક પત્રાનો ડબ્બો રાખેલો હતો. આ ખોરાક અમે ન ખાઈ શક્યા અને વળી એક દિવસ ઉપવાસી રહ્યા." બીજે દિવસે સ્થિતિ સુધરી. તેમને પોતાના ઘરનો ખોરાક લેવાની અને કપડાં બદલવાની રજા મળી. આવી રીતે તેઓ કિલ્લામાં ૨૨ દિવસ રહ્યા.

૨મી મે એ તેમના ઉપર કામ ચલાવવા માટે તેમને લાહોર લઈ જવામાં આવ્યા. એ લોકો બધા મળી ૫૨ જણા હતા, અને બધાને ભેગા સાંકળેલા હતા. લાહોરમાં અન્ન પાણી વિના તેમને આખો દિવસ બહાર બેસાડી મૂકવામાં આવ્યા હતા. બળતા સૂર્યના તડકામાં તેમને લાહોર સ્ટેશનથી તે કૉર્ટ સુધી અને અને કૉર્ટથી સેંટ્રલ જેલ સુધી ચાલવું પડયું હતું. ૨૭મી મેએ મિ. મહમદ અમીન અને તેના ભાઇને છોડી મુકવામાં આવ્યા.

( જુ. નં. ૧૪ )

મિસિસ નેલી બેન્જામિન, સબ. ઍસિસ્ટંટ સરજન, મિસિસ ઈઝડનની એક સહચરી છે. તેણે મિસિસ ઈઝડને હુમલામાંથી બચાવી લીધેલી. તે કહે છે, " તપાસ ચાલતી હતી તે દરમિયાન મને બે વખત કોટવાલી લઈ જવામાં આવી હતી; અને 'મહમદ અમીનને મેં ટોળામાં જોયા છે' એમ કહેવાનું મને કહેવામાં આવ્યું હતું. મેં કહ્યું કે એ તો જૂઠી વાત છે, ત્યારે મિ. પ્લમરે મને જેલમાં મોકલવાની ધમકી આપી. હું જે જાણતી હતી તે મેં તેમને કહ્યું, પણ ખોટો પુરાવો આપવાની મેં ના પાડી. તેઓએ હલ્લા વખતે મહમદ અમીન હાજર હતો એવી મિસિસ ઈઝડનની વાતને હું ટેકો આપું તો મને સરકાર તરફથી બક્ષિસ મળશે એવી લાલચ આપી. પણ મેં પાછી ના પાડી."

( જુ. નં. ૧૬ )

શેઠ ગુલમહમદ—કાચની ચીજોના વેપારીને ૨૦મી એપ્રિલે તે નમાજ પડતા હતા ત્યાં પકડવામાં આવ્યા હતા, અને કોટવાલીએ લઇ જવામાં આવ્યા હતા. તેને ખોટો પુરાવો આપવાનું કહેવામાં આવ્યું હતું. ઇન્સ્પેકટર જવાહરલાલે તેમની દાઢી પકડીને તેમને એવા તો સખ્ત તમાચા માર્યા હતા કે ઘડીક વાર તેમને તમરી આવી ગઈ હતી. આ પછી તેણે તેમને આ પ્રમાણે કબુલત કરવાનું કહ્યું: 'ડાકટર સત્યપાલ અને કીચલુએ તા. ૬ઠી ને દિવસે મને હડતાળ પાડવાને ઉશ્કેર્યો હતો, અને અંગ્રેજોને દેશમાંથી કાઢી મુકવા માટે અમે બોંબ વાપરીશું એમ કહીને મને ઉશ્કેર્યો હતો.' આ પ્રમાણે કરવાની તેણે ના પાડી. ના પાડતાં જ અમલદારે પોતાના હાથ નીચેનાં સપાઈસિફરાંને તેને દૂર લઈ જઇને જરા હલકો કરવાનું કહ્યું. આ પછી તેને અમલદારોના ટેબલથી થોડે દૂર લઈ જવામાં આવ્યા અને ત્યાં કેટલાક કૉન્સ્ટેબલોએ જવાહરલાલ કહે તેમ કરીને તેને ખુશ કરવાની સલાહ આપી. છતાં પણ તેણે ના પાડી એટલે તેઓએ તેનો એક હાથ પકડી એક ખાટલાના પૈયા તળે મુકયો અને તે ખાટલા ઉપર આઠ કૉન્સ્ટેબલો બેઠા. આ સાક્ષી કહે છે, " જ્યારે દુઃખ હું ન ખમી શકયો ત્યારે હું બૂમ પાડી ઊઠયો, 'મારો હાથ છોડો, હું તમે કહેશો તેમ કહીશ.' " આ પછી તેમને પાછા જવાહરલાલ પાસે લઇ જવામાં આવ્યા. પણ તેમણે પાછી ડાકટરો વિરૂદ્ધ પુરાવો આપવાની ના પાડી. એટલે તે દિવસે તેમને એક ઓરડામાં પૂરી રાખવામાં આવ્યા. આ પછી બે દિવસ સુધી તેમને માર, તમાચા, અને નેતર મારવામાં આવ્યાં. તેમને કહેવામાં આવ્યું કે તેમને તોહોમતદાર બનાવીને ફાંસીએ ચઢાવવામાં આવશે. આ માર આઠ દિવસ સુધી ચાલુ રહ્યો. આઠમે દિવસે પાછી તેમણે માગેલી કબૂલત આપવાની કબૂલત આપી. આ પછી તેમને આગા ઇબ્રાહિમ, મૅજીસ્ટ્રેટ પાસે લઈ જવામાં આવ્યા, ત્યાં તેમણે તેમની પાસે લેવામાં આવેલી જૂઠી કબુલાત આપી. મારી સાક્ષીદાર હંસરાજ, જે કોટવાલીમાં તેમની સાથે હતો તેમણે તેમને પોલીસ કહે તેમ કરવાની સલાહ આપી

હતી. ૧૦ દિવસની કાચી કેદ પછી તેમને છોડી મૂકવામાં આવ્યા, એ શરતે કે દરરોજ તેમણે કોટવાલીએ હાજરી આપવી. ૯મી જુન સુધી તેમણે આ પ્રમાણે હાજરી આપી. આ પછી તેમને લાહોર લઇ જવામાં આવ્યા. ૧૬મી જૂને તેમને માર્શલ લૉ ટ્રિબ્યુનલ આગળ ઉભા કરવામાં આવ્યા હતા. ત્યાં તેમણે મોકળે મને બધી વાત કહી દીધી અને પોતાના ઉપર જુલમ ગુજાર્યાની વાત પણ જજોને કરી. ( જુ. નં. ૨૧ )

બ્રિજલાલ નામના ૧૪ વર્ષની ઉમરના એક છોકરાને ૯ દિવસ સુધી પોલીસના હવાલામાં રાખવામાં આવ્યો હતો, બે દિવસ પછી તેને હંસરાજને સોંપવામાં આવ્યો, અને તેને સમજાવીને માર્શલ લૉ ટ્રિબ્યુનલ આગળ તેની પાસે ખોટી હકીકત જાહેર કરાવવામાં આવી હતી. આ હકીકત ખોટી હતી એમ એ હવે કહે છે. ( જુ. નં. ૨૨ )

સરદાર આત્મસિંગ, દારૂના વેપારીને ૧૩ મી એપ્રિલે જનરલ ડાયર આગળ પકડવામાં આવ્યા હતા. તેમને સરઘસમાં ચલાવવામાં આવ્યા, અને તે કહે છે કે, " તેઓ મારા એક હાથે કપડું બાંધીને શહેરના કેટલાક રસ્તા ઉપર પોતાની સાથે મને ખેંચી લઈ ગયા હતા. " પીવાનું પાણી લેતાં પણ તેમને એક બ્રિટિશ સોલ્જરે અટકાવ્યા. એજ દિવસે બીજા કેટલાકને પણ પકડવામાં આવ્યા હતા, અને તેમાંના નવ જણને હાથકડી કરી ખાધા વિના એક કોટડીમાં પૂરી રાખવામાં આવ્યા હતા. ૧૫મી તારીખે તેમને જનરલની પાસે લઇ જવામાં આવ્યા અને બધાને એક ઝાડે બાંધીને ગાળો દેવામાં આવી અને હાંસી કરવામાં આવી. જનરલ સાહેબ પોતાનું લંચ ( બપોરનો નાસ્તો ) લઇ રહ્યા એટલે બધાને તેમની આગળ રજુ કરવામાં આવ્યા. આ પછી સરદાર આત્મસિંગને દિવસના છ છ કલાકનો પેહેરો ભરવાની સજા થઇ. તેમની સામે શો આરોપ હતો તે તેમને કદી કહેવામાં ન આવ્યું, અને કેદમાં તે દરમિયાન એક સાર્જંટે તેમની સોનાની વીંટી અને તેમના નામવાળું એક વેસ્ટ ઍન્ડ હંટિંગ વૉચ ( શિકાર કરવા વખતે ઉપયોગનું ઘડિયાળ ) તેમની પાસેથી કઢાવી લીધાં. ( જુ. નં. ૩૦ )

મહમ્મદ ઇસ્માઇલ, ખાટકીને ૧૮મી એપ્રિલે પકડવામાં આવ્યા. તેના પિતાને પણ પકડવામાં આવ્યા, બંનેને માર મારવામાં આવ્યો, અને તેઓએ તેના ભાઇ દીનાને રજુ કર્યો ત્યારે જ તે બંને જણનો છુટકારો થયો. દીનાને પણ ત્રણ દિવસ પૂરી રાખવામાં આવ્યો હતો. અને તેને નિર્દય રીતે માર માર્યાનું જણાવવામાં આવે છે. ( જુ. નં. ૪૬ )

અબદુલ અઝીઝ, શાક વેચનારને એક ખાનસમાને ગાળ દેવા માટે પકડવામાં આવ્યો હતો, એ પોતે જ ગાળ દીધાની ના પાડે છે. પછી એને જનરલની પાસે લઇ ગયા, બે દિવસ કાચી જેલમાં રાખવામાં આવ્યા, ૧૦ ફટકા મારવામાં આવ્યા અને ૧૪ દિવસ દુકાન બંધ કરવાનો તેને હુકમ કરવામાં આવ્યો હતો. ( જુ. નં. ૧૨૩ )

લાલા રલીઆરામ, ૫૮ વર્ષના પેન્શનરને, એક સબ ઇન્સ્પેકટર તરફથી, મિસ શેરવુડને મારનારાનાં નામ આપવાનું કહેવામાં આવ્યું. તેણે જવાબ આપ્યો કે તે ત્યાં હાજર રહેલો ન હોવાથી તેને કશી ખબર ન હતી; એટલે તેને નેતરનો માર પડયો, તેની દાઢી ખેંચવામાં આવી, ગલીમાં એક છેડેથી બીજે છેડે ચલાવવામાં આવ્યો, અને સાંજે તેને છોડી દીધો. ( જુ. નં. ૧૦૧ )

લાલા દાદુમલને માર પડયો હતો અને પેટે ચલાવવામાં આવ્યા હતા. એમને અને એમના છોકરાને પકડયા. તેમને છોડી દીધા, પાછા પકડયા અને આખરે પોલીસને આપવા માટે તેમણે બજારના મુખીને ૧૦૦ રૂપીઆ આપ્યા ત્યારે જ તેમને છોડયા. પણ ફરી પાછા પચાસ રૂપીયા કઢાવ્યા ત્યારે જ તેમને ખરેખરા છોડયા. પોલીસ તેમની દુકાને જતા અને તેમની પાસેથી જોરજુલમથી પોતાને માટે મલાઇ વગેરે કઢાવતા. તેમના દીકરાને આઠ દિવસ પૂરી રાખવામાં આવ્યો, અને ફટકા ખાતાં ખાતાં તે બેભાન થઇ ગયો તોપણુ તેને ૩૦ ફટકા મારવામાં આવ્યા. તેમણે બીજાઓને ફટકા મરાતા પણ જોયા હતા. તે કહે છે, ' આ લોકો બિચારા ચીસેચીસ પાડતા હતા અને બધાને લોહી નીકળતું હતું. ' ( જુ. નં. ૧૧૬ )

લાલા રખારામે ધનીરામને બેસાડી પગમાં હાથ નાંખી કાન પકડાવવામાં આવતાં જોયો હતો. ( જુ. નં. ૧૦૮ )

ગુલામ કાદર તુપગરને સબઈન્સ્પેકટર અમીરખાને એપ્રિલના ત્રીજા અઠવાડીઆમાં પકડયો. લૂંટાયલો માલ બતાવવાનું તેને કહેવામાં આવ્યું, અને તેણે તે વિષે પોતે કશું જાણુતો નથી એમ કહ્યું એટલે સખ્ત માર મારવામાં આવ્યો. ભગતનવાલા રેલ્વે સ્ટેશન બાળનારા ટોળામાંના કેટલાક જણુનાં નામ આપવાનું તેને કહેવામાં આવ્યું. તેનો ફેંટો કાઢીને તે વડે તેના હાથ બાંધવામાં આવ્યા અને ૧૦ મિનિટ સુધી તેને એક ઝાડ ઉપરથી લટકાવવામાં આવ્યો. તેણે બીજા આઠ નવ માણુસોની ઉપર જુલમ ગુજરાતો જોયો છે. તે કહે છે, " મેં વીરા ગુજરને જમીન પર ચત્તો સુતેલો જોયો, અને એક હવાલદાર, જેને હું જોઇને ઓળખી શકું તેણે, સબ–ઇન્સ્પેકટર અમીરખાનના દેખતાં તેની ગુદામાં લાકડી ઘોંચી. આ બધો વખત એ બિચારો એટલું બધું રોતો હતો કે કોઇને પણુ દયા આવે, પણુ પોલીસને દયા ન આવી. ત્રણુ દહાડા અને રાત સુધી અમને કશો ખોરાક આપવામાં આવ્યો નહતો; અને એ વખત દરમિયાન પોલીસ અમારા ઉપર જુલમ ગુજારતા. મને પાંચ દિવસ પછી છોડી દીધો હતો. " ( જુ. નં. ૧૪૧. )

મિરજાદિન હજામ ઉપરની હકીકતને ટેકો આપે છે, તેની ઉપર પણુ ગુલામ કાદરની ઉપર જે ગુજરી હતી હતી તેજ ગુજરેલી. ( જુ. નં ૧૪૨ )

ગુલામ જિલાની નામના મસ્જિદના એક ઈમામ અને દસ્તાવેજ લખનારનો કિસ્સો તો અમારી જાણુમાં જે જુલમના કિસ્સાઓ આવ્યા તે બધામાં ખરાબમાં ખરાબ છે. તેમણે રામનવમી ઉત્સવની વ્યવસ્થા કરવામાં બહુ આગળ પડતો ભાગ લીધો હતો. ૧૬મી એપ્રિલને દિવસે તેમને પકડવામાં આવ્યા. તેમની જુબાનીમાં એટલી બધી હકીકત ભરેલી છે કે તેમના ઉપર જે જે જુલમ ગુજર્યા તેનો ખ્યાલ આણુવા માટે તે આખી વાંચવી જોઇએ, ( જુ. નં. ૧૩૪ ). મિઆં ફિરોજાદિન, ઑનરરી મૅજીસ્ટ્રેટ (જુ. નં. ૨) અને મિ. ગુલામ યસીન બૅરિસ્ટર, ( જુ. નં. ૬ ) આ સાક્ષીએ પોતાના ઉપર ગુજારવામાં આવેલા ત્રાસ બાબત કહેલી બધી હકીકતને ટેકો આપે છે. મહમદ શરીફે ( જુ. નં. ૧૩૯ ) ગુલામ જિલાની ઉપર કેટલોક જુલમ ગુજરાતો જોયો હતો અને તેની દયાજનક ચીસો સાંભળી હતી. તે કહે છે કે તેજ દિવસે બેરદિન નામના એક માણુસની ઉપર એવો જ જુલમ

ગુજર્યો હતો, અને તેની સ્થિતિ એવી તો ખરાબ થઈ ગયેલી, કે તે બિચારો પોતાને થયેલી ઈજામાંથી ઉઠવા પામ્યો જ નહીં. ( જુ. નં. ૧૩૯ ) મીઆ કમરૂદ્દિનખાન નામના જમીનદાર અને મિલકતદાર કહે છે કે મોલવી ગુલામ જિલાની, તેને છુટયા પછી તરત મળ્યા હતા. તેમણે તેમને થયેલી ઈજા જોઇ હતી અને તે વખતે ઇજા બાબત મોલવીએ તેમને જે વાત કરેલી તે વાત અમારી આગળ કહેલી વાતને બંરોબર મળતી આવે છે. ( જુ. નં. ૧૪૦ ) ગુલામ મહમદે મોલવી ઉપર અને ખેરદિન ઉપર જુલમ ગુજારાતો જોયો હતો અને તે કહે છે કે ખેરદિન થોડા જ દહાડા ઉપર તેને થયેલી ઇજાથી પીડાઇને મરી ગયો. ( જુ. નં. ૧૩૮ ) હાજી શમસુદ્દિન, જમીનદારે પણ ગુલામ જિલાની અને ખેરદિન ઉપર જુલમ ગુજરાતો જોયો હતો. હાજીને પોલીસે બોલાવ્યા હતા. તે કહે છેઃ " એ લોકોએ એની ગુદામાં લાકડી ઠોકી ઘાલી. એ બિચારાની સ્થિતિ બહુ દયાજનક હતી. એનાથી ઝાડો પિસાબ થઈ ગયાં હતાં તે પણ મેં નજરે જોયું. જેટલા અમે બહાર ઉભા હતા તે સૌને પોલીસે કહ્યું કે જે જે પુરાવો ન આપશે તેના એવા જ હાલ થશે. " ( જુ. નં. ૧૩૫ ) જિલાની અને ખેરદિનની ઉપર ગુજરેલા જુલમની હકીકતને સાક્ષી નં. ૨૩૬ અને ૧૩૭ પણ ટેકો આપે છે. મલેક અબદુલ હાઈ નામના પાશમીનાના એક વેપારીને પોલીસ સુપરિન્ટેન્ડન્ટનો તાર મળ્યાથી ૧૫મી મેના અરસામાં તે લાહોરથી અમૃતસર ગયા, ત્યાં તેમને ઈન્સ્પેક્ટર જવાહરલાલને સોંપવામાં આવ્યા. તેણે તેમને ડા. કિચલુ સામે ખોટી સાક્ષી પૂરે તો તેમનો પગાર વધારવામાં આવશે એવી લાલચ આપી. તેમણે ના કહી એટલે તેમને તોહોમતદારોમાં દાખલ કરવાની ધમકી આપવામાં આવી. જ્યારે ધમકી અને સમજુતી બંને નકામાં ગયાં ત્યારે તેમને એક ઓરડામાં લઈ જઇને "નિર્દય રીતે" મારવામાં આવ્યા. ડરના માર્યા આખરે તેમણે હા કહી. તેમની હકીકત લખી લેવામાં આવી અને તેમને માર્શલ લૉ કૉર્ટ આગળ રજુ કરવામાં આવ્યા. તે કહે છેઃ " મેં સાચું જ કહી દેવાનો નિશ્ચય કર્યો, મારી ખાસે ખોટી સાક્ષી પુરાવવાને માટે પોલીસે જે જુલમ ગુજાર્યો હતો તે બધા વિશે મેં ન્યાયાધીશો આગળ હકીકત જાહેર કરી. મારી જુબાની પુરી થઈ એટલે હું બહાર નીકળ્યો. મને નાયબ કૉર્ટે પકડયો, અને પોલીસના ઓરડામાં મને લઈ જવા માંડતા હતા તેવામાં મેં ચીસો પાડી. એટલે તરત જ તે મુકદ્દમામાં કામ કરનારા કેટલાક બૅરિસ્ટરો ( જેમાં મુકન્દલાલ પુરી, મિ. હસન અને બીજા હતા તેઓ ) ત્યાં દોડી આવ્યા. નાયબ કૉર્ટના પંજામાંથી છુટીને ન્યાયાધીશોની આગળ જઇ મેં બધી વાતો કહી દીધી. મુખ્ય ન્યાયાધીશે બીજે રસ્તે મને ઘેર જવાનું કહ્યું. " ( જુ. નં. ૧૪૮ ) બદરૂલ ઇસલામ અલીખાન. બૅરિસ્ટરને ૧૯મી એપ્રિલે પકડવામાં આવ્યા હતા. પોલીસે તેમની સ્ત્રીના સુવાના ઓરડામાં પ્રવેશ કર્યો, અને તે લોકોને તેમણે બહાર જવાનું કહ્યું છતાં તેઓએ જવાની ના પાડી. બૅરિસ્ટર સાહેબને કોટવાલીએ લઈ જવામાં આવ્યા અને ત્યાં મિ. પામરે તેમને બાંટો પાડી કહ્યું, " આ ઉભા પંજાબના લેફ્ટેનન્ટ ગવર્નર થનારા. " તેમને પુરાવો આપવાનું દબાણ કરવામાં આવ્યું તેનું તેમણે વર્ણન આપ્યું છે. જે કોટડીમાં તેમને અને બીજા કેદીઓને પૂરવામાં આવ્યા હતા તે કોટડીની સ્થિતિનું તથા તેમના ઉપર ગુજરેલા અપમાનનું તેમણે વર્ણન આપ્યું છે. જે જે આરોપો મુકાયા પછી તેમને છોડવામાં આવ્યા તે આરોપો વિષે થોડી કથા કહીને પોતાની જુબાની તેઓ આ પ્રમાણે પુરી કરે છેઃ " પોલીસે મારા વિરૂદ્ધ પુરાવો ઉભો કરવા માટે ગુલામ જિલાની નામના એક માણસ ઉપર

જુલમ ગુજાર્યો હતો. આ માણસે મારી ઉપર ચાલેલા મુકદ્દમામાં માર્શલ લૉ કમિશન આગળ જુબાની આપતાં આ હકીકત રજુ કરી હતી. આ પ્રમાણે મને પકડીને બે મહિના હવાલામાં રાખવામાં આવ્યો, અને મારા ઉપર જીવ જાય એવા ગંભીર આરોપો મુકી કામ ચલાવવામાં આવ્યું હતું." ( જુ. નં. ૮૮. )

ગુરૂદયાલ સિન્ના સંલેરીઆ, બેરિસ્ટર–એટ–લૉને પણ પકડવામાં આવ્યા હતા. તા. ૧૦મી એપ્રિલે બીજાઓની સાથે એઓ પણ પોતાની જીંદગીના જોખમે, પૂલ આગળથી ટોળાને ખસેડવા માટે જવા તૈયાર થયા હતા. તેમને જે જે અપમાન સહન કરવાં પડયાં હતાં તેનું પણ તેઓ વર્ણન આપે છે. ૨૩મી મેથી તે ૫મી જુલાઇ સુધી તેઓ પોલીસ હવાલામાં રહ્યા હતા. ( જુ. નં. ૮૭ )

કાંઈ પણ ધોરણ વિના કરવામાં આવેલી ધરપકડ અને પુરાવો કઢાવવા માટે ગુજરેલા જુલમ, ઉપરના જે ફકરાઓમાં અમે વર્ણવ્યા છે તે ફકરા, માર્શલ લૉને નામે ગુજારવામાં આવેલા ઘાતકીપણાની આખી કથાનો કદાચ કાળામાં કાળો અધ્યાય કહેવાય. જલીઆંવાલાની કરુણ કથા એટલી તો વિજળીક ત્વરાથી થઇ ગઇ કે માણસો તેથી ઘડીકવાર થરથરી ગયા. પણ આ ધરપકડમાં જે રીબામણ થઇ તેથી તો લાંબો કાળ સુધી જેને દુઃખ ખમવું પડયું તેઓ જ માત્ર નહીં, પણ જેઓને હમેશાં પકડવાનો ડર રહેતો તેઓ પણ ત્રાસેલા રહ્યા; કારણકે અમે જે પુરાવો ભેગો કર્યો છે તે ઉપરથી સ્પષ્ટ જણાશે કે આ ધરપકડ કશા ઢંગધડા વિનાની હતી. દરેક વર્ગના અને દરજ્જાના માણસો આના સપાટામાં આવી ગયા. કોઇને પણ પોતા વિષે સલામતી લાગતી નહતી. અમે અહીંઆ એટલું જ ઉમેરવા માગીએ છીએ કે આ બાબત પુરાવો ભેગા કરવામાં અમે અતિશય કાળજી વાપરી છે. અમે જ્યારે તપાસ કરવા માંડી ત્યારે કેટલીક હકીકતો વિષે તો અમને વહેમ આવવા લાગ્યો; પણ જેમ એક પછી એક જુબાની આવતી ગઇ તેમ અમને મુખ્ય આરોપ સાચો માનવાની ફરજ પડી. અતિશય નશીયત પોહોંચાડનારી હકીકતો વિષે તો એટલો બધો ટેકો આપનારો પુરાવો અમે ભેગો કર્યો છે, કે કોઇ પણ ઈન્સાફની કોર્ટમાં તે સોળ આની ઉભો રહેશે.

અહીં અમે એટલું પણ ઉમેરીશું કે પોલીસે છુટથી લાંચ લીધાનો પુરાવો પણ અમારી આગળ આવ્યો છે. પણ આ બાબત અમે અમૃતસર માટે પુરાવો લીધો નથી, કારણ સાક્ષીઓ બધી હકીકત અમને કહેવા છતાં પોતાનું નામ આપવાને નામરજી બતાવતા હતા. સરકારને લાંચના ગુન્હાઓ બાબત સત્ય હકીકત જાણવાની ઇચ્છા હોય તો તેઓએ, પુરાવો આપવાને આગળ થનાર દરેક જણને અભયદાન આપીને, જાહેર તપાસ ચલાવવી એમ અમારી સૂચના છે. અમને ખાતરી છે કે સરકારને આ પ્રકારના ગુન્હેગારોને ઢાંકવાની બિલકુલ ઇચ્છા નથી; વિશેષમાં અમને એટલી પણ ખાતરી છે કે અમે કહેલી સૂચના ગ્રહણ કર્યાથી પોલીસ ખાતાંનો ખરાબમાં ખરાબ સડો સરકાર સાફ કરી શકશે. જુલમ ગુજાર્યાનો પુરાવો પણ એવો છે કે તે વિષે જાહેર તપાસ વિના નજ ચાલે. સરકારને એ બાબત કાંઇ જાણવું જ હોય તો એ બધો એમના મોં આગળ પડેલો છે, આટલી બધી વીગતવાર આપેલો પુરાવો તેની મગદૂર નથી કે તે જાણ્યો જાણ્યો કરી શકે.

જ્યાં જ્યાં ખોટો પુરાવો ઉભો કરવાને માટે પોલીસ ખાઈપીને મંડયા હતા, ત્યાં

ત્યાં–પછી મુકદ્દમો માર્શલ લૉ કમિશન આગળ ચાલ્યો હોય કે સમરી કૉર્ટ આગળ કે એરિઆ ઑફિસરો આગળ ચાલ્યો હોય–અનેક જણની બાબતમાં અને ગંભીર રીતે ન્યાય ઉંધો વળ્યો હશે. આ કૉર્ટોની રચનાનું વર્ણન અહીં અસ્થાને ન ગણાય. માર્શલ લૉ કમિશનો તરતોતરતની હકુમતવાળા અને ફાંસીની સજા આપવાની સત્તા ધરાવનારા ત્રણ જણનાં બનેલાં હતાં. તેઓ કશો પુરાવો દફતરે નોંધવાને બંધાયલા નહતા, અને તેમના ફેંસલાની ઉપર અપીલ થાય તેમ નહતું. બીજી બાજુએ, સમરી કૉર્ટમાં તો ન્યાય આપનાર એકજ જણ, ઘણું ખરૂં કોઇ મૅજીસ્ટ્રેટ રહેતો, અને તેની પાસે ન્હાના ગુન્હાઓ મોકલવામાં આવતા, અને તેને બે વર્ષની સજા અને એક હજાર રૂપીઆ સુધીનો દંડ કરવાની સત્તા હતી. આ કૉર્ટોના ફેંસલા પણ આખરના હતા અને તેના ઉપર કોઇ પણ ઉપલી કૉર્ટમાં અપીલ ચાલી શક્તી નહતી. આ કૉર્ટોની આગળ ચુકવવામાં આવેલા મુકદ્દમાનાં દફતરો જે પ્રસિદ્ધ થયાં છે તે અમે તપાસ્યાં છે, તેમજ સરકારે બહાર પાડેલા આંકડા પણ તપાસ્યા છે, અને અમે એવા નિશ્ચય ઉપર આવ્યા છીએ મ્હોટે ભાગે કૉર્ટના ફેંસલા બિલકુલ ખોટા છે. અમૃતસર જીલ્લામાં, સરકારના આંકડાપત્રક ઉપરથી જણાય છે કે માર્શલ લૉ કમિશન આગળ ૧૮૮ જણની ઉપર કામ ચાલ્યું હતું, તેમાંના ત્રણ જણ છુટયા હતા, અને સમરી કૉર્ટ અને એરીઆ ઑફિસરો આગળ ૧૭૩ જણ ઉપર કામ ચાલ્યું હતું અને ૩૨ જણની ઉપરથી કાં તો ગુન્હાઓ ખેંચી લેવામાં હતા કે કાં તો તેઓ છુટી ગયા હતા.

ના. શહેનશાહનો ઢંઢેરો બહાર પડયાથી અને બીજી રીતે અમે જણાવેલી ઈન્સાફ આપનારી કૉર્ટોએ તકસીરવાર ઠરાવેલા માણસોનો મ્હોટો ભાગ છુટી ગયો છે, એટલે હવે આ મુકદ્દમાઓની વીગતમાં ઉતરવાની જરૂર રહેતી નથી. પણ અહીં એટલું જણાવવાની જરૂર છે કે ગુન્હાઓ માટે ઓછામાં ઓછી સજા મીલકતજમિની સાથે કાળાપાણીની હતી, તેવા ગુન્હાઓમાં તોહોમત માત્ર હડતાલની તૈયારી કરવાનું અને રૉલૅટ ઍકટની ઉપર ભાષણ આપવાનું હતું. આગેવાન માણસો ઉપર બીજા કશા નહીં પણ મારી સાક્ષીઓનાજ પુરાવા ઉપર ગંભીર ગુન્હાઓનાં તોહોમત મૂકાયાં હતાં. માર્શલ લૉ કમિશને ચલાવેલા મુકદ્દમાની ચર્ચા જરા વધારે સંપૂર્ણ રીતે,–લાહોરના બનાવોની ચર્ચા કરતાં,–કરવાની અમે આશા રાખીએ છીએ. અમૃતસરના બનાવોની અમારી તપાસનો ઉપસંહાર કરતાં અમે એટલું જ જણાવીશું કે, અધિકારીઓએ ડાકટર કિચલુ અને સત્યપાલને છુપી રીતે દેશપાર કરવામાં ગંભીર ગુન્હો કર્યો હતો; ગોળીબાર કરવામાં કાંઈ નહીં તો અઘટિત ઉતાવળ થઇ હતી; અધિકારીઓએ કળથી અને વિવેકપૂર્વક કામ લીધું હોત, તો આ લોકોને દેશપાર કર્યા છતાં, તોફાની ટોળાના અત્યાચારો અટકાવી શકાત. ગમે તેમ હો તોપણ આ અત્યાચારો તો ખેદ અને ધૃણાને જ પાત્ર છે; જલીઆંવાલા બાગની કતલ એ એક હેવાનીઅત ભરેલું અને ખુની કૃત્ય હતું. જેનો ત્યારની બનેલી અથવા ત્યાર પછી જણાયલી કશી હકીકતમાં બચાવ કરી શકાય એમ નથી; જનરલ ડાયરે પોતે જ બતાવી આપ્યું છે કે અમૃતસરમાં માર્શલ લૉ જાહેર કરવાનું કોઈપણ સ્થાનિક બનાવોથી વાજબી ઠરતું નથી, અને તેની મુદત વધારવામાં આવી તે સત્તાનો ઉચ્છૃંખલ દુરુપયોગ હતો તથા તેનો જે રીતે અમલ થયો તે રીત કોઇ પણ સુધરેલી સરકારને છાજે એવી ન હતી.

## ૨. તારણ તરણ.

તારણ તરણ અમૃતસર જીલ્લામાં આવેલું છે અને રેલ્વે સ્ટેશન છે. એ અમૃતસરથી ૧૬ માઇલ ઉપર આવેલું છે, અને અમૃતસરથી બીજા નંબરનું શીખ સ્થળ છે. પોલિસ સબ-ઇન્સ્પેકટરે એવો આરોપ મૂકયો હતો કે અહીં સરકારી તીજોરી લૂટવાનો પ્રયત્ન થયો હતો. અમારી પાસે જે પુરાવો આવ્યો છે તે ઉપરથી જણાય છે કે આ આરોપ કેવળ કપોળકલ્પિત છે; છતાં એક સમરી કોર્ટે ઘણાએ જણાને આ આરોપ માટે ગુન્હેગાર ઠરાવ્યા હતા.

## ૩. લાહોર શહેર.

રાજકીય મહત્ત્વની દૃષ્ટિએ, અને પ્રાંતનું મુખ્ય શહેર તથા સરકારની રાજધાનીનું શહેર હોઇ પંજાબમાં લાહોર પહેલું શહેર ગણાય. પણ અમે અમૃતસર પહેલું લીધું છે, કારણ શીખ લોકોના મ્હોટા મથક તરીકેના તેના ભારે મહત્ત્વ ઉપરાંત, તોફાનો પહેલાં ત્યાં શરૂ થયાં, અને સરકારની રાજનીતિ ત્યાં જ ઘડાઈ. લાહોર મોટું રેલ્વે જંકશન છે અને ત્યાં પેશાવર, કલકત્તા કરાંચી અને મુંબઇની ગાડીઓ ભેગી થાય છે. લાહોર અને દિલ્હી વચ્ચે ૨૯૮ માઇલનું અંતર છે. લશ્કરની વસ્તી બાદ જતાં લાહોરની વસ્તી આસરે ૨ાા લાખની છે. તેનો મોટો ભાગ મુસલમાનનો છે અને હિંદુઓ વસ્તીના લગભગ ત્રીજા ભાગ જેટલા છે.

લાહોરમાં છોકરાઓ માટે દશ અને છોકરીઓ માટે બે કૉલેજ છે. પંજાબ યુનિવર્સિટી પણ અહીં જ આવેલી છે. અહીંથી બે અંગ્રેજી દૈનિકો નીકળે છે—એક નોકરશાહી અને યુરોપીઅન વેપારીઓના પક્ષનું, અને બીજું હિંદી રાષ્ટ્રીય પક્ષનું. દેશી ભાષામાં ચાલતાં ઘણાંક દૈનિકો અને સાપ્તાહિકો પણ અહીંથી નીકળે છે. એટલે પંજાબની બધી જગ્યાઓ કરતાં લાહોરમાં ભણેલા માણસોની સંખ્યા વધારેમાં વધારે છે, અને દરરોજની ખબર અંતર પણ અહીં જ વધારેમાં વધારે મળે છે. હિંદી રાજકારણ પરત્વે ઉદાસીનતા માટે પંજાબ જાણીતું છે, અને સર માઇકૅલ ઓડવાયરે તો તે માટે તેને ધન્યવાદ પણ આપ્યો છે; પણ હમણાં હમણાં ત્યાં રાજકીય જીવન ઘડાવા લાગ્યું હતું, અને લાહોરમાં તેનો પાયો નંખાયો હતો. સર માઇકૅલ ઓડવાયરે પોતાના અમલ ઉપર ચઢતાં જ કાઉન્સિલમાં આપેલા જે ભાષણનો અમે અગાઉ ઉલ્લેખ કરી ગયા છીએ તેથી આ જાગૃતિને પુષ્ટિ મળી. વળી રોલૅટ બિલો દાખલ થવાને પરિણામે હિંદુસ્થાનના બીજા ભાગોમાં જેમ રાજકીય પ્રવૃત્તિ વધી ગઇ તેમ પંજાબમાં પણ વધી અને પંજાબમાં લાહોરે પહેલ કરી. શ્રીયુત ગાંધીએ પોતાની સત્યાગ્રહ-પ્રતિજ્ઞા જાહેર કરી ત્યારે પંજાબના આગેવાનો તે સ્વીકારવા પરત્વે અનિશ્ચિત હતા અને ઠેઠ સુધી રહ્યા, અને કોઇએ પણ સત્યાગ્રહ-પ્રતિજ્ઞાની ઉપર સહી કરી હોય એમ જણાતું નથી. લાહોરમાં તો કોઇએ ન્હોતી જ કરી. પણ ઉપવાસ અને હડતાલની વાત જૂદી હતી. તે પાળવામાં કાંઈ પ્રતિજ્ઞા લેવાની કે કાંઇ ચાલુ આચરણની જરૂર નહતી. પણ આ બાબત પણ આગેવાનો દઢ તો ન્હોતા જ એમ લાગે છે, અને શ્રીયુત ગાંધીની હાંકને સામાન્ય લોકો કેવો જવાબ આપશે તેનો તેમને ખ્યાલ નહતો. તેમણે ઉપવાસ અને હડતાલ સંબંધી શ્રીયુત ગાંધીનો પત્ર પ્રસિદ્ધ કરવાનો અને

વહેંચવાનો ઠરાવ કર્યો. હડતાલ પડવાની છે એ વાતની ખબર પડી કે તરત જ સરકારને ગભરામણ છુટી. તા. ૪થી એપ્રિલે લાહોરમાં પોલીસના તરફથી નીકળેલી જાહેરખબરથી પરવાનગી વિના સરઘસો કાઢવાની અને સભા ભરવાની મનાઈ થઇ. ૫મી તારીખે આગેવાનોને ડેપ્યુટી કમિશનરે મળવા બોલાવ્યા પંડિત રામભુજદત્ત ચોધરી અને બીજા આગેવાનોએ પોતપોતાની જુબાનીમાં આ મુલાકાત અને ત્યાર પછીના બનાવોનું બ્યાન આપ્યું છે. એ મુલાકાત વખતે સરકારની એવી મરજી હોય કે આગેવાનોએ ધારેલી સભા ન ભરવી તો પોતે તેમ કરવાને રાજી છે એટલે સુધી તેઓએ કહેલું, પણ ડેપ્યુટી કમિશનરને નીચેની શરતોથી જ સંતોષ થયો હતો :—

(૧) તા. ૫મીની સાંજ સુધી હડતાલમાં જોડાવું ઠીક છે કે ન જોડાવું ઠીક છે એ લોકોને સમજાવવા સૌ કોઇ ભલે પ્રયત્ન કરે.

(૨) તા. ૬ઠીએ એક કે બીજી બાજુએ લોકોને સમજાવવાનો કશો પ્રયત્ન ન થાય.

(૩) સભા ભરાય, પણ તેમાં લોકોના તામસી આવેશને ઉશ્કેરનારાં ભાષણો ન થાય.

તા. ૬ઠીનું સવાર થયું ત્યારે તો લાહોરની દશે દિશામાં, કદી ન પડેલી એવી હડતાલ વ્યાપી રહેલી હતી. સ્ત્રીઓ અને બાળકો સુદ્ધાં હજારો લોકોએ ઉપવાસ પાળ્યો અને હડતાળમાં ભાગ લીધો, નદીમાં સ્નાન કરવા ગયા અને પાછા વળતાં મ્હોટું સરઘસ કાઢયું. બરોબર જોવા જઇએ તો આ સરઘસથી અમે ઉપર કહી ગયા તે પોલીસના મનાઈ હુકમનો ભંગ થતો હતો. પણ સરઘસ સંપૂર્ણ રીતે વ્યવસ્થિત હતું. પોલિસે બિલકુલ વચ્ચે ન પડી પોતાનું ડહાપણ બતાવ્યું, પણ જ્યારે સરઘસ મૅાલ તરફ જવા લાગ્યું ત્યારે તેઓએ પોસ્ટ ઑફિસની આગળ જતાં તેને અટકાવ્યું. સરઘસવાળાઓને પાછા ફેરવવા માટે તેઓએ આગેવાનોની મદદ મેળવી. લાલા દુનીચંદ અને ડા. ગોકુલચંદ નારંગ તેમની મદદે આવ્યા અને સરઘસવાળાઓને મૅાલને રસ્તે આગળ વધતા બંધ થવાનું સમજાવી શક્યા.

છતાં સર માઇકૅલ ઓડવાયરના મનમાં જે રંગ બદલાતા હતા તેનાં કાંઈક ચિહ્ન જણાયલાં ખરાં. કહેવાય છે કે વાતચીતમાં તેમણે કહ્યું હતું કે પંજાબમાં હડતાલ પડવાની જ નથી, પણ જ્યારે રાજધાનીના શહેરમાંજ પૂરેપૂરી હડતાલ પડેલી તેમણે જોઈ ત્યારે તેમને સખેદાશ્ચર્ય પેદા થયું; અને તેણે એમ પણ કહ્યાનું કહેવાય છે કે આવી પૂરેપૂરી હડતાલ પાડવાના ગુન્હા માટે આગેવાનોની હું ખબર લઇશ.

સાંજે બ્રૅડ્લૅા હૉલમાં એક સભા ભરાઇ તેમાં હજારો લોકો હાજર હતા. આવી સભા લાહોરમાં અગાઉ કોઇ વાર થઇ નહતી. સર માઇકૅલ ઓડવાયરે ગુપ્તચર ખાતાના વડાને આ સભામાં સરકાર તરફથી હાજર રહેવાને માટે ખાસ મોકલ્યા હતા. આ સભામાં થયેલાં ભાષણોના શબ્દેશબ્દનો રિપોર્ટ લેવામાં આવ્યો હતો. અમે તે રિપોર્ટો જોયા છે. આ ભાષણોમાં ધૃષ્ટતાનો આભાસ થતો હતો ખરો, રોલૅટ કાયદો રદ કરાવવાનો ત્યાંના લોકોનો હક આગ્રહપૂર્વક આગળ કરવામાં આવ્યો હતો, છતાં તેમાં કશું રાજદ્રોહી નહતું,

અને બેશક એવું તો કશુંયે નહતું કે કોઇ પણ રીતે તેમાંથી અત્યાચારની ઉશ્કેરણી થાય છે એમ કહેવાય. ૭મી અને ૮મીએ કશી નવાજૂની થઇ નહતી.

તા. ૯મી એટલે રામનવમીનો દિવસ અમૃતસરની માફકજ ઉજવવામાં આવ્યો. લોકો આનંદમગ્ન હતા અને હિંદુ મુસલમાન બિરાદરીને ઉત્તેજન મળે એવી રીતેજ તેમણે તે દિવસ પસાર કર્યો. એટલે અગાઉ જે કેવળ ધાર્મિક પર્વ હતું તે હમણાં હમણાં સુભાગ્યે રાષ્ટ્રીય પર્વ બની ગયું સરઘસમાં અમલદારો પણ હતા. તેઓ જ્યાં જ્યાં તે લોકોની દૃષ્ટિએ પડતાં ત્યાં ત્યાં તેઓને હર્ષાભિનન્દન આપવામાં આવતું હતું.

આ પ્રમાણે ૧૦મી તારીખ સુધી બધું શાંત હતું. પણ માઇકૅલ ઓડવાયર શાંત નહતા. શ્રીયુત ગાંધીને ડાકટર સત્યપાલે અમૃતસર આવી, સત્યાગ્રહનો સિદ્ધાન્ત સમજાવવાનું આમંત્રણ આપ્યું હતું એમ તેમને ખબર હતી. તેમને એ પણ ખબર હતી કે તે આમંત્રણને અને સંન્યાસી સ્વામી શ્રદ્ધાનંદના આમંત્રણને માન આપીને શ્રીયુત ગાંધી દિલ્લી જવાના હતા, અને દિલ્લી જવા માટે મુંબઈથી તા. ૮મીએ તેઓ નીકળી પણ ચૂકયા હતા. આ કાંઈ સર માઇકૅલથી સહ્યું જાય તેમ નહતું, એટલે વાઈસરૅાયની પરવાનગી મેળવીને તેમણે શ્રીયુત ગાંધીજીને પંજાબમાં પ્રવેશ કરતા અટકાવ્યા. પંજાબની હદમાં આવતાં પહેલા રેલ્વે સ્ટેશન ઉપર તેમને પકડાવ્યા અને મુંબઇ ઇલાકામાં તેમને પાછા મોકલાવી આપ્યા, અને તેમને મુંબઈ ઈલાકામાંથી બહાર નીકળવાની બંધી કરવામાં આવી. શ્રીયુત ગાંધી પકડાયાની અને ઇન્ટર્ન થયાની ખબર, લાહોરમાં સિવિલ એન્ડ મિલિટરી ગૅઝેટમાં પ્રસિદ્ધ થયાથી, ૧૦મી તારીખે પડી. અને કશી તૈયારી કે પ્રયત્ન વિના બધી દુકાનો ટપોટપ બંધ થઈ ગઈ. સાંજે ૪ વાગ્યા સુધીમાં તો બધો ધંધોરોજગાર બંધ થઇ ગયો હતો. કેટલાક શહેરીઓ સરઘસ કાઢીને મૅાલ તરફ જવા લાગ્યા. તેઓ અનારકલી આગળ પહોંચ્યા એટલે સરઘસ મ્હોટું થયું, પણ પોલીસે ૯મી એપ્રિલે સરઘસને મૅાલને રસ્તે આગળ વધવા દીધું નહતું એટલે સરઘસનો મ્હોટો ભાગ ફૅાર્મન ક્રિશ્ચિઅન કૅાલેજ આગળ અટકી ગયો, પણ વિદ્યાર્થીઓ સુદ્ધાં ત્રણસેં ચારસેં માણસોએ, શ્રીયુત ગાંધીને છોડવાની સરકારને વિનંતિ કરવા માટે 'ગવર્મેંટ હાઉસ' પહોંચવાના ઇરાદાથી મૅાલને રસ્તે આગળ વધવાનો નિશ્ચય કર્યો. આ વાતની જાણ થઈ એટલે એક પોલીસની ટોળી નીકળી આવી, પેલા ટોળાની પાછળથી જઇને ચક્કર લઇને ઓડવાયર સોલ્જર્સ કલબ આગળ ટોળાની સામે જઇને ઉભી અને ટોળાને અટકાવ્યું. પણ લોકોએ પોલીસનું સાંભળ્યું નહીં. એટલે ગોળીબાર કરવાનો હુકમ આપવામાં આવ્યો. બે કે ત્રણ માણસો માર્યાં ગયાં, અને વધારે માણસો ઘાયલ થયાં. ટોળું પાછું હઠયું. મરેલા અને ઘાયલોને પોલીસના માણસો લઇ ગયા. પાસેથી જતા ડાકટરોની મદદ સ્વીકારવામાં ન આવી. આવી રીતે ટોળામાં ભંગાણ પડયું અને તેવા ટોળાને ધીમે ધીમે પોલીસ અનારકલીમાંથી તે ઠેઠ લાહોરી દરવાજા સુધી પાછી હઠાવતી ગઇ. અહીં પણ પોલીસની મરજી ટોળાને બિલકુલ વિખરી નાંખવાની હતી. હંટર કમિટી આગળ મિ. બ્રૅાડવેએ કહ્યું છે તે મુજબ આ લોકોએ અર્ધા કલાકથી વધારેવખત વાટાઘાટ ચલાવી. દર્મિયાન પંડિત રામભુજદત્ત ચોધરી પોતાના શહેરની બહાર આવેલા ઘરમાં, આ બનેલી હકીકતની ખબર પડવાથી આ ઠેકાણે દોડી આવ્યા અને પોતાની સેવા સાદર કરી. ટોળાને વિખેરી

નાંખવાનું તેમને કહેવામાં આવ્યું. પંડિતજીએ પ્રયત્ન કર્યો, પણ તેમનો અવાજ બહુ દૂર પહોંચી શકયો નહીં, એટલે તેઓ એક ઉંચા માચડા ઉપરથી બોલવા લાગ્યા. દરમિયાન પોલીસ સુપરિન્ટેન્ડન્ટની ધીરજ ઓછી થવા માંડી હતી. ડેપ્યુટી કમિશનરને બોલાવ્યા હતા તે પણ આવી પહોંચ્યા. પંડિત રામભુજદત્ત ચોધરીએ ડેપ્યુટી કમિશનરની પાસે જઈને થોડો વખત માગ્યો, એવા હેતુથી કે તે દરમિયાન તેઓ લોકોને સમજાવીને છુટા પાડી શકે. પણ મિ. ફાઈસને તેમને બેજ મિનિટ આપી, અને કહ્યું કે જો લોકો તેટલા વખતની અંદર નહીં છુટા પડી જાય તો તુરત જ તેઓ ગોળીબારનો હુકમ આપશે. પંડિતજીએ સામો ઉત્તર દીધો કે બે મિનિટમાં કાંઇ લોકોની ઉપર છાપ પાડી શકાય નહીં, પણ મિ. ફાઇસન વળે શેના ? છતાં, પંડિતજીએ પ્રયત્ન કર્યા, અને ટોળામાંના કેટલાક લોકોને પાછા ફેરવી શકયા. પણ મિ. ફાઈસને તો પોતાનું વચન પાળ્યું જ અને બે મિનિટ પૂરી થઇ કે તરતજ ગોળીબારનો હુકમ આપ્યો. આ ગોળીબારને પરિણામે બોડવાયર સોલ્જર્સ કલબ આગળ જેટલાં માણસો મરાયાં અને ઘાયલ થયાં હતાં તેટલાં જ લગભગ મરાયાં અને ઘાયલ થયાં. ગોળીબારથી ટોળું છુટું પડી ગયું, પણ લોકોનાં દિલ ઘવાયાં.

અમારા મત પ્રમાણે આ બંને ગોળીબાર કર્યા વિના ચાલી શકત. ટોળાની પાસે કશાં હથિયાર નહતાં, અને ક્રિશ્ચિઅન કૉલેજ ઉપરાંત, વાઈ. એમ. સી. એ. એલાયન્સ બેંક ઑવ્ બેંગૉલ, બેંક ઑવ્ સીમલા, પોસ્ટ ઑફિસ, ટેલિગ્રાફ ઑફિસ, હાઈકૉર્ટ અને કૅથિડ્રલ જેવી જાહેર ઇમારતો પાસેથી તે પસાર થયું હતું. અમૃતસરની માફક અહીં પણ અધિકારીઓએ પ્રથમના પૂર્વોપાયો લીધા જ નહીં, અને પંડિત રામભુજદત્ત ચોધરી, જેઓ, અધિકારીઓને પણ ખબર હતી કે, ટોળાને વિખેરી નાંખવાનો ખરા દિલથી પ્રયત્ન કરી રહ્યા હતા તેમને પુરતો વખત ન આપવાની ભૂલ કરી ટોળું સામું તો થયું હતું જ નહીં. અમે માનીએ છીએ. અમુક સંજોગોમાં હિંદુસ્થાનના બીજા ભાગોમાં પણ ટોળાંઓ, પંજાબના ટોળાંઓની માફક જ વર્તે અને તેના જેટલીજ હઠ, અથવા ખરૂં કહીએ તો પોચાઇ બતાવે. અમારે આ કહેવું પડે છે, કારણ અમે એવું કહેવાનું સાંભળ્યું છે કે પંજાબનાં ટોળાં બીજા ટોળાં કરતાં જૂદાં, વધારે ઉદ્ધત અને હઠીલાં છે. અમારો મત તેવો નથી. અમ.રામાંના કેટલાકે પંજાબીઓના એક જબરા ટોળાને એક ડાંગને સપાટે છૂટું પડી જતું જોયું છે. લાહોર, કાસુર, અમૃતસરનાં ટોળાં કાંઈ જેવાં તેવાં હઠીલાં નહતાં, પણ તેમાંના કોઇ પણ સ્હેજ ગોળીબારની સામે ઉભાં ન રહી શકયાં. અમે ધારીએ છીએ સરકારના સાક્ષીઓએ કબૂલ કરેલાં છે તેવડાં કે દુનિયાના બીજા કોઈ પણ ભાગમાં તો મોટાં ટોળાંઓએ તેમની સામે જે થોડાં ઘણાં માણસો ઉભાં કરવામાં આવ્યાં હતાં તેને સ્હેજે હંકાર્યાં હોત. સરકારના સાક્ષીઓએ કહ્યું છે કે મુંબઇમાં એક મોટું ટોળું બે ડઝન ઘોડેસ્વારના ઘસારાથી વિખરાઈ ગયું હતું, અને મુંબઈમાં પાયધુનીનું ટોળું તો જ્યારે તોફાન કરવા માગે ત્યારે કેટલું તોફાન કરી શકે તે જાણીતું છે. અમને લાગે છે કે સામાન્ય રીતે હિંદુસ્થાનમાં, અને ખાસ કરીને પંજાબમાં પોલીસ કોર્ક અણલખ્યા કાયદાને વશ થઇને જરા પણ જોખમ ખેડતી નથી અને સ્હેજ બ્હાનું મળે કે ગોળીબારનો આશ્રય લે છે. સુધરેલી સરકારની કસોટી જો એ હોય કે તેણે તુચ્છમાં

તુચ્છ રૈયતનો જીવ પણ નાંખી દેવા જેવો ન ગણવો, તો અમને ધાસ્તી છે કે પંજાબ સરકાર એ કસોટીમાંથી બિલકુલ પસાર થઇ શકી નથી. રાજકર્ત્તા જાતિના લોકો સંખ્યા અને પ્રજાની સંખ્યાની વચ્ચે તરણા અને મેરુનું પ્રમાણ છે એ દલીલે પણ પોતાની સંભાળમાં સોંપાયલાં માનવ પ્રાણીઓના જીવને નાંખી દેવા જેવા ગણી કાઢવાનો, સામાન્ય કસોટીએ બચાવ થઇ શકે તેમ નથી. કેટલાક અમલદારોએ કાઢેલા હુકમોના સંબંધમાં તેઓએ આપેલા બેદરકારી ભરેલા ઉત્તરોથી અમને એવું માનવાને સબળ કારણ મળે છે કે થોડી તિતિક્ષા, થોડી કળ અને પ્રજાના જીવને માટે થોડી દરકાર વાપરવામાં આવી હોત તો અમે ઉપર જણાવ્યા છે તે ગોળીબાર કરવા પડત નહીં. અને જે જે પ્રસંગો વિષે અમે તપાસ કરી છે તે તે પ્રસંગોએ ટોળાંને વિખરી નાંખ્યા પછી ધાયલ થયેલાંઓની સારવારને માટે કશી તજવીજ રાખવાની જરૂર જણાઇજ નહતી એમ અમારા જાણવામાં આવ્યું, ત્યારથી તો અમારી ઉપરની માન્યતા પાકી થઇ છે.

પણ હવે આગળ શું બન્યું તે જોઇએ આપણને ગમે તેટલું વિચિત્ર ભલેને લાગતું હોય, તોપણ આપણે જોયું કે અધિકારીઓએ મરેલાં અને ધાયલ થયલાંઓનો કબજો લેવાની તેમનાં સગાંવહાલાંને સુદ્ધાં પરવાનગી ન આપી. આને લીધે ઘણી કડવાશ અને ચીડ ઉત્પન્ન થઇ, એટલે ૧૧માએ પણ હડતાલ ચાલુ રહી. આગેવાનો અને અધિકારીઓ વચ્ચે વારંવાર વાટાઘાટ ચાલવા લાગી. આગેવાનોએ પોતાનામાં હતી તેટલી દઢતાથી, મરેલાં અને ધાયલો પાછાં આપવા માટે વિનવણી કરી, પણ તે ફોકટ ગઈ. લોકોનું કોઈપણ રીતે સમાધાન કર્યા વિના અધિકારીઓને તો હડતાલ બંધ કરાવવી હતી. લાહોરના આગેવાનોની સાથે, તેમના છુટી આવ્યા પછી, અમારા ઘણા મેળાપ થયા છે. તેઓએ અમને તેમની જુબાની લખી આપવાની મહેરબાની કીધી છે; અને અમારૂં માનવું થાય છે કે ખાખરા આગેવાનોએ, અધિકારીઓની મરેલાં અને ધાયલોને પાછા આપવાની નામરજી છતાં, હડતાળ બંધ કરવાના પોતાનાથી થાય તેટલા પ્રયત્ન કર્યા હતા, પણ તેઓ તેમાં સફળ થયેલા નહીં. ૧૧મીએ બાદશાહી મસ્જિદમા એક ગંજાવર સભા થઈ. ત્યાં હડતાળ બંધ કરવાનો પ્રશ્ન ચર્ચાર્યો પણ તેમાંથી કશું નીપજ્યું નહીં. પાછા ડેપ્યુટી કમિશનરને આગેવાનો મળ્યા અને તેમને સૂચના કરી કે બીજી એક સભા ભરવી, પણ ત્યાં સોલ્જરોનો પહેરો રાખવો નહીં. પંડિત રામભુજદત્ત ચોધરી તો કહે છે કે મિ. ફ્રાઇસને આ પ્રમાણે કરવાની કબૂલત આપી હતી, પણ મિ. ફ્રાઇસન ના પાડે છે. અમારી પાસે જે પુરાવો પડયો છે તે પંડિત રામભુજદત્તના વચનને ટેકો આપે છે. બાદશાહી મસ્જિદમાં એક ભારે ગંજાવર સભા થઇ. લોકોનાં મગજ તપેલાં હતાં એ વિશે કાંઈ જ શક નથી. પંડિત રામભુજદત્ત ચોધરી જ માત્ર પોતાના બુલન્દ અવાજને લીધે લોકોને કંઇક સંભળાવી શકયા. કાંઇ પણ નિર્ણય ઉપર આવ્યા વિના સભા બરખાસ્ત થઈ, અને લોકો ઘેર પાછા વળતા હતા તેમના ઉપર સોલ્જરોએ ગોળીબાર કર્યો. સોલ્જરો તરફથી દલીલ કરવામાં આવે છે કે ટોળું ઉદ્ધત બન્યું હતું એટલે ગોળીબારની જરૂર હતી. જો મિ. ફ્રાઇસને સોલ્જરોનો પહેરો ન રાખવાની કબૂલાત આપ્યાની વાત સાચી હોત, તો તો સભા આગળ તે લોકોની હાજરી નો પણ બિલકુલ બચાવ થઇ શકે તેમ નથી. ત્યારે વળી આમ કેટલાક લોકોએ પ્રાણ ખોયા. આથી લોકો વધારે ચીડાયા, અને આગેવાનોનું કાર્ય લગભગ અશક્ય થઈ પડયું.

આગેવાનોએ પાછી મસલત ચલાવી. અધિકારીઓની હઠ તો, જેમ વખત જતો હતો તેમ, વધતી જતી હતી. કેટલાક આગેવાનોને તેઓ મળે તો કેટલાકને મળવાની ના પાડે. હડ-તાલ હજી ચાલુ જ હતી. ભૂખમરો અને તેને અંતે લૂટફાટ થવાનો ભય ઉભો થયો હતો. એટલે લોકોએ લંગરખાનાં ( સદાવતો ) ખોલ્યાં. ધર્માદા આવતાં નાણાંમાંથી આ લંગર-ખાનાંઓ ચાલવા લાગ્યાં. એમ કરતાં કરતાં ૧૫મી તારીખ આવી. ૧૬મી તારીખે પંજાબ-ના એક મહા પ્રતાપી પુરુષ લાલા હરકિશનલાલને, લાહોરના એક અતિશય લોકપ્રિય મ્યુનિસિપાલ કમિશનર અને લોકસેવાની અખંડ કારકીર્દિ ધરાવનાર લાલા દુનીચંદને, અને પંડિત રામભુજદત્ત ચોધરીને ડેપ્યુટી કમિશનરે મળવા બોલ્યા—મળવા નહીં પણ પકડીને હદપાર કરવા બોલાવ્યા. તેમના હદપાર થયા પછી તરત જ લાહોરમાં માર્શલ લૉ જાહેર થયો. તે વખતે માર્શલ લૉનું કારણ આપતાં ડેપ્યુટી કમિશનરે આગેવાનોને એમ કહ્યું હતું કે તે હડતાળ બંધ કરાવવાને માટે જાહેર કરવામાં આવ્યો છે, અને કર્નલ જોનસ-ને પોતાની જુબાનીમાં સ્પષ્ટ કહ્યું છે કે, ‘જો દુકાનદારોએ દુકાનો ઉઘાડી નહોત તો હું સોલ્જરોને દુકાનો સોંપી દઈ, તેમાંનો માલ બળાત્કારે વેચાવત. આ ચેતવણી ખરેખર આપવામાં આવી હતી, અને લાહોરના મગરૂર દુકાનદારોને પોતાની દુકાન લશ્કરી દબાણ-ને લીધે ઉઘાડવાનું અપમાન સાંખવું પડ્યું હતું. લોકો પોતાની ચીડ પ્રત્યક્ષ બતાવવા ખાતર હડતાલ પાડવામાં ખરા હતા કે ખોટા તેની ચર્ચા અમે અહીં કરવા માગતા નથી, પણ તેઓ ખોટા હોય કે ખરા હોય, દુકાનો ન ખોલવામાં તેઓએ કાંઈ ગુન્હો તો ન્હોતો જ કર્યો. પણ બળ બતાવીને તેમની પાસે દુકાન ઉઘડાવવામાં આવી એ તો ગુન્હો જ હતો. એટલું જ નહીં, પણ સરકારી દૃષ્ટિથી પણ દુઃખનિવારણ કરાવવાને માટે અત્યાચારના કરતાં શાંત હડતાલ એ અતિશય સુંદર ઉપાય ન હોય એમ અમે નથી માનતા.

છતાં, લૉર્ડ હંટર આગળ કર્નલ જૉનસને તો એવો અભિપ્રાય પ્રગટ કર્યો હતો કે પંજાબના બીજા ભાગોમાં ‘બળવો’ ફેલાતો અટકાવવાને માટે લાહોરમાં માર્શલ લૉ જાહેર કરવાનું લેશમાત્ર કારણ નહતુ. લોકોએ લાહોરમાં જાનમાલને કશું નુકશાન કર્યું નહતું. બાદશાહી મસ્જિદમાં થયેલી એક સભામાં એક ગુપ્તચર ખાતાના અમલદારને પ્રહાર કરવામાં આવ્યા હતા તેને અમે જાહેર અત્યાચારમાં ગણી શકતા નથી. એ અમલદાર ઉપર હુમલો કરનારાઓનું કૃત્ય અયોગ્ય હતું એ વિશે શંકા નથી જ. પણ જો આવા પ્રકારના એકાદા બનાવને લીધે માર્શલ લૉનો જે દોર ચાલ્યો તેનો બચાવ થઈ શકતો હોય, તો તો માર્શલ લૉ અસાધારણ ગમે ત્યાં લાગુ પડતો તદ્દન સાધારણ નિયમ બની જાય. લાહોરના એક પણ આગેવાનને લાહોર બહારની કોઈ પણ સંસ્થાની સાથે કાંઈ સં-બંધ હતો એવું સાબીત કરનાર કશોએ પુરાવો જાહેરમાં રજુ થયો નથી. અમૃતસર અને લાહોર વચ્ચે કાંઈ સંતલસ હતી એવું પણ સાબીત થયું નથી. લાહોરના લોકોનો તો જા-હેર સુવ્યવસ્થા જાળવવા સિવાય બીજો કશો હેતુ નહતો. લાહોરમાં લડાયક લોકો જ નથી. આ કારણથી, ન તો લાહોરની સલામતી જાળવવા ખાતર કે ન તો લાહોરનો ચેપ બીજે ફેલાવા ન દેવા ખાતર લાહોર શહેરમાં માર્શલ લૉ જાહેર કરવાની જરૂર હતી. માર્શલ લૉ એ લાહોરના નાગરિકોની અચલ રાજનિષ્ઠા ઉપર એક અઘટતો આક્ષેપ હતો. અહીં અમે એટલું તો સ્પષ્ટ કરીશું કે બ્રિટિશ રાજસંસ્થા અને શહેનશાહ પ્રત્યેની રાજનિષ્ઠાની, અને

રાજાના તરફથી ઉંચા પદે સ્થાપવામાં આવેલા પણ તે પદને નામોશી લગાડનારા કોઈ આપખુદી અમલકારને હા જી હા ભણવાપણાની વચ્ચે આસ્માન જમીન જેટલું અંતર છે.

જ્યાં જ્યાં કાંઇ ગરબડ થઈ ત્યાં ત્યાં તે સર માઈકલ ઓડવાયરના અમલની સામે વિરોધ પ્રગટ કરવા માટે જ થઈ હતી; જો કે એ વિરોધ અમર્યાદ રીતે પ્રગટ ખરો. પોતાના અમલના આરંભથી જ સર માઈકલે શિક્ષિત વર્ગને અળખામણા કરવામાં કશી મણા રાખી નહીં. લડાઈને માટે માણસો અને નાણાં ઉઘરાવવાના પોતાના કાંઇક અતિ થઇ પડતા ઉત્સાહથી લોકોને તેમણે છંછેડ્યા. જે લડાઇમાં ખુદ સામ્રાજ્યને જોખમ રહેલું હોય તે લડાઈ માટે ઉઘરાણાં ઝપાટાબંધ થવા માટે લાગવગ અને સમજુતી વાપરવાં અમને યોગ્ય લાગે છે. પણ સર માઈકલે તો મર્યાદા મૂકી, અને માણસો તથા નાણાં ઉભાં કરવામાં બીજા પ્રાંતના હાકેમોને પાછા પાડી દેવાના તેમના સ્તુત્ય પ્રયાસમાં તેઓએ પોતાનું ભાન ભૂલી જઈ, પોતાના ધ્યેય માટે લેવામાં આવતાં સાધનોના સારાનરસાપણાનો વિચારજ ન કર્યો. પરિણામ એ આવ્યું કે તેમના હાથ નીચેના અમલદારોએ તેમના અત્યાચારોમાં નાદિર અને તૈમુર સરખાને પણ ભુલાવ્યા છે, અને અમે આગલા એક પ્રકરણમાં ટીકા કરી છે તે પ્રમાણે લશ્કરી ભરતી કરવાનો અને નાણાં ઉઘરાવવાની જ માત્ર નેમ રાખી, અમલદારોએ બ્રિટિશ રાજ્યને નામોશી લગાડી છે એવું સાબીત કરી આપવા માટે, અમારી પાસે યોગ્ય પુરાવો છે.

એવી દલીલ કરવામાં આવી છે કે ટોળાંઓએ જે અત્યાચારો કર્યા તેનું કારણ લશ્કર ભરતી માની ન શકાય, કારણ જે જે જીલ્લામાં લશ્કર ભરતી માટે અયોગ્ય દબાણ વપરાયેલું કહેવામાં આવે છે, તે તે જીલ્લામાં તો અત્યાચારનું નામ નિશાને નહતું. આ કહેવું, બેશક, અમુક અંશેજ સાચું છે. પણ જેટલે અંશે એ સાચું છે, તેટલે અંશે તેનું કારણ પણ દેખીતુંજ છે. જે લોકો દબાણ સામે પોતાનો બચાવ કરવાને ઓછાવત્તા પ્રમાણમાં સફળ થયા હતા, તે લોકો દબાણને વશ ન થયા. જે લોકો દબાણને વશ થઇ ગયા તે લોકો તેમને તેમના બળનું ભાન થાય નહીં ત્યાં સુધી તો, આગળ ઉપર પણ દબાણની સામે ટક્કર ઝીલે એવો સંભવ નહતો. છતાં પરાર્થે જેમ આત્મભોગ અપાય છે તેવી રીતે પરાર્થે ક્રોધ પણ બતાવી શકાય છે; અને જેમ જેમ દિવસે દિવસે રાષ્ટ્રીય અસ્મિતા વધતી જવાની, તેમ તેમ પરાર્થે આત્મભોગ તેમજ પરાર્થે અત્યાચાર પણ વધતા જવાના; આ બેમાંથી જે વધારે સાત્ત્વિક છે તે પસંદ કરવું એ સરકાર તેમજ લોકો બંનેને લાજમ છે. અમારા તરફથી ભાગ્યેજ ભલામણની જરૂર રહે છે, કે પરાર્થે આત્મભોગ એ પરાર્થે અત્યાચારના કરતાં હજાર દરજ્જે ચઢીઆતી વસ્તુ છે. અમને શંકા નથી કે જે લોકો પરાર્થે આત્મભોગની પોતાને તાલીમ આપી રહ્યા હતા, તે લોકોને નાહક ચીડવી તેમની પાસે પંજાબ સરકારે પરાર્થે અત્યાચાર કરાવ્યો.

પણ ધન્ય છે લાહોરને કે તેણે તો પ્રથમથીજ જે સુપંથ પકડ્યો હતો તે કદી છોડ્યો નહીં. અમારા ધારવા પ્રમાણે લાહોરે સાંખી લીધેલાં દુઃખો, જલીઆંવાલા બાગની કતલમાં જે લોકોના પ્રાણનું બલિદાન અપાયું તે લોકોના દુઃખના કરતાં પણ, એક રીતે વધારે પુનિત હોઈ દેશના અધિક અમોલાં ધનરૂપ છે.

હવે અમે લાહોરે વેઠેલાં કષ્ટો ઉપર જરા નજર નાંખી જઇશું.

## આફ્રિકામાં નામના કરી આવેલા કર્નલ જૉન્સનની

તા. ૧૫મી એપ્રિલથી ૨૯મી મે સુધી લાહોર માર્શલ લૉ એરીઆમાં સત્તા હતી. તેના અમલનો દોર એટલો તો લાંબો હતો કે ઉંચ નીચ સર્વ વર્ગના લોકો, અને તેમાં જૂદી જૂદી કૉલેજોમાં ભણતા હજારો વિદ્યાર્થીઓ પણ તેના સપાટામાં આવી ગયા. ભલ ભલા અફલાતુનોને પણ એની ગદા આગળ નમી જવું પડયું.

દાખલા તરીકે એનો દીવાબત્તી બુઝાવવાનો હુકમ લો. ન્હાનાં ન્હાનાં ગામડાંઓમાં રહેતાં પુરુષ, સ્ત્રી અને બાળકોને રાત્રે વહેલાં સુવાની ટેવ હોવાથી તેમને લાહોર જેવા મોટા શહેરમાં આ હુકમથી જે અગવડ લાગે તેવી અગવડ ન લાગે. પણ લાહોરમાં તો એ હુકમ અસહ્ય થઇ પડયો. વૈદકીય મદદની જેમને જરૂર પડતી તેવાઓને તેના વિના ચલાવી લેવું પડયું, અને આ મુશ્કેલી વિશે જ્યારે પંડિત જગત્ નારાયણે કર્નલ જૉન્સનને પૂછયું, ત્યારે તેણે તરતજ જવાબ આપ્યો, 'આવી મુશ્કેલીઓ સહન કર્યા વિના કાંઇ લડાઇ થતી હશે કે ?' કર્નલ જૉન્સનની જેવી જવાબદારી ભરેલી જગ્યામાં કામ કરનાર અમલદારે, જે વસ્તુ સ્થિતિને કોઇ પણ તર્ક–પ્રયુકિતથી 'લડાઈ ચલાવવાની સ્થિતિ' ન કહી શકાય તેને વિષે, કાયદાની પરિભાષાનો આવો શબ્દ વાપરવો જોઇતો નહતો. લાહોરમાં પ્રવર્તતી, અને તેટલાજ માટે પંજાબમાં પ્રવર્તતી કોઇપણ વસ્તુસ્થિતિ માટે આ સંજ્ઞા વાપરવી એ પરિભાષાને ભ્રષ્ટ કરવા બરોબર છે. લૉર્ડ હંટરની આગળ રજુ થયેલો બધોએ પુરાવો અમે વાંચ્યો છે, અને પંજાબે 'શહેનશાહની સામે લડાઇ માંડેલી હતી' એવા વચનનો જેથી બચાવ થઇ શકે તેવી હકીકત કે દલીલ અમારા જોવામાં નથી આવી. કર્નલ જૉન્સનને કબુલ કરવાની ફરજ પડી હતી, કે લોકોએ કયાંએ પણ હથિયારોનો ઉપયોગ કર્યો નહતો. જેઓની પાસે મરજી પડે તેમ વાપરવા માટે હથિયારો હતાં તેઓએ તે ન પોતે વાપર્યાં કે ન બીજાને વાપરવા આપ્યાં. "લડાઇ ચલાવવી" સંજ્ઞાનો અર્થ માર્શલ લૉ ટ્રિબ્યુનલ ઉપર બેઠેલા ન્યાયાધીશોએ શો કર્યો હતો તે આપણે તરતમાંજ જોઈશું, પણ અહીં આટલું જોઇ લેવા જેવું છે કે એક જૂનો અને જૂદા જૂદા અનુભવોવાળો બ્રિટિશ અમલદાર, ડાહ્યા માણસો સ્વીકારી શકે તેવા એક પણ બચાવ વિનાનાં બિન જવાબદાર વચન ઉચ્ચારતાં અચકાયો નથી; તેમજ જે લોકોએ અન્યાયી અમલ સામે વ્યવસ્થિત રીતે વિરોધ બતાવ્યા ઉપરાંત કશો ગુન્હો કર્યો નહતો તેમની સામે, પોતેજ કબૂલ કર્યા પ્રમાણે, સાંભળેલી હકીકત ઉપરથી જ આકરા ઉપાયો લેતાં અચકાયો નથી. દિવાબત્તી બુઝવવાનો હુકમ, જાણીબુઝીને કે અજાણતાં, વાજબી રીતે કે ગેરવાજબી રીતે, જેમણે તોડયો હતો, તેવાઓમાંના ઘણા જણોને સામાન્ય અને વણસી ગયેલા ગુન્હેગારોની માફક જાહેરમાં ફટકા મારવામાં આવ્યા હતા.

કર્નલ જૉન્સને અતિશય ભાર દઇને જણાવ્યું હતું, કે તેણે તો એવી જાહેરખબર આપી હતી કે પોતાની ટુકડી ઉપર એક પણ બૉમ્બ ફેંકવામાં આવે, તો તે જે જગ્યાએ ફેંકવામાં આવે તે જગ્યાથી ૧૦૦ વારની ત્રિજ્યાની અંદર રહેનારા લોકોએ તે ફેંકયો છે એમ ગણવામાં આવશે, અને તેટલા પ્રદેશની અંદર રહેનારા સર્વે લોકોને એક કલાકની

અંદર પોતાની જગ્યાઓ છોડવાની નોટિસ આપી, મસ્જિદો અને મંદિરો સિવાયના બધાં મકાનો તોડી પાડી જમીનદોસ્ત કરવામાં આવશે.

તેણે ૮૦૦ ટાંગાઓનો કબજો મેળવ્યો હતો. આ સંખ્યા આખરે ઘટાડી ૨૦૦ કરવામાં આવી, અને એ ટાંગાઓને માર્શલ લૉ અમલમાં રહ્યો તે દરમિયાન રોકી રાખવામાં આવ્યા હતા. હિંદીઓની માલીકીની તમામ મોટરોનો પણ તેણે કબજો લીધો હતો. શહેરમાંથી નીકળી જીલ્લામાં ગરબડ ઉભી કરવા જનારા માણસોની હીલચાલ ઉપર અંકુશ મૂકવા માટે રેલ્વે મુસાફરી ઉપર પણ તેણે અંકુશ મૂક્યો. તમામ લંગરખાનાંઓ બંધ કરવાનો તેણે હુકમ કાઢયો. તેણે ખાવાની ચીજોની કીંમત ઉપર અંકુશ નાંખ્યા. બંદુકના પરવાનાવાળાઓ પાસેથી તેણે બંદુકો લઈ લીધી, અને નિર્વિવાદ રાજનિષ્ટા માટે જેઓ જાણીતા હોય, તેઓના સંબંધમાં પોતાનું જોશ જરા ધીમું રાખવાની તેને સરકાર તરફથી તાકીદ મળી હતી. બાદશાહી મસ્જિદ બંધ કરવાના ડેપ્યુટી કમિશનરે કાઢેલા હુકમો તેણે બહાલ રાખ્યા, અને તેના ટ્રસ્ટીઓએ મસ્જિદમાં કોઇ પણ હિંદુને દાખલ નહિ કરવામાં આવે એવી કબુલાત આપી, ત્યારે જ તે મસ્જિદ ઉઘાડવાની પરવાનગી આપવામાં આવી.

એણે સમરી કોર્ટો બનાવી. મુકદ્દમાઓ પોતેજ ચલાવ્યા. આ પ્રમાણે ૨૭૭ જણની ઉપર કામ ચલાવવામાં આવ્યું, તેમાંના ૨૦૧ જણને તકસીરવાર ઠરાવવામાં આવ્યા. વધારેમાં વધારે સજા બે વર્ષની કેદ, ૩૦ ફટકા, અને ૧૦૦૦ રૂપીઆ દંડની હતી. સમરી કોર્ટના મૅજીસ્ટ્રેટોએ બધા મળી ૬૬ આદમીઓને કુલે ૮૦૦ ફટકાની સજા કરી હતી. માણસ દીઠ વધારેમાં વધારે ૩૦ ફટકાની અને ઓછામાં ઓછા ૫ ફટકાની સજા થઇ હતી. આ લોકોને જાહેરમાં ફટકા મારવામાં આવતા હતા. આખરે જ્યારે હુકમ આવ્યો કે જાહેરમાં ફટકા ન મારવા ત્યારેજ તે બંધ થયા. ફટકા મારવા પહેલાં વૈદકીય તપાસ ભાગ્યેજ થતી. લૉર્ડ હંટરે એને પૂછયું, કે 'સજાથી ગંભીર ઇજા થશે એમ તમને ખ્યાલ ન થયો?' ઉત્તર મળ્યો: 'મને ખ્યાલ નથી થઈ શકતો.' તેના મત પ્રમાણે તો એ સજા નરમ હતી. જસ્ટિસ રેન્કિનને જવાબ આપતાં તેણે કહ્યું: મેં લોકોને 'ભયભીત' કરી દીધા, અને પરિણામે અનેક જણને સજા કરવામાંથી અમે છુટી ગયા. જસ્ટિસ રેન્કિનને લાગ્યું કે લોકોના મ્હોટા સમૂહોમાં ન્હાના ગુન્હોઓ માટે તાત્કાલિક ઉપાય લેવા માટે સૌથી વધારે પરિણામકારક અને અનુકૂળ સજા ફટકાની છે એમ કહેવું એ કાંઇક વધારે પડતું છે. એટલે તેમણે કર્નલ જૉન્સનને પૂછયું: 'એ સજા તો કોઇક અપવાદરૂપ દાખલામાંજ આપવી જોઇએ એમ તમને નથી લાગતું?' કર્નલે જવાબ આપ્યો: "ના, મને તો એમ નથી લાગી શકતું. પુષ્કળ લોકોની સાથે તમારે કામ લેવાનું છે. આ હુકમો કાઢીને તમે નવા ગુન્હાઓ ઉત્પન્ન કરો છો. જો જેલજ એક સજા હોય તો અહીંના લોકોને તેની કાંઇ ઝાઝી અસર થાય એમ નથી. શહેરના સામાન્ય ઘરના ધોરણે જેલ તો મહેલાત જેવી છે. સેન્ટ્રલ જેલમાં એ લોકોને સરસ ખોરાક મળે છે, અને જેલના નિયમોને ટેવાઇ જતાં તો વાર ન લાગે. આપણે તો બધાઓને પૂરી દેવાના હતા. મને ભય લાગ્યો કે જેલ ભરાઇ જશે." બીજે પ્રસંગે એણે કહ્યું હતું કે, 'ફટકાની સજાની કીંમત તો ૧૦૦૦ સોલ્જર બરોબર છે.' અમારા મત પ્રમાણે ઉપર પ્રમાણે કારણો આપતાં કર્નલ જૉન્સને એક જંગલી સજાનો

બચાવ કરવા માટે જંગલી દલીલનો આશ્રય લીધો હતો, અને બીજી કાંઇ નહીં તો આ એક વાતથીજ, પંજાબ સરકારે એને સોંપેલા જવાબદારીવાળા હુદ્દાને માટે એ નાલાયક ઠરે છે. પણ ફટકાની સજા ઉપર કહી છે એટલીજ થઇ નહતી. કર્નલ જૉન્સને તો સમરી કોર્ટોએ નોંધેલી સજાઓની વાત કરી છે, પણ નોંધેલીના કરતાં ન નોંધેલી એવી કદાચ ઘણી સજા થઈ છે. લાહોરમાંથી ભેગી કરેલી ૧૭૦ જુબાનીથી નિર્ણયકારક રીતે સાબીત થાય છે, કે રાજ્યના સૌથી વડા અમલદારોનો તુમાખ સૌથી હલકા અમલદારોમાં ઉતર્યો હતો, અને ઉતરતાં ઉતરતાં એ એટલો તો તેજ થયો હતો કે સ્હેજ કારણ મળ્યે તે ખસી જતો, અને લેશમાત્ર પણ અંકુશ વિના લોકોની ઉપર તે ફાટી નીકળતો.

રેલ્વે મુસાફરી બાબતનો હુકમ સામાન્ય માણસો માટે તો હતોજ, પણ વકીલોના કારકુનો અને એપીઆઓ ઉપરજ ખાસ તેનો અમલ થતો. સર ચિમનલાલ સેતલવડે પૂછ્યું હતું: “ ૬ઠ્ઠા હુકમમાં તમે કહોછો કે ‘ વકીલોના મુન્શીઓ, આડતીઆઓ અને ચપરાસીઓ રાજદ્રોહી સાહિત્યના પ્રચારમાં રોકાયલા છે; ’ તેથીજ તમે પરવાના વિના લાહોર સિવિલ કમાન્ડ છોડવાની તેમને મનાઇ કરનારો હુકમ કાઢયો હતો, અને તેથીજ તમે દરેક વકીલને પોતે સીધી કે આડકતરી રીતે નીમેલા મુન્શી, આડતીઆ અથવા ચપરાશીની સંપૂર્ણ યાદી રજુ કરવાનો હુકમ કર્યો હતો, નહીં વારૂ ? ” કર્નલ જૉન્સને જવાબ આપ્યો: ‘ હા ’ ‘ આને માટે કાંઇ પુરાવો છે વારૂ ? ’ એમ પૂછવામાં આવતાં તેણે કહ્યું કે બધો પુરાવો મ્હોઢેનો છે.

વકીલ વર્ગની સામેનો આ ખૌફ કેટલા દરજ્જા સુધી લઈ જવામાં આવ્યો; પંજાબમાં આવીને કદાચ તેઓ રાજદ્રોહ ફેલાવે એ કારણે કોઇ પણ બહારના વકીલને પંજાબમાં આવવાની પરવાનગી ન મળી એ સૌ કોઈ જાણે છે. શ્રીયુત મનોહરલાલના જેવા દરજ્જા આબરૂ, જગજાહેર રાજનિષ્ઠા, અને ડરપોકપણું કહેવાઈ જાય તેવી સાવધાનતાવાળા વિદ્વાન વકીલને પણ માર્શલ લૉ અમલદારોની મહેરબાનીમાંથી મુક્તિ ન મળી. તેઓ પંજાબ યુનિવર્સિટીના એમ. એ. છે, કેમ્બ્રિજના બી. એ. છે, અને પંજાબ યુનિવર્સિટીના ફેલો અને સિન્ડિકેટના સભ્ય છે. સેંટ જૉન્સ કૉલેજ કેમ્બ્રિજના તેઓ ફાઉન્ડેશન સ્કોલર હતા, અને બીજાં અનેક માનો તેમને મળેલાં છે. હાઈકૉર્ટ બાર એસોસિએશનના તેઓ ઉપપ્રમુખ છે, અને ફોર્મન કૉલેજ ગ્રેજ્યુએટ યુનિયનના પ્રમુખ છે. ટ્રિબ્યુન વર્તમાનપત્રના ટ્રસ્ટી તરીકે તેમને તા. ૧૮મી એપ્રિલે સુમારે ૭।। વાગે પકડવામાં આવ્યા હતા. તેમના ઉપર ન્હોતો નીકળ્યો કોઈ વૉરંટ ન તો તેમને આપવામાં આવી હતી તેમની ઉપરના તોહોમતની ખબર તેઓ કહે છે. “ મારા ઘરમાંજ મને પકડયા પછી, મને મારી સ્ત્રી તથા બાળકોની રજા લેવાને ભાગ્યેજ બે મિનિટ મળી હશે, અને મને કયાં લઈ જવાના હતા તેની પણ કાંઇ ખબર દેવામાં ન આવી. ” આગળ તેઓ કહે છે, “ લગભગ બે વાગે બપોરે તાર ઑફિસથી લાહોર સેન્ટ્રલ જેલમાં મને લઇ જવામાં આવ્યો, ત્યાં ઘડીયાળ, છેડો, સીસાપેન, કાંઈ છુટા પૈસા વગેરે કાઢી આપવાના સામાન્ય સંસ્કાર થયા પછી અને રજીસ્ટરમાં મારી સહી દાખલ મારા અંગુઠાનું નિશાન લીધા બાદ, મને જેલના ૧૪ મા વૉર્ડ ( વિભાગ ) ની એક કોટડીમાં લઇ જવામાં આવ્યો આ વૉર્ડ ભારે

સજા પામેલા કેદીઓને માટે અથવા તો દેહાંત દંડની અથવા તેવીજ શિક્ષાને પાત્ર ગુન્હાનું જેના ઉપર કામ ચાલી રહ્યું હોય તેવા કેદીઓને માટે છે. આ કોટડીમાં થોડો વખત પછી મને બે ગંદા કામળા આપવામાં આવ્યા, અને ખાવાને અને પાણી પીવાને બે પતરાના ડબ્બા આપવામાં આવ્યા. ત્રણેક કલાક પછી મને જેલના ચક્કી વિભાગમાં લઈ જવામાં આવ્યો, જ્યાં દળવાને માટે ઘંટીઓવાળી કોટડીઓ છે. આ કોટડાઓનું હું વર્ણન નથી આપતો, કારણ તે સ્હેજે જોઇ શકાય તેમ છે. પીસાબપાણી વગેરે અમારી બધી વ્યવસ્થા આ નાની કોટડીમાંજ હતી—એ વ્યવસ્થામાં હતાં માત્ર ગંધાતાં હાંલ્લાંઓ; જેને દિવસના બે વાર સાફ કરવામાં આવતાં. આ કોટડીમાં હું હતો તે દરમિયાન મને પચાસેક વાર જેટલી નિર્દિષ્ટ જગ્યામાં ફરવાની રજા હતી, અને ન્હાવાધોવા માટે નળ ઉપર જવું હોય તો જવા દેતા. મેં જે કપડાંભેર મારૂં ઘર છોડયું હતું તે કપડાં સિવાય મારી પાસે બીજાં કપડાં નહતાં, અને તા. ૨૧મી ને સોમવારે બપોરે મારો દીકરો મને મળવા આવ્યો તે થોડાં કપડાં લાવ્યો, ત્યારેજ મને બીજાં કપડાં મળ્યાં.

મને પકડવામાં આવ્યો તે દિવસની સાંજ સુધી મારી સ્ત્રી તથા છોકરાંઓને મને કયાં પૂરવામાં આવ્યો હતો તેની ખબર નહતી. મને તેમની સાથે કશો વ્યવહાર રાખવાની રજા નહતી; માત્ર શનિવારે બપોરે જેલ સુપરિન્ટેન્ડન્ટની મારફત એક પોસ્ટકાર્ડ હું મોકલી શકયો હતો.

તા. ૨૧મી ને સોમવારે મારા મિત્ર કુંવર દુલીપસિંહ, બૅરિસ્ટર–એટ–લૉ અને મારો દીકરો મને જેલમાં મળવા આવ્યા, પણ તેમાંના એકનેજ મળવાની મને રજા મળવાથી જેલના દરોગાની સમક્ષ મારે થોડી મિનિટ મારા મિત્રનીજ સાથે વાત થઇ. મારા પુત્રની સાથે એક મિનિટ વાત કરવાની મહેરબાની (!) માટે મેં મિ. કૉવન, સુપરિન્ટેન્ડન્ટને અરજ કરી તે વ્યર્થ ગઇ.

તા. ૨૩મી ને બુધવારે મને યુરોપીઅન વિભાગમાં લઇ જવામાં આવ્યો. ત્યાં ફરવાની હરવાની વધારે છૂટ, વધારે જગ્યા, સાફ પાયખાનાં અને ન્હાવાધોવાની વ્યવસ્થા ઉપરાંત એક નાનકડું વાચનાલય હોવાને લીધે મને કાંઇક વધારે ચેન હતું.

આ વિભાગમાં મને તા. ૧૬મી મેએ છોડવામાં આવ્યો ત્યાંસુધી હું રહ્યો. આ મુદત દરમિયાન મને, હું માનું છું કે મારા મિત્રવર્ગ અને સગાં સાથે નિયમસરની ત્રણ મુલાકાતોની રજા મળી હતી; એક તો બહુજ ટૂંકી, બીજી ખાસ કુંવર દુલીપસિંહની સાથે ( દુલીપસિંહ તો તેમને સરકારે વકીલ વિનાના કેદીઓ માટે ખાસ રાખ્યા હતા એટલે વારંવાર જેલમાં આવતા તેથી ) અને ત્રીજી સુપરિન્ટેન્ડન્ટની ખાસ મહેરબાનીથી, મારા ભાઇ લાહોરમાંથી પસાર થતા હતા તેમની સાથે.

આ બધો વખત, મારા ઉપર શું તોહોમત અથવા આરોપ હતો તેની મને કશી ખબર આપવામાં આવી નહતી; બિલકુલ અધર દશામાં મને રાખવામાં આવ્યો હતો."

નબળી પ્રકૃતિની સ્ત્રી અને પોતાનાં છોકરાંઓની સ્થિતિનું પણ શ્રીયુત મનોહરલાલ વર્ણન આપે છે. તેઓ કહે છે: "જેલમાં મને લેવા દેવામાં આવેલી એક મુલાકાતમાં

મને ખબર પડી કે મારા પકડાયા પછી મારા ઘરની જડતી લેવામાં આવી હતી. મારા પકડાયા પછી ત્રણ કલાકથીએ ઓછા વખતની અંદર તેને તાળું દેવામાં આવ્યું. મારી નબળી પ્રકૃતિની સ્ત્રી, અને મારાં છોકરાંઓને નોકરોનાં ઘરમાં, અને કંપાઉંડમાં આવેલા રસોડામાં આશ્રય લેવો પડયો હતો, અને મિત્રોએ આપેલાં બિછાનાંનો તેઓને ઉપયોગ કરવો પડયો હતો. જડતી ૧૯મી એપ્રિલે થઇ, અને મારૂં કુંટુંબ બીજે દહાડે સાંજે ૬ વાગે પાછું ઘરમાં આવી શકયું."

જડતીમાં પોલીસ બે ત્રણ કીંમતી પુસ્તકો લઇ ગઇ હતી, અને જે દિવસે આ જુબાની લખવામાં આવી તે દિવસ સુધી તે તેમને પાછાં મળ્યાં નહતાં. પોતાની ધરપકડની કહાણી તેઓ આ પ્રમાણે સમાપ્ત કરે છેઃ " આજ દિન સુધી મને મારી ઉપરના તોહોમતની ખબર પડી નથી, કે એવું કશું મારા જાણવામાં નથી આવ્યું કે જેને લીધે હું પકડાઉં કે કેદ થાઉં અથવા જેને લઇને મને પકડવાની કે કેદ કરવાની જરૂર પડે. પોતાના પકડાવાના સંભાવ્ય કારણની સમીક્ષા કરતાં તેઓ કહે છે, કે 'હું શહેરના લોક જીવનમાં કશો ભાગ નથી લેતો; કારણ મારા ધંધામાંથી મને જે કાંઇ વખત મળે છે તે બધો હું લગભગ અભ્યાસમાં ગાળું છું. ડેપ્યુટી કમિશનરે લોકોના પ્રતિનિધિ વગેરેની અનેક સભાઓ અનેકવાર ભરી તેમાં મને કદી બોલાવવામાં આવ્યો નહતો, તેમજ હું કોઈમાં બીજી રીતે હાજર પણ નહતો, તેમજ હડતાળ બંધ કરવાના ઉપાય લેવા માટે ખાનગી ગૃહસ્થોએ જે સભાઓ બોલાવી તેમાંની કોઈમાં પણ હું હાજર નહતો." ( જુ. નં. ૧૫૦. )

શ્રીયુત મનોહરલાલના દરજ્જાના ગૃહસ્થને, ખૂબ ઉંડી તપાસ વિના, જે અમલદાર પકડવાનો હુકમ કરે, અથવા પકડવાની પરવાનગી આપે, તે કર્નલ જૉન્સન ભોગવતો હતો તેવો ઉંચો હુદ્દો ધરાવવાને નાલાયક છે. શહેનશાહ તરફથી મળેલા પોષાક તલવાર ધારણ કરનારમાં હિંદી ગૃહસ્થની આબરૂ માટે આટલો તિરસ્કાર હોવો નજ જોઇએ.

આ અમલદારની શોધક બુદ્ધિમાંથી પજવણીની એક બીજી રીત પણ ઉત્પન્ન થઇ હતી, તે એ હતી કે જેને તે 'દુષ્ટવૃત્તિના માણસ' માનતો, તેમનાં ઘરો ઉપર જાહેરખબર લગાવવી, અને તે જાહેરખબરને ફાડવામાં કે ચીરવામાં આવે અથવા મેલી પણ કરવામાં આવે, તો તે ઘરના માલિકને તેને માટે જવાબદાર ગણવો. સર ચિમનલાલે કર્નલની પાસે 'દુષ્ટવૃત્તિના માણસ'ની વ્યાખ્યા માગી, અને પૂછ્યું કે, ' જેની ઉપર તમને વહેમ હોય તે તેવો માણસ કહેવાય ને વારૂ ? ' આનો દિંગ કરી નાખે એવો ઉત્તર મળ્યોઃ ' તમે જો તેમ કહો તો તેમ. ' સર ચિમનલાલે કહ્યું, ' તમારા મનમાં શું હતું તે હું જાણવા માગું છું.' તેણે જવાબ આપ્યો, કે મને લાગ્યું કે જે લોકોની રાજનિષ્ઠા સૌને મુખે ન જ ગવાતી હોય તેવા લોકોને આ કામે લગાડવા, અને આવાઓને ગુપ્તચર ખાતાંએ ચુંટી કાઢયા. સર ચિમનલાલે કહ્યું કે, 'આ કામ તો એવું છે કે રાતદિન ચોવિસ કલાક આ જાહેરખબર પર પહેરો રાખ્યા વિના છુટકો નહીં.' કર્નલ જૉન્સને આવા પહેરાની આવશ્યકતા સ્વીકારી, પણ સાથે જ જણાવ્યું કે એવો પહેરો કરાવવો તદ્દન સકારણ છે. આવો હુકમ કોઇ પણ સંજોગોમાં અસહ્ય જ છે, પણ જ્યારે એ હુકમ કોઇ આખી સંસ્થાને લાગુ પાડવામાં આવે ત્યારે તો હજારગણો અસહ્ય થાય છે.

અને હવે અમે વિદ્યાર્થીગણ તથા કૉલેજોના અધ્યાપકોની ઉપર થયેલા અત્યાચારની કહાણી કહીશું. કર્નલ જૉન્સનના મગજની રચના સંપૂર્ણ રીતે સમજાય તે ખાતર સર ચિમનલાલ સેતલવડ અને કર્નલ જૉન્સન વચ્ચે થયેલો સંવાદ અમારે અહીં આપવો જોઇશે:—

સ—એ જાહેરખબર ચોડવાને માટે પસંદ કરવામાં આવેલાં મકાનોમાં સનાતન ધર્મ કૉલેજનું મકાન પણ એક હતું ?

જ—હા; હતું, એમ હું માનું છું.

સ—પ્રથમની યાદીમાં એ કાંઇ જણાતું નહતું; પણ પાછળથી તે ઉમેરવામાં આવેલું !

જ—હા, પાછળથી યાદી બદલવામાં આવી હતી.

સ—અને કૉલેજની બહારની દિવાલ ઉપર ચોડેલી જાહેરખબર કોઇએ ફાડી નાંખી હતી, કેમ ?

જ—હા, મને એવી ખબર મળી હતી. પોલિસ પાસેથી નહીં, પણ બીજા કોઈની પાસેથી.

સ—કૉલેજના છાત્રાલયના બધા વિદ્યાર્થીઓને પકડવામાં આવ્યા હતા, એ વાત સાચી છે ?

જ—મેં હુકમ કર્યો હતો કે એ મકાનમાં જે કોઈ પુરુષ મળી આવે તેને પકડવો.

સ—કેટલા જણને પકડવામાં આવ્યા હતા ?

જ—૫૦૦.

સ—આ જાહેરખબરને નુકસાન થવાને કારણે ૫૦૦ વિદ્યાર્થીઓને પકડવામાં આવ્યા હતા ?

જ—હા, અધ્યાપકો સુદ્ધાં.

સ—અને આ બધાઓને કૉલેજથી ત્રણ માઇલ દૂર આવેલા કિલ્લા સુધી કુચ કરાવવામાં આવી હતી, કેમ ?

જ—હાસ્તો.

સ—અને એ કુચ દરમિયાન તેમને તેમનાં બીછાનાં ખાંધ ઉપર અથવા માથા ઉપર લઇ જવાનો હુકમ પણ થયો હતો, કેમ ?

જ—જેમને બિછાનાં લઈ જવાં હતાં તે તેમ કરી શકતા હતા.

સ—તેમને તેમ કરવાની ફરજ ન્હોતી પાડવામાં આવી ?

જ—મેં એવો કાંઈ હુકમ કર્યો નહતો. જેને તે લઇ જવાં હતાં તે લઈ જઈ શકતા હતા.

સ—લાહોરના ભર ઉન્હાળાના દિવસે ?

જ—તે વેળા મે મહિનો હતો.

સ—ત્યારે લાહોરમાં તાપ સખ્ત પડતો હતો ?

જ—હા.

સ—આ પાંચ સો વિદ્યાર્થીઓ અને અધ્યાપકોને ત્રણ માઈલ કુચ કરાવવામાં આવી હતી, કેમ ?

જ—હાસ્તો;

સ—અને કિલ્લામાં તે લોકોની ઉપર પહેરો હતો ખરું ને ?

જ—હા, સાચું.

સ—ત્યાં તે લોકોને ક્યાં સુધી રાખવામાં આવ્યા ?

જ—હું ધારું છું કે એક દિવસ. નહીં, હું ભૂલ્યો, બે દિવસ.

સ—પછી પ્રિન્સિપાલ પાસે તેઓ જાહેરખબર સાચવશે એવી કાંઇક કબુલાત લઈનેજ તેમને છોડયા ખરું ને ?

જ—હા; આવું ફરી નહીં બને એવી યોગ્ય બાંહેધરી મને મળ્યા પછી જ તેમને છોડયા,

સ—કર્નલ, હું તમને પૂછું છું કે આ પગલું યોગ્ય હતું ?

જ—હા; હું આને માટે રાહ જોઇને બેઠો હતો. આવીજ તક મળે એમ હું જોઈ રહ્યો હતો.

સ—ત્યારે, તે વેળા તમને તો એ હુકમ કરવો યોગ્ય જ લાગ્યો હતો, અને હજી પણ લાગે છે !

સ—બેશક.

સ—ત્યારે તમારું મન, કર્નલ, તમે આ હકીકત આપતાં જણાવ્યું તેમ, માર્શલ લૉની સત્તાનો બરાબર ખ્યાલ આપવાની તક શોધવાની જ દિશામાં કામ કરી રહ્યું હતું, ખરું ને ?

જ—હા, ખરું.

સ—આવી તક માટે તમે તલપી રહ્યા હતા કેમ ?

જ—લોકોના હિત માટે જ.

સ—હું ક્યાં કહું છું કે લોકોના હિત માટે ન હતું. હોય કે ન હોય, પણ માર્શલ લૉની મગદૂર બતાવવાની તક માટે તમે તલપી રહ્યા હતા એટલું તો ખરું ને ?

જ—જરૂર.

સ—અને તમને તે તક મળી ગઈ !

જ—મેં તે સાધી પણ ખરી.

સ—અને એ સાધીને ૫૦૦ વિદ્યાર્થીઓને બળતા તાપમાં કિલ્લા સુધી તમે કુચ કરાવી !

જ—જી, હા.

સ—અને હજી તમે દાવો કરો છો કે એ તમારી સત્તાનો યોગ્ય ઉપયોગ હતો ?

જ—તેમાં કાંઇ શક છે કે ? આવતી કાલે પણ એવા સંજોગો બની આવે તો હું એમ જ કરું.

અહીં એટલું લક્ષમાં રાખવાની જરૂર છે કે કર્નલ જૉન્સને આ જે છેલ્લો ઠંડે પેટે જવાબ આપ્યો, તે પોતે જ્યારે ભર લડતમાં હતા ત્યારે નહીં, પણ ૨૪મી નવેંબર ૧૯૧૯

ને દિને, એટલે લાહોરમાં પોતે અમલ બજાવ્યાના લગભગ છ મહિના પછી. જો એની કીંમતી જાહેરખબરને કોઇએ જાણી જોઇને બગાડી હતી તો તપાસ કરવાની તેની ફરજ હતી, અને અધ્યાપકો અને વિદ્યાર્થીઓને લાગલા જ સજા કરવા મંડી જવું ન્હોતું. પણ કર્નલ જૉન્સનના કોઇ કામમાં કચાશ હોય તો તે કર્નલ જૉન્સન શાનો ? તેણે તો દયાનંદ ઍંગ્લો વેદિક કૉલેજ, દયાલસિંહ કૉલેજ અને મેડિકલ કૉલેજ સામે પગલાં લીધાં–અને તે સજા કરવા ખાતર નહીં, પણ વિદ્યાર્થીઓને તોફાન મસ્તી કરતા અટકાવવા માટે–અને એવો હુકમ કાઢયો કે બધાએ વિદ્યાર્થીઓએ દિવસમાં ૪ વખત હાજરી પુરાવી આવવી, સવારે ૭ અને ૧૧ વાગે અને સાંજના ૩ અને ૭ા વાગે. "અને મૅડિકલ કૉલેજના વિદ્યાર્થીઓને ૪ વખત હાજરી પુરાવવા માટે દહાડાના ૧૭ માઇલ ચાલવું પડતું, નહીં ?"–એમ સર ચિમનલાલે સવાલ કર્યો તેના જવાબમાં કર્નલ જૉન્સને ઉદ્ધતાઈથી કહ્યું, 'નહીં, માત્ર ૧૬ માઇલ. મેં બરોબર અંતર માપ્યું હતું.' આ ઉપરથી સર ચિમનલાલે પૂછ્યું, "અને આ પ્રમાણે ૩ અઠવાડીઆં સુધી દરરોજ લાહોરના ખરા તડકામાં તેઓને ચાલવું પડયું હતું, નહીં ?"

જ—હા, ખરૂં; સિવાય કે જેને વૈદકીય સર્ટિફિકેટ મળ્યું હોય.

સ—ત્યારે, કર્નલ, તમે એમ ધાર્યું અને હજી તમે એમ જ માનો છો કે વિદ્યાર્થીઓને તોફાન મસ્તી કરતા અટકાવવા માટે આવો હુકમ કાઢવો યોગ્ય હતો ?

જ—હા, હું એમ ધારતો હતો.

સ—હજી પણ તમે તેમજ માનો છો ?

જ—જરૂર.

સ—તમારા મનમાં કાંઈ ખ્યાલ આવેલો ખરો, કે હજી તમને ખ્યાલ આવે છે ખરો, કે ત્રણ અઠવાડીઆં સુધી લાહોરના તાપમાં વિદ્યાર્થીઓને ૧૬ માઇલ ચલાવવા, એ તેમના ઉપર અતિશય ત્રાસ ગુજારવા જેવું હતું ?

જ—એમાં ત્રાસ શેનો ?

આ સાધારણ કૃત્યના બચાવવામાં કર્નલ જૉન્સને કરેલી અસાધારણ દલીલ તેનાજ શબ્દોમાં અહીં આપીશું.

સ—કર્નલ, હું તમને ફરી પાછો પૂછું છું, કે સેંકડો–સેંકડો નહીં પણ કદાચ હજારો–વિદ્યાર્થીઓની ઉપર હાજરી પુરાવવાના આવા હુકમ કાઢી, તમે એ યુવકોનામાં આખી જીંદગીભર માટે બ્રિટિશ સરકાર સામે કડવા તિરસ્કારનાં મૂળ નાંખતા હતા, એવો તમને કદી ખ્યાલ આવ્યો છે ખરો ?

જ—હા, આવ્યો છે; પણ મેં તો અનુમાન કીધું હતું કે આ કૉલેજોમાં રાજદ્રોહ એટલો તો ભરેલો છે, કે હું ગમે તે કરૂં તેથી તેમાં વધારો થવાને અવકાશજ નથી.

સ—તમે એમ કહેવા માગો છો કે તમને ખ્યાલ તો હતો કે તમારા વર્તનથી તેઓમાં બ્રિટિશ સરકાર માટે કટ્ટો તિરસ્કાર ઉત્પન્ન થશે, પણ તમારા માનવા પ્રમાણે તે લોકો એવા પક્કા રાજદ્રોહી હતા કે તમારા કશાએ વર્તનથી તેઓ વધારે કટ્ટા થાય એવો સંભવ નહતો ?

જ—હું તમે કહો છો તે રૂપમાં એ હકીકત સ્વીકારતો નથી, પણ એટલું ખરૂં કે કૅાલેજનું વાતાવરણ જ એવું દૂષિત હતું કે તે વધારે દૂષિત થઈ શકે તેમ ન હતું.

સ—તમે ધારો છો ખરા કે તમારા એ પગલાથી તે કાંઈક સુધરે એમ હતું ?

જ—હું તે બગાડતો તો ન્હોતોજ.

સ—પણ તમે તે સુધારતા હતા ?

જ—હું કાંઈ તેમને રાજનિષ્ઠ બનાવવા ન્હોતો નીકળી પડયો. મારે તો તેમને તોફાન-મસ્તી કરતા અને આસપાસના જીલ્લાઓમાં જતા અટકાવવા હતા.

સ—તમારી ઉમેદ બર આવી ખરી ?

જ—હા.

સ—એજ ઉત્તમ રીત હતી એમ તમને લાગે છે, નહીં ?

જ—હા, મને તો એજ ઉત્તમ રીત લાગી. બે રીતો છે, એક તો કૅાલેજ બંધ કરવાની, અને બીજી તે લોકો ઉપર કામ ચલાવવાની.

સ—ત્યારે તમારો અભિપ્રાય તો એવો લાગે છે, કે આ દેશના લોકોને રાજનિષ્ઠ અને સરકાર તરફ સદ્વૃત્તિવાળા બનાવવાનો ઉત્તમ માર્ગ તેમની સામે વધારે સખ્ત પગલાં લેવાં એ છે ?

જ—હું એ જૂદી રીતે મૂકું. હું એમ કહું કે ઉત્તમ માર્ગ તો એ છે, કે તેમને બતાવી આપવું કે જેના ઉપર રાજદ્રોહી હોવાનો વહેમ આવે તેને માટે સજા તૈયાર છે.

સ—તમને એમ લાગેલું ખરૂં કે આ હજારો વિદ્યાર્થીઓમાં ઘણાએ કેવળ નિર્દોષ હશે ?

જ—હા, મેં કેટલાકને છૂટ આપી હતી.

કર્નલને લાગ્યું કે કેટલાક વિદ્યાર્થીઓએ અંગ્રેજ સ્ત્રીઓનું અપમાન કર્યું હતું. આ આરોપના બચાવમાં અમને કશું નથી જણાયું. એણે પોતે પોતાના મતના બચાવમાં કશું રજુ નથી કર્યું, પણ એ માની લીધેલા કારણ ઉપરથી તેણે કૅાલેજના પ્રિન્સિપાલોની એક સભા ભરી. તેમની સાથે તેણે 'ખુલ્લે દિલે' વાત કરી, અને યોગ્ય સજા માટે સૂચનાઓ રજુ કરવાનું તેમને કહ્યું. પ્રિન્સિપાલોએ પોતાને યોગ્ય લાગી તેવી સજાઓ સૂચવી. કર્નલ-ને લાગ્યું કે કેટલીક સજા પૂરતી નથી, એટલે લાગલીજ તેણે પ્રિન્સિપાલોને ખબર આપી કે, "આ સજાઓ વધારવામાં નહીં આવે તો કૅાલેજો બંધ કરવામાં આવશે, અને વિદ્યા-ર્થીઓને પરીક્ષામાં નહીં બેસવા દેવામાં આવે." આ રીતે ૧૦૧૧ વિદ્યાર્થીઓને સજા કરવામાં આવી. વિદ્યાર્થીઓ અને તેમના પ્રત્યેના વર્તન વિષે સન્તરામ પ્રવર, એમ. એ. બી. એસ સી., દયાલસિંહ કૅાલેજના અંગ્રેજીના અધ્યાપક આ પ્રમાણે કહે છે:—

"હડતાલના દિવસોમાં અમારી કૉલેજના વિદ્યાર્થીઓની વૃત્તિમાં મને કશો ફેરફાર જણાયો નહતો, અને તેમાંના કોઇ જણે અયોગ્ય વર્તન કર્યું હોય એવું મારા સ્મરણમાં નથી આવતું. બીજાં ઘણાં મકાનોની માફક, અમારી કૉલેજ પણ જાહેરખબર ચોડવાને માટે પસંદ કરવામાં આવી હતી. માર્શલ લૉ જાહેર કર્યા બાદ દશ કે વધારે દિવસ પછી, અમારી કૉલેજના પ્રિન્સિપાલ ઉપર એક દિવસે સાંજે સાત વાગે એક નોટિસ પહોંચાડવામાં આવી. તેમાં એમ જણાવ્યું હતું કે, 'નોટિસની સાથે જણાવેલા રાજદ્રોહી જાહેરખબર લખનારને શોધી કાઢી, બીજે દિવસે બપોરે બાર વાગ્યાની અંદર કમાન્ડિંગ ઑફિસરની આગળ તેને રજુ કરવો.' ટ્રસ્ટીઓ, અધ્યાપકો, અને વિદ્યાર્થીઓ બીજે દિવસે સવારે લખનારને શોધી કાઢવા માટે ભેગા થયા, પણ શોધી શક્યા નહીં; કારણ કૉલેજની સાથે સંબંધ ધરાવનાર કોઇ પણ જણ તે જાહેરખબરનો લખનાર હોવાનું ભાસતું નહતું. અમે જવાબનો ખરડો તૈયાર કરી રહ્યા હતા, તેવામાં તો કર્નલ જૉન્સન કેટલાક ગુપ્તચર ખાતાના માણસો સાથે અમારી કૉલેજમાં આવી પડ્યા. રાજા નરેન્દ્રનાથ જેઓ કૉલેજના એક ટ્રસ્ટી છે તેઓ અને બીજા કેટલાક કર્નલની આગળ સઘળી વાતનો ખુલાસો કરવા આવ્યા. એ ગુપ્તચરે કૉલેજમાં એક જગ્યા બતાવીને કહ્યું, કે ત્યાં દિવાલની ઉપર સદરહુ જાહેરખબર ચોડેલી તેને મળી આવી હતી. મેં કર્નલને કહ્યું કે એ તો બનાવટી વાત હોવી જોઇએ, કારણ જાહેરખબર દિવાલ ઉપર ખીલો ઠોકીને ચોડી હોય એમ દેખાતું હતું, જ્યારે દિવાલ ઉપર ખીલો ઠોક્યાની નિશાની નહતી. પછી અમે જે જવાબ ઘડયો હતો તે કર્નલને બતાવ્યો. એટલે કર્નલે અમને તે જવાબ તેની ઑફિસે મોકલવાનું કહ્યું, અને અમે તેમ કર્યું. તેજ દિવસે સાંજે પ્રિન્સિપાલને બીજી નોટિસ મળી, જેમાં તેમને બીજે દિવસે સવારે ૯ વાગે કર્નલને મળવાને લખેલું હતું. પ્રિન્સિપાલ કર્નલને ઠરાવેલે વખતે મળ્યા, અને તે પાછા આવ્યા તેમની સાથે બાગનેટ ચઢાવેલી બંદુકોવાળા કેટલાક સોલ્જર આવ્યા. તેમને ૨૫૦ રૂપીઆ દંડ ભરવાનું, અથવા ત્રણ મહિના જેલમાં જવાનું કહેવામાં આવ્યું. દંડ ત્યાં ને ત્યાં ભરી દેવામાં આવ્યો. થોડા દિવસ પછી, અમારા પ્રિન્સિપાલને, બીજી કૉલેજના પ્રિન્સિપાલની માફક, ડેપ્યુટી કમિશનરની પાસેથી હુકમ મળ્યો કે આગેવાનોને શોધી કાઢી સજા કરવી. પણ 'કોના' શી 'હીલચાલના,' આગેવાનોને શોધી કાઢવા તે વિષે કશો ખુલાસો કરવામાં આવ્યો નહતો. અમે એમ સમજી લીધું કે હુકમનો અર્થ એવો થાય છે કે કેટલાક વિદ્યાર્થીઓને સજા કરવી. આ હુકમનો અમલ કરવાને માટે કૉલેજની કાઉન્સિલ મળી. કેટલાક વિદ્યાર્થીઓને ચુંટી કાઢ્યા અને સજાઓની ટીપ ઘડી કાઢી. આ ટીપ તથા રાજા નરેન્દ્રનાથનો કાગળ લઈ હું જાતે ડેપ્યુટી કમિશનર પાસે ગયો. આ કાગળમાં સજાની વીગત આપી હતી તથા જણાવ્યું હતું કે ઘણા વિદ્યાર્થીઓને સજા કરી નથી, કારણ તેમ કર્યાથી સમાજને જોખમકારક ચળવળ નાહક ઉત્પન્ન થવાનો સંભવ છે."

"આ પછી એક બે દિવસમાં અમને ઉત્તર મળ્યો કે સજાઓ પૂરતી નથી, તેમજ જોઇતી સંખ્યાના વિદ્યાર્થીઓને સજા થઇ નથી. કૉલેજ કાઉન્સિલ પાછી મળી. કેટલાક છોકરાઓનાં નામ ટીપમાં ઉમેરવામાં આવ્યાં અને બીજાઓની સજામાં વધારો કરવામાં આવ્યો. બીજે દિવસે ડેપ્યુટી કમિશનરની પાસેથી અમને કાગળ મળ્યો; જેમાં સદરહુ સજાને

માટે તેણે પસંદગી દર્શાવી હતી, તથા અગાઉ જે રૂ. ૨૫૦ દંડ લીધો હતો તેના બદલામાં રૂ. ૨૫૦ નો એક ચેક પાછો મોકલ્યો હતો." (જુ. નં. ૧૫૧)

સજા વિદ્યાર્થીઓને કૉલેજમાંથી કાઢી મૂકવાની, પરીક્ષામાં બેસતા બંધ કરવાની, વગેરે પ્રકારની હતી, અને કોઈપણ જાતની ખરી તપાસ વિના તે કરવામાં આવી હતી. તા. ૧૦મી મેને દિવસે કર્નલ જૉન્સનની વતી દયાનંદ ઍંગ્લો વેદિક કૉલેજના પ્રિન્સિપાલ ઉપર લખાયલો પત્ર, તે અમલદારની મનોવૃત્તિનો હુબેહુબ ચિતાર આપે છે. અમે તે કાંઇ-પણ ટીકા વિના અક્ષરશઃ નીચે આપીએ છીએઃ—

લાહોર (સિવિલ) કમાન્ડના સ્ટાફ ઑફિસ તરફથી, પંજાબ કલબ લાહોરમાંથી તા. ૧૦મી મે ૧૯૧૯ને રોજે દ. ઍ. વે. કૉલેજના પ્રિન્સિપાલ ઉપર લખાયલા પત્રની નકલઃ—

લાહોર (સિવિલ) એરિઆના કમાન્ડિંગ ઑફિસરે તમારા ૭મી તારીખના પત્ર ઉપર કાળજીથી વિચાર ચલાવ્યો છે. ઉત્તરમાં મને જણાવવાની આજ્ઞા થઇ છે કે કર્નલ જૉન્સન તે પત્રમાં સૂચવેલાં સજાનાં પગલાં તદ્દન અપૂરતાં ગણે છે, કારણ તેમની પાસે જે જે હકીકત આવી છે તેથી એવું સાબીત થાય છે કે તમારી કૉલેજના વિદ્યાર્થીઓએ તો રાજદ્રોહી ચળવળમાં લાહોરની બીજી કૉલેજના વિદ્યાર્થીઓને આંટવી દીધા છે. અને મને જણાવવાની આજ્ઞા થઈ છે કે જ્યાં સુધી તમારી કૉલેજની કલંકિત આબરૂને કર્નલના વિચાર પ્રમાણે ઘટે છે તેવી વધારે સજાની ટીપ તમે ન મોકલશો, ત્યાં સુધી કમાન્ડિંગ ઑફિસરને દ. ઍ. વે. કૉલેજ તરતજ બંધ કર્યા વિના અને તમામ વિદ્યાર્થીઓને આવતી પરીક્ષામાં બેસતા અટકાવ્યા વિના બીજો માર્ગ નથી.

સજાનું ધોરણ ઘડી કાઢવામાં તમને મદદ થાય તેટલા માટે મારે તમને જણાવવાનું છે કે ગવર્મેન્ટ કૉલેજમાં ૬ વિદ્યાર્થીઓને કાઢી મુકવામાં આવનાર છે, ૬ વિદ્યાર્થીઓને આગળ કોઇ પરીક્ષામાં બેસવા દેવામાં આવશે નહીં, ૬ જણને એક વર્ષ માટે કૉલેજમાં આવતા બંધ કરવામાં આવનાર છે, ૧૫ જણની સ્કૉલરશિપ બંધ થશે. અને બીજા ૧૧૨ જણને ઓછી સજા થનાર છે.

દયાળસિંહ કૉલેજમાં ૭ વિદ્યાર્થીઓને કાઢી મુકવામાં આવનાર છે. ૫ ને એક વર્ષને માટે કૉલેજમાં આવતા બંધ કરવામાં આવનાર છે, ૧૪ને એક વર્ષ નીચે ઉતારવામાં આવનાર છે, ૧૪ને ત્રણ મહિના કૉલેજમાં આવવા દેવામાં નહીં આવે, ૨ ની સ્કૉલરશિપ થોડી મુદત માટે બંધ છે, અને ૨૨૪ ને બીજી ઓછી સજાઓ થનાર છે, તથા ૨૪૫ જણ પાસેથી ભવિષ્યમાં સારી ચાલચલકત માટે સારા જેવા જામીન માગવામાં આવ્યા છે.

કમાન્ડિંગ ઑફિસર ધારે છે કે જો તમને એમ કહેવામાં આવે, કે તમે સૂચવેલી સજા કોઈપણ રીતે ઉપર જણાવેલી સજા કરતાં ઓછી ન હોવી જોઇએ, તો આ યાદીથી કદાચ તમે એવી સૂચનાઓ કરી શકશો કે જેથી તમારી કૉલેજ બંધ કરવાની તેમને ફરજ ન પડે.

મારે તમને જણાવવાનું છે કે લાહોર સિવિલ એરિઆના કમાન્ડિંગ ઑફિસર, ઇંડની રકમ બ્રિટિશ સૉલ્જરોના સુખડી ફંડમાં ભરવાની તમારી સૂચના સ્વીકારી શકતા નથી.

(સહી) ડબ્લ્યુ. બાર્ન્સ, મેજર,

સ્ટાફ ઑફિસર,

લાહોર સિવિલ કમાન્ડ.

હવે બીજો એક હુકમ લઇએ. આ હુકમથી બેથી વધારે હિંદીઓ એક હારમાં ચાલે તો તે ગુન્હો થતો હતો. એ હુકમના આરંભમાં જણાવેલું હતું કે, 'વધારે દેશીઓ કોઈ યુરોપીઅનને સામા મળે અને રસ્તો ન આપે, તો અત્યાચાર અથવા અત્યાચારની ધમકીને કારણ મળે તે અટકાવવાની જરૂર છે માટે.' 'આવા સંજોગોમાં શાંતિનો ભંગ થવાનો સંભવ છે' એમ સર ચિમનલાલને કર્નલ જૉન્સનને કહ્યું. સર ચિમનલાલે તેની પાસે કબુલ કરાવ્યું કે શાંતિનો ભંગ દેશીઓના તરફથી નહીં પણ યુરોપીઅનોના તરફથીજ થાય, અને જે યુરોપીઅન બેથી વધારે હિંદીઓને એક હારમાં ચાલતા દેખી ન શકે, તેને શાંતિનો ભંગ કરતો અટકાવવા માટે હિંદીઓએજ દુઃખ વેઠવાનું રહ્યું.

હિંદીઓની પાસેથી તેમની ગાડીઓ લઇ લેવાનો હુકમ યોગ્ય હોવા બાબત આ એક કારણ આપ્યું હતુંઃ 'લોકોને હું બરાબર બતાવી આપવા માગતો હતો, કે આવા ખેલ ખેલવા અને લાહોરમાં બળવા ઉઠાવવા એ હવે અશક્ય છે.'

કર્નલ જૉન્સનના અમલે કેવો ઘાણ વાળ્યો હતો, તે નીચેના સવાલ જવાબથી સંપૂર્ણ રીતે જણાઈ આવશેઃ—

સ—એમ કહેવામાં આવ્યું છે કે લાહોરના એક ભાગમાં એક વરઘોડો ચાલ્યો જતો હતો તેમાં દસથી વધારે માણસ હોવાને લીધે, અને તે ચાલ્યો જતો હોવાને લીધે, તેમાં શામિલ હતા તે બધાને અને વરરાજા સુદ્ધાંને પકડવામાં આવ્યા હતા, અને પુરોહિત અને બીજાઓને ફટકા મારવામાં આવ્યા હતા. આ વાત ખરી છે?

જ—હા તદ્દન સાચી વાત છે. મારા જાણ્યામાં એજ એક એવો દાખલો છે; જેને માટે દિલગીર થવા જેવું છે. મેં તે બાબત સાંભળ્યું કે તરતજ દંડ લીધેલા હતા તે પાછા આપી દેવરાવ્યા અને સિવિલ મૅજીસ્ટ્રેટને ત્યાંથી ખસેડયો.

નિદાન એક દાખલામાં પણ કર્નલ જૉન્સનને કાંઇક દિલગીરી ઉત્પન્ન થઈ, એ તેની ભલમનસાઇ ગણાય; પણ એજ એક દાખલાથી એ પણ પ્રતીત થાય છે કે ફટકાની સજા કેટલી જોખમભરી છે, અને કર્નલના બિલકુલ બિનજરૂરી હુકમથી કેવળ નિર્દોષ લોકોને કેટલી બધી પજવણી અને હેરાનગતિ થઈ.

કર્નલ જૉન્સનનાં કૃત્યો જાણે તેનાં પોતાનાં સ્વતંત્ર કૃત્યો હોય એમ ગણીનેજ આપણે અત્યાર સુધી તેનું અવલોકન કીધું છે. એમાંની ઘણી વસ્તુઓ એ પોતે કરવાને

શક્તિમાન હતા એમાં કાંઇ શક નથી, છતાં એ વિષે પણ કશો શક નથી કે એ કૃત્યોની પાછળ કર્નલ જૉન્સનનું નહીં પણ કોઇ બીજાનું ભેજું કામ કરી રહ્યું હતું. કર્નલ જૉન્સન તો સર માઇકૅલ ઓડવાયરની નીતિ અને ઉમેદોને અમલમાં મૂકી રહ્યો હતો. શ્રીયુત મનોહરલાલને પકડવામાં આવ્યા હતા, કારણ તેઓ ટ્રિબ્યુનના ટ્રસ્ટી હતા. એ સ્વતંત્ર વર્તમાનપત્રનો નાશ કરવો એવો નિશ્ચય થયો હતો, ટ્રિબ્યુનના કાબેલ સંપાદક શ્રીયુત કાલિનાથ રાયે પોતાની સ્વતંત્રતાથી તેમનું ઘણી વાર દિલ દુખવ્યું હતું. સર માઇકૅલના ૭મી એપ્રિલના ભાષણ ઉપરના તેમના 'Blazing Indiscretion' (હડહડતો અવિવેક) નામના લેખે જે અધુરૂં હતું તે પૂરૂં કર્યું. એ ભાષણ કેટલા હડહડતા અવિવેકથી ઉભરાતું હતું, તે તો પાછળથી બનેલી હકીકતોથી જણાઈ આવ્યું છે. શિક્ષિત વર્ગો પ્રત્યેના તેમના ગેરવાજબી વર્તનનો બચાવ કરનાર કોઈપણ સ્વાભિમાની માણસ તે મને ન મળી શકયો. છતાં શ્રીયુત કાલિનાથ રાયને તો બરોબર વ્યવસ્થિત રીતે પકડવામાં આવ્યા, તેમની ઉપર કામ ચાલ્યું, અને રાજદ્રોહી લખાણ માટે તેઓ તકસીરવાર પણ ઠર્યા. શ્રીયુત કાલિનાથરાયના લેખોમાં રાજદ્રોહનો શબ્દમાત્ર પણ ન હતો એમ અમે બેધડક કહીએ છીએ. તેમની ઉપર ચલાવવામાં આવેલું કામ રાજકીય જીવનમાં જરૂર રાખવી જોઇએ એવી મર્યાદા ઉપર એક અત્યાચાર હતો પ્રતાપ પત્ર ઉપર ચલાવવામાં આવેલા કામના ઘાતકીપણામાં કશી મણા નહતી. જોકે એ પત્ર થોડાજ સમય ઉપર શરૂ થયું હતું, અને તેના સંપાદકની નમ્રતા અને તેમના લખાણનુ નિર્દોષ ધાર્મિક સ્વરૂપ જગજાહેર હતાં. માર્શલ લૅાના અમલ દરમિયાન સ્વતંત્ર વર્તમાનપત્ર–લેખન અશકય થઈ પડ્યું, અને ટ્રિબ્યુન, પંજાબી, અને પ્રતાપ બંધ થયાં.

અત્યાર સુધી અમે જે હુકમોનું અવલોકન કર્યું છે તેમાં તો ઉઘાડો જુલમ કરવામાં આવ્યો હતો. 'કાયદા' અને 'ન્યાય'ને નામે જે ગુપ્ત જુલમ ગુજર્યો છે, તે વિષય ઉપર અમે હવે આવીએ છીએ. એ જુલમ માર્શલ લૅા કમિશનોનો. આ કમિશનો, શહેનશાહની સામે લડાઈ ઉઠાવવા જેવા ગંભીર ગુન્હાઓ જેમણે કર્યા છે એમ ધારવામાં આવતું હોય, તેમને ન્યાય પુરઃસર, પરંતુ તાબડતોબ ઈન્સાફ આપનારી અદાલતો હોવાનું મનાતું હતું. લાહોરના નેતાઓના ઈન્સાફના સંબંધમાં ચાલેલા કામના કાગળો અમે તપાસ્યા છે. આ નેતાઓ ૧૧ હતા. ઘણાખરા સમાજમાં બહુ ઉંચો દરજ્જો ભોગવનારા છે, અને કેટલાક તો સર માઇકૅલ ઓડવાયરને દરજ્જે પહોંચવાની લાયકાત ધરાવનારા છે. તેમાંના સાત બૅરિસ્ટર યા તો વકીલ છે. લાલા હરકિશનલાલે અમને જે જુબાની લખી આપી છે તેમાં તેમણે બેધડક કહ્યું છે, કે તેમની ઉપર આરોપો મૂકવામાં આવ્યાનું કારણ એ હતું, કે સર માઇકૅલ ઓડવાયર અર્થશાસ્ત્રી તરીકેની તેમની કીર્તિ દેખી શકતા નહતા, અને સર માઇકૅલને ન ગમે એવી હીલચાલમાં તેઓ ભાગ લેતા હતા. તેમણે જે સાહસોની આગેવાની કરી છે તે સાહસોનો નાશ કરવાને માટે કેવા હીન પ્રયત્નો કરવામાં આવ્યા હતા તેનું બયાન તેમણે પોતાની જુબાની આપ્યું છે. લાલા હરકિશનલાલ કહે છે કે તેમને હદપાર કરવામાં આવ્યા તેનું કશુંએ કારણ નહતું, અને તેમના ઉપર ચાલેલું કામ તથા તેમને તકસીરવાર ઠરાવ્યા તે બધું કારસ્થાન કેવળ બનાવટી પુરાવાના આધારેજ થયું હતું. લાલા હરકિશનલાલ માટે સર માઇકૅલને સામાન્ય રીતે જે અણગમો

હતો, તે લાલાજીના કૉંગ્રેસ ડેપ્યુટેશનમાં નીમાવાને લીધે, અને ૧૯૧૯ના એપ્રિલની આખરે તેઓ વિલાયત જવાના હતા તે વાતથી, તથા ૧૮મી ને ૧૯મી એપ્રિલે જલંધરમાં જે પંજાબ પ્રાંતિક પરિષદ્ ભરાવાની હતી તેના તેઓ પ્રમુખ ચુંટાયા હતા તેથી, વધી ગયો હતો.

તેમની અને બીજા નેતાઓની ઉપર લડાઇ ઉઠાવવાના આરોપ સર કામ ચલાવવામાં આવ્યું હતું. અમે આરોપપત્ર વાંચ્યું છે, અને તેમાં આરોપ એ છે કે આરોપીઓએ રૉલૅટ એકટની વિરૂદ્ધની ચળવળમાં ભાગ લીધો હતો, હડતાળમાં ભાગ લીધો હતો, ભાષણો કર્યાં હતાં, લંગરખાનાં ચલાવ્યાં હતાં અને અગાઉ જે સભાઓનું વર્ણન કરી ગયા તે સભાઓમાં હાજરી આપી હતી. આ લોકનેતાઓ વિરૂદ્ધ રજુ થયેલો પુરાવો અમે વાંચી ગયા છીએ, તેમજ અમે ચુકાદો પણ વાંચ્યો છે; અને અમે એવા અનુમાન ઉપર આવ્યા છીએ કે આખો ઇન્સાફ ન્યાયની વિડંબનારૂપ હતો, અને નેતાઓનાં કૃત્યોને 'લડાઇ ઉઠાવવા' બરોબર માનવાં એ તો ભાષાનો દુષ્પ્રયોગ હતો. એ પણ જોવા જેવું છે કે ન્યાયાધીશોએ માર્શલ લૉ જાહેર કરનારા જાહેરનામાને લીધે પંજાબમાં લડાઈની સ્થિતિ હોવાની વાતને સિદ્ધ વસ્તુ ગણી લીધી હતી, પરંતુ ત્યારે વ્યક્તિ વ્યક્તિને ઇન્સાફ આપતાં, પંજાબમાં બળવાની અથવા લડાઇની સ્થિતિ હોવાની વાતને તોડનારો પુરાવો દાખલ કરવાની તેમની ચોખ્ખી ફરજ હતી. આ ઇન્સાફ અને કેદથી લાલા હરકિશનને કેટલું આર્થિક નુકશાન થયું છે તેનું ધ્યાન તેમણે આપ્યું છે. તેઓ કહે છે, 'તારો કરવામાં લગભગ ૧૨૦૦ રૂપીઆ તથા ઇન્સાફમાં બાર હજાર રૂપીઆ, અને અપીલમાં પણ સારી સરખી રકમ ખરચાઈ હતી, પણ હિસાબ હજી સંપૂર્ણ તૈયાર થયો નથી. અને કામ ધંધો બંધ થવાથી ઓછામાં ઓછું ત્રણ લાખ રૂ. નું નુકશાન થયું હતું.' આટલા રૂપિયા ખોયા એ લાલાજીને ભલે કાંઈ વિસાતમાં ન હોય, પણ આ કહેવાના ન્યાય-પુરઃસર ઈન્સાફોથી ઘણાઓ ખાલી થઇ ગયાની અમને ખબર છે.

શ્રીયુત સન્તાનમ્, લાહોરમાં ૧૦ વર્ષથી વકીલાત કરતા બૅરિસ્ટર, નેતાઓ તરફથી બચાવ કરવાને માટે રોકાયલા હતા. તેમણે આ ન્યાય-સભાઓનો તાદશ ચિતાર આપ્યો છે. તેમની જુબામાંથી લાંબો ઉતારો આપતાં અમને સંકોચ થતો નથી. ૧૦મી એપ્રિલના ગોળીબાર વિષે પોતે પ્રત્યક્ષ જે જોયું તેનું વર્ણન આપ્યા પછી, અને માર્શલ લૉનાં બીજાં પરિણામો વિષે લખીને તેઓ કહે છેઃ "આ દિવસોમાં દરેક દરજ્જાના હિંદીની જે નામોશી કરવામાં આવી તેનો વિચાર દુઃખ ઉપજાવે છે, પણ જ્યારે જે સેંકડો કેદીઓને પકડી રાખવામાં આવ્યા હતા અને માર્શલ લૉ ટ્રિબ્યુનલ આગળ જેમનો ઇન્સાફ થતો હતો તે બિચારાના દુઃખનો વિચાર કરીએ છીએ, ત્યારે પેલું દુઃખ ભૂલી જવાય છે. આ લોકોને કોઇ પણ પ્રકારની કાયદાની મદદ આપનાર કોઈજ નહતું એમ કહેવામાં અતિશયતા નથી. સરકારે, બેશક, (આપણે ધારી તો લઇએ કે) બહુ ભલમનસાઇથી જેઓ પોતાનો બચાવ કરવા માટે વકીલ ન રોકી શકે તેમનો બચાવ કરવા માટે દરેક ટ્રિબ્યુનલ દીઠ એક એક વકીલ નીમ્યો હતો. પણ આ તો મહાઢોંગ હતો, કારણ આ વકીલને એકી વખતે ૧૦થી ૧૫ જણાનો બચાવ કરવો પડતો હતો; અને તે પણ

ામની સાથે મસલત કરવાને અથવા તેમનો કેસ તૈયાર કરવાને પુરતા વખત વિના. આ-ાંના કેટલાક ગૃહસ્થોએ મારી આગળ કબૂલ કર્યું છે, કે કેટલાક કેસોમાં તો તેમને દરેક મારોપી સાથે મસલતને માટે ભાગ્યેજ પાંચ મિનિટ મળી હશે, જ્યારે તેમનો બચાવ તો ડાઇ ઉઠાવવાના, કાવત્રું રચવાના, આગ લગાડવાના અને ખૂન કરવાના જેવા ગંભીર મારોપો માટે કરવાનો હતો. કામ લેવાની રીત સામાન્ય રીતે એવી હતી, કે ટ્રિબ્યુનલ ામક્ષ ઘણી વાર ૩૦ થી ૪૦ તોહેમતદારોને ઉભા કરવામાં આવતા. તેમને શા આરોપ ાટે પકડવામાં આવ્યા છે તે આગળથી કહેવામાં આવતું નહતું. તેમને ત્યાંજ તેમની ામેના આરોપ વાંચી સાંભળાવવામાં આવતા, અને ત્યાં ને ત્યાં બચાવમાં તેમને જે સાક્ષી-ોને બોલાવવા હોય તેમનાં નામ આપવાનું કહેવામાં આવતું. તેજ વખતે તેમને એમ પણ હેવામાં આવતું કે તે સાક્ષીઓને બોલાવવાને સરકાર બનશે તેટલું કરશે, પણ દરેકે દરેક ાક્ષીને રજુ કરીજ શકાશે એવી બાંહેધરી આપી શકાશે નહિ. જવલ્લેજ તેમની આગળ રિયાદ પક્ષનું પુરાવાપત્ર વાંચી સંભળાવવામાં આવતું; તેમજ પુરાવાપત્રની નકલ પણ મને લેવા દેવામાં આવતી નહતી. દરેક આરોપીને પૂછવામાં આવતું કે 'તમે વકીલ કરેલો ?' જો ન કરેલો હોય તો તેને કહેવામાં આવતું કે સરકારે નીમેલો વકીલ તેનો બચાવ રશે. આ પછી પાછા તેમને જેલમાં લઇ જવામાં આવતા, અને જે દિવસે તેમને આ-ાપ વાંચી સંભળાવમાં આવતા તે દિવસ પછી સામાન્ય રીતે ત્રણચાર દિવસે, ઇન્સાફ ાલવાનો હોય તે દિવસે, સવારના નવ વાગ્યા પહેલાં તેમને સરકારી વકીલને મળવા દેવામાં માવતા નહીં. મને કહેવામાં આવ્યું છે કે કેટલીક વાર સરકારી વકીલને કેદીઓને સવાર-ા ૭ વાગ્યાથી તે કૉર્ટમાં તેમને લઈ જવાના સામાન્ય વખત ૮॥ વાગ્યા સુધી મળવા ામાં આવતા. પણ આ છુટમાંથી કેટલો લાભ થઈ શકે તે તો ત્યારે જણાય કે જ્યારે માપણે ધ્યાનમાં લઇએ કે આ વકીલોને દરરોજ કૉર્ટમાં ૧૦ વાગે હાજર થવાનું હતું, મને દરરોજ તેમને સંખ્યાબંધ આરોપીની આખી ટોળકીનો બચાવ કરવા પડતો; એટલે ેમનો કેસ તે દિવસે ચાલવાનો હોય તેમનાજ સાથે તેઓ મસલત કરી શકતા. આ સાથે ે પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે, કે ૨૦થી તે ૩૦ માણુસોનો ગંભીર આરોપો માટે ન્સાફ સામાન્ય રીતે એકજ દિવસમાં પૂરો થઇ જતો; એટલે આ બિચારાઓને કેવો ઇ-સાફ મળ્યો હશે તેની સ્હેજે કલ્પના આવશે."

"જે લોકોની પાસે વકીલો કરવા જેટલા પૈસા નહતા તેમની જ્યારે આ દશા હતી, ્યારે જેઓ વકીલ કરી શકે એવી સ્થિતિમાં હતા તેમની દશા આથી વધારે સારી નહતી, ારણ કે પૈસા આપવાને તૈયાર છતાં તેમના કેસ ચલાવનાર કોઈ સારો વકીલ તેમને મળી ાકતો નહીં. પહેલી મુશ્કેલી તેમને એ નડતી કે કયે દિવસે કયા આરોપીને ટ્રિબ્યુનલ આગળ ડો કરવામાં આવશે અને તપાસાશે તેની કોઈને ખબર નહતી. આવી સ્થિતિમાં સારા ફીલો અગાઉથી કેસની તારીખ પોતાને અનુકૂળ પડશે કે નહીં તે બિલકુલ જાણ્યા વિના ફીલપત્ર લઈ શકતા નહીં."

"બીજી મુશ્કેલી એ હતી કે ઘણાખરા વકીલોએ એ પ્રકરણમાં કાંઇ નહીં તો કાંઈ ભાગ ાધો હોવાથી અને એ વાત ત્યારની સરકારને ખૂંચતી હોવાથી, તેઓને હમેશાં દહેશત

રહેતી હતી કે રખેને પકડાવાનો વારો હવે તેઓનો આવશે, એટલે કહેવાતા રાજ્ય ઉંધું વાળનારાઓના કેસ લઇને દુઃખનો દહાડો ઢુંકડો લાવવાનું કોઇને ગમતું ન હતું. ત્રીજું અને સૌથી વધારે અગત્યનું કારણ એ હતું, કે સામાન્ય રીતે એમ મનાતું કે આવા કેસો લેનારા વકીલોને સરકાર રાજદ્રોહી અને રાજ્ય ઉંધું વાળનારા તરીકે લેખે છે, એટલે આવી રીતે કેસ લીધો કે તુરતજ માણુસ ફાંસામાં આવી જાય. આ માન્યતાને માન. મીઆં મહમ્મદ શફી જેઓ હાલ વાઇસરૉયની કાયદા બજાવણી સભાના સભ્ય છે તેમના વર્તનથી પુષ્ટિ મળી. શેઠ રામપ્રસાદના એક સગાએ તેમને પોતાનો બચાવ કરવા માટે રોકયા હતા. આ પછી થોડા દિવસ બાદ મિ. શફીએ વકીલપત્ર પાછું વાળ્યું, અને મને ભરોસાદાર માણુસો પાસેથી ખબર મળી છે કે પાછી વાળવાના કારણુ તરીકે તેમણે એ કારણુ આપ્યું હતું, કે સરકારના એક મ્હોટા અમલદારે તેમને સૂચના કરી હતી કે તેમનું પગલું સરકારને પસંદ ન હતું. પહેલેથી જ જે વકીલમંડળ નાહિંમત થઇ બેઠું હતું, તેના ઉપર આ બનાવની શી અસર થાય તે કલ્પવી મુશ્કેલ નથી, એટલે તેનું વર્ણુન આપવાની જરૂર નથી.

"મારો પોતાની જાતનો અનુભવ એવો છે કે સરકારને એ વાત પસંદ હોય કે ન હોય, એટલું તો સ્પષ્ટ હતું કે તે વખતે તો પોલીસની હાક વાગતી હતી અને પોલીસને એ વાત ગમતી નહતી. ૧૯૧૯ના મે સુધી તો સુભાગ્યે, ગુપ્તચરોના ચારે હાથ મારા ઉપર ન હતા. પણુ મેની ૧૪મીએ લાહોરના નેતાઓના કેસ તરીકે જાણીતા થયેલા લાલા હરકિશનલાલ અને બીજાઓના કેસમાં આરોપી તરફથી મને રોકવામાં આવ્યો અને કેસ બીજી કોર્ટમાં બદલવા માટે અરજી લઇને, તથા બહારથી વકીલો લાવવાની પરવાનગી માટે મારે સિમલા જવું પડયું, જ્યાં કાંઇ દાદ મળી ન હતી. પણુ આટલું જ કાર્ય ગુપ્તચરખાતા માટે તો પુરતું થઇ પડયું, કારણુ જ્યારે હું સિમલાથી આવ્યો ત્યારે મને ખબર પડી કે ગુપ્તચરો મારી ગેરહાજરી દરમ્યાન નિયમિત રીતે મારા ઘર આગળ પહેરો ભરતા હતા, અને મારા ઘરનાં માણુસોને વખતોવખત ડરાવતા હતા. ત્યારથી હમેશાં એ લોકોએ મારો કેડો પકડયો છે, અને મારી હીલચાલની ખબર રાખી છે, અને હમણાં થોડા વખત થયાં જ આ તેમની અળખામણી મહેરબાની કંઇક ઓછી થઇ જણુાય છે.

"મેં ઉપર કહ્યું છે તે ઉપરથી સ્પષ્ટ થશે કે આરોપીઓનો બચાવ કરનાર કોઇ જ ન હતું અને સરકારની નેતાઓને તાબડતોબ તકસીરવાર ઠરાવી કેદમાં મોકલવાની નેમ કાંઈ પણુ વિરોધ વિના પાર પડી. બહારના વકીલોને માર્શલ લૉ ક્ષેત્રમાં આવતા અટકાવનારા હુકમનો હેતુ એ જ હતો કે ત્યાં જે અત્યાચારો ચાલી રહ્યા હતા તે વિષે ખરી વાત બહાર જગતને જાહેર ન થાય, અને કામ ચલાવવાની ન્યાય પુરઃસર રીતને બ્હાને જે રાક્ષસી અન્યાય ચાલી રહ્યો હતો તેની સામે બહાર કાંઇ ચળવળ ઉભી થવાનો સંભવ ન રહે.

"મજબૂત બચાવ રજુ કરવાના માર્ગમાં આટલી મુશ્કેલીઓ મૂકીને આ ન્યાયસભાઓ ધરાઈ નહીં; આગળ વધીને તેઓએ એવાં એવાં કામો કીધાં કે ડોસીનો ન્યાય આપનારી દિવાની કે લશ્કરી અદાલતો પણુ તેવાં કામ કરતાં ડરે. વાઇસરૉયના ઓર્ડિ-

ન્સ (આપખુદી કાયદાથી) અદાલત બનાવનાર અધિકારીને "જાહેર શાંતિ જાળવવાની ખાતર જ્યાં જ્યાં જરૂર લાગે ત્યાં ત્યાં" સમરી જનરલ કૉર્ટ માર્શલના અધિકારોવાળી કોઈ પણ અદાલત, નીમવાની સત્તા આપવામાં આવી હતી. પણ ચારે માર્શલ લૉ ટ્રિબ્યુનલે ચલાવેલા ઇન્સાફ હરહમેશ સમરી જનરલ કૉર્ટ માર્શલ, અથવા તો જે 'ડ્રમહેડ' કૉર્ટ માર્શલ કહેવાય છે તેની સત્તા પ્રમાણે જ ચલાવવામાં આવ્યા હતા. હું અહીં એટલું પણ સ્પષ્ટ કરી દઉં કે આ કૉર્ટ માર્શલો, રણાંગણમાં લશ્કરી જરૂરને લીધે કાયદાની બધી પ્રણાલિ કલમે કલમ અમલમાં મૂકી શકાય નહીં તે ખાતર રણાંગણમાં લડતાં લશ્કરોને માટે જ બનાવવામાં આવે છે.

"કેસોમાં રોકાયલા વકીલોનો મર્તબો ભાગ્યેજ જળવાતો, અને તેમને એમ દેખાડી દેવાતું કે તેઓને ત્યાં કેવળ ન્યાયસભાની મહેરબાનીથી જ ઉભા રહેવા દેવામાં આવ્યા છે, અતિશય યોગ્ય માગણીઓ અતિશય ઉદ્ધતાઇથી કાઢી નાંખવામાં આવતી, અને કેટલીક વાર વકીલોનાં દેખીતાં અપમાન પણ થતાં.

"વકીલ પોતે ટુંક નોંધ લઈ લે તે ઉપરાંત ચાલેલા કામનો હેવાલ તોહોમતદાર તરફથી લેવાની બિલકુલ મનાઈ હતી. કૉર્ટ બનાવનાર અધિકારીએ આવો હુકમ પણ કાઢયો હતો તેની નકલ હું સાથે જોડું છું.

"ચાલેલા કામનો કૉર્ટ તરફથી જે હેવાલ લેવામાં આવતો તે સામા પક્ષની અતિશય વિરૂદ્ધ લેવામાં આવતો, ત્યારે ઉલટ તપાસમાં મળેલા ઉત્તરો, ખાસ કરીને તે આરોપીના લાભમાં હોય ત્યારે, વકીલની વારંવાર થતી માગણી છતાં પણ, ઘણેખરે ભાગે લખી લેવામાં નહીં આવતા. કમિશનરો સામાન્ય રીતે એ જવાબ આપતા કે તેઓ સમરી જનરલ કૉર્ટ માર્શલ તરીકે કામ લેતા હોવાથી તેમના પોતાના ઉપયોગ માટે જે ટુંકી નોંધ રાખવી પડે, તે ઉપરાંત તેઓ કાંઈ હેવાલ રાખવાને બંધાયલા ન હતા. આનું પરિણામ એ આવ્યું જોવામાં આવશે કે જે હેવાલોની નકલ કૉર્ટો તરફથી આપણને મળે છે તેમાં ફરિયાદી પક્ષ તરફથી અપાયલા પુરાવાના પાનાંનાં પાનાં પછી, ઉલટ તપાસને બે ચાર ઉપર ટપકે લખાયલી લીટીમાં ઉડાવી દેવામાં આવી છે, અને આ બે ચાર લીટીઓમાં પણ માત્ર અતિશય નકામા જવાબો જ ઘણેખરે ભાગે લખાયલા છે. દાખલા તરીકે હું લાહોરના નેતાઓના કેસમાં ફરિયાદી તરફથી સાક્ષી નંબર ૨૯ તરીકે મરતબ અલિશાહ નામના એક પોલિસ સબઈન્સ્પેકટરે જે સાક્ષી આપી હતી તે લઇશ. તેની અર્ધો કલાક સુધી ખૂબ આકરી ઉલટ તપાસ થઈ હતી, અને જો તે બરોબર લખી લેવામાં આવી હોત તો ચોખ્ખું જણાઇ આવત કે બીજા બધા સાક્ષીઓ કરતાં આ સાક્ષી તો છેકજ તુટી ગયો હતો. પણ હેવાલમાં તો આ ઉલટ તપાસ બે લીટીમાં પતાવવામાં આવી છે, અને આ માણસના પુરાવા ઉપર કમિશનરોએ પોતાના ફેંસલાનો આધાર રાખ્યો છે.

"ઉલટ તપાસને માટે પણ યોગ્ય અને ઘટતી સગવડ આપવામાં આવતી ન હતી. ઘણી વાર વકીલોને ઉલટ તપાસમાં અમુક સવાલ જ પૂછવાનું કહેવામાં આવતું, અથવા તો તેમના સવાલો મુદ્દાના હોય કે ન હોય તોપણ અમુક વખતમાંજ પુરા કરવાની તેમને તાકીદ મળતી. ફરિયાદી પક્ષના સાક્ષીઓને સારી રીતે બચાવી લેવામાં આવતા, અને

કમિશનરો તરફથી ઘણીક વાર, જે પાકા મુદ્દાના સવાલો હોય તોપણ જો તેનો જવાબ મુકદ્દમાના લાભમાં નહીં આપી શકાતો હોય તો તેવા સવાલોના જવાબ ન આપવાનું તેમને કહેવામાં આવતું. તેમજ વકીલો તરફ ઉદ્ધતાઇ બતાવવાનું પણ તેમને ઉત્તેજન આપવામાં આવતું.

"ઘણી વાર જયારે કોઈ સાક્ષી ફસાઈ જતો અને જવાબ દેતાં અચકાતો ત્યારે કમિશનરો તેને કહેતા: 'જો તમને યાદ નહીં હોય તો તે પ્રમાણે કહો. અને તુરત સાક્ષી આ સૂચનાને ગ્રહણ કરતો, અને ચટાચટ જવાબ દેતો, 'મને યાદ નથી.' ખાસ યુરોપીઅન સાક્ષીઓને જે રીતે બચાવી લેવામાં આવતા હતા તે તો કેવળ હાસ્યજનક હતું. કોઈપણ સવાલ તેમને ગુંચવીને તેમણે અગાઉ કહેલાની વિરૂદ્ધ તેમની પાસેથી કઢાવવાને પૂછવામાં આવતા, તો તે સવાલ ફિતુરી ઠરાવવામાં આવતા. ઘણી વાર એક સાક્ષીને કોઈ બનાવ વિષે જુબાની આપ્યા પછી, તે જ બનાવની બીજી કોઇ વિગત વિષે પૂછવામાં આવતું, તો તરતજ તે પોતાનો બચાવ કરી લઇને કહેતો, 'મને યાદ નથી.' આ પછી તેની યાદદાસ્ત તાજી કરી આપે અને તેની પાસે ખરો જવાબ કઢાવે એવો કોઇ પણ સવાલ તેને પૂછી શકાય જ શેનો? અને જો તમે તેવો સવાલ પૂછો તો કમિશનરો તરતજ વચ્ચે પડતા અને ધમકી આપતા, 'તમે સાંભળતા નથી કે સાક્ષી કહે છે કે મને યાદ નથી.' ઉપર પ્રમાણેની હકીકતનું ધ્યાન આપતાં લાહોરના નેતાઓના કેસનો ચુકાદો આપનારી માન. મિ. જસ્ટિસ લેસ્લી–જોન્સના પ્રમુખપણા નીચેની ટ્રિબ્યુનલના મારા :પોતાના અનુભવની હું વાત કરી રહ્યો છું.

"કેસ પૂરો થવા આવે એટલે ભાગ્યેજ કાંઈ દલીલ કરવા દેવામાં આવતી. કેટલીક વાર તો દલીલ પૂરી કરવાની મુદ્દત પણ ઠરાવવામાં આવતી. કાયદાના જે વાંધા લેવામાં આવતા તે અતિશય તિરસ્કાર પૂર્વક કાઢી નાંખવામાં આવતા. ગુજરાનવાલાના નેતાઓના કેસમાં જયારે હું મિ. જસ્ટિસ બ્રૉડવેના પ્રમુખપણા નીચેની ટ્રિબ્યુનલ આગળ ઉભો રહ્યો હતો, ત્યારે પ્રિવી કાઉન્સિલમાં આજે હકુમત વિષે લેવામાં આવેલા તમામ વાંધાઓ દર્શાવતી એક દરખાસ્ત મેં રજુ કરી હતી. પહેલાં તો કમિશનરે મને સાંભળવાની પણ ના પાડી, અને કહ્યું કે 'તમારી દરખાસ્ત નિકાલ માટે કૉર્ટ બનાવનાર અધિકારીને મોકલવામાં આવશે.' આની હું સામો થયો, અને 'આર્મી ઍક્ટ' ની એક કલમ ટાંકીને તેમાંથી એક સાદો સિદ્ધાન્ત રજુ કર્યો કે કૉર્ટ બોલાવનાર અધિકારીને કૉર્ટ નીમ્યા પછી કૉર્ટના કેસના સંબંધમાં કશો અધિકાર રહેતો નથી, અને બધા સવાલનો નિકાલ કરવાનો કૉર્ટનેજ રહે છે, ત્યારે તેણે મને માંડમાંડ દલીલ કરવાની રજા આપી, જો કે મેં જે સાતઆઠ હકુમતના મુદ્દા ઉભા કર્યા હતા તેની ઉપર દલીલ કરવાને મને માત્ર અર્ધો કલાક આપવામાં આવે છે એવી સૂચના પણ સાથે સાથે કરવામાં આવી. પણ મારા વાંધાઓ તો ઉવી ગયા અને મેં તે દલીલ શરૂ કરી. મારી દલીલની મધ્યમાં જ સરકારી ઍડવોકેટ મારી એક ટીકાની સામે વાંધો લેવાને ઉભા થયા. કમિશનર તરતજ વચ્ચે પડયા અને કહ્યું: 'મિ. હરબર્ટ શા માટે તમે નકામા વાંધો લો છો, એથી તો ઉલટા એ વધારે વખત લેશે. એને જે કરવું હોય તે કહેવા દો એટલે છેડો છૂટે.' અર્ધા કલાકથી કંઇક વધારે વખત પછી મને મારી દલીલ પૂરી કરવાને કહેવામાં આવ્યું, કારણ મારી હવે વધુ માત્ર પાંચ જ મિનિટ રહેલી હતી. મારે ન છુટકે માનવું પડયું, અને કૉર્ટે બીજા પક્ષને કાંઈ ઉત્તર આપવાનું

કર્યા વિના પોતાનો હુકમ પસાર કર્યો. તે હુકમમાં મેં લીધેલા માત્ર થોડાજ વાંધાનો ઉપર-ચોટીઓ વિચાર કરવામાં આવ્યો છે અને બાકીનાની કાંઈ ગણત્રીજ થઈ નથી.

આવા સંજોગોની અંદર જે સુનાવણીઓ ચાલી તે તો ફારસ માત્ર હતી, અને ખરો ઈન્સાફ આપવાની કોઇની દાનત ન હતી, તો ખરો ઈન્સાફ થાય તો શેનો જ ? હું જે બે ટ્રિબ્યુનલોની સમક્ષ ઉભો રહ્યો છું તેમની સામેનો મારો અનુભવ અતિશય દુઃખકારક અને નામોશી ભરેલો છે, અને તે ખાસ કરીને આવો છે કારણ બંને અધ્યક્ષ ન્યાયાધીશો આગળ હાઈકોર્ટના વધારે શાંત વાતાવરણમાં ઉભા રહેવાનું મને માન અગાઉ મળેલું છે, અને તે વેળા મેં તેમને કાંઈ નહીં તો ન્યાયાનુરુપ મર્યાદાથી વર્તતા જોયા છે. માર્શલ લૉના મારા અનુભવે તો મને કંઇક ઔરજ રંગ દેખાડયો છે, જે ન્યાયાધીશો હાઈકોર્ટના વાતાવરણમાં ન્યાયના આચાર અને રુઢિને માન આપી તોહોમતદાર અને તેમના વકીલને અતિશય નિષ્પક્ષ ભાવથી સાંભળતા તેજ ન્યાયાધીશોને માર્શલ લૉના વાતાવરણમાં મર્યાદાના તમામ નિયમો આઘા મૂકતા, અને મનુષ્યના જીવ જવાની જ્યાં વાત હોય તેવા પ્રસંગોમાં પણ ન્યાયાધીશ તરીકે નાલાયક થઈ પડેલા મેં જોયા."

કેવળ નેતાઓને જ પકડીને તેમના ઉપર કામ ચલાવવામાં આવ્યું હતું એમ નહતું. માર્શલ લૉ કમિશનો આગળ બીજા અનેક જણની ઉપર કામ ચાલ્યું હતું, અને અનેક જણની ઉપર કહેવાતી સંક્ષિપ્ત અદાલતો આગળ કામ ચાલ્યું હતું. અમારી પાસે એક કોષ્ટક આવ્યું છે જેમાંથી ખબર પડે છે કે ૬૪ જણાઓની ઉપર કમિશનો આગળ કામ ચાલ્યું હતું, આમાંના ૮ની ઉપરથી આરોપ કાઢી નાંખવામાં આવ્યા હતા. ૩૫૦ ઉપર સંક્ષિપ્ત અદાલતો આગળ કામ ચાલ્યું હતું, તેમાંથી ૧૦૨ ની ઉપરથી આરોપ કાઢી નાંખવામાં આવ્યા હતા, અને ૪૦ જણને પકડીને તેમના ઉપર કામ ચલાવ્યા વિના, અને અનેક દિવસ—દાખલા તરીકે શ્રીયુત મનોહરલાલ જેવાને તો એક મહિનાથી વધારે— પોલીસના હવાલામાં રાખીને છોડી દેવામાં આવ્યા હતા.

આ પ્રમાણે, લાહોર, જેનો કશો દોષ નહતો, જ્યાં અમલદારોની સાથે સમજુતી કરવામાં બાકી રહી નહતી, જ્યાંના લોક—નેતાઓએ અમલદાર વર્ગની સેવા બજાવવામાં મનુષ્યથી થાય તેટલું કર્યું હતું, તે લાહોરની ઉપર માર્શલ લૉ નાંખવામાં આવ્યો. અને તે પણ એવા અમલદારના અમલ નીચે કે જે પથ્થરના હૈયાના ક્રૂર અને જે લોકોને તેને પલ્લે પડવાનું અભાગ્ય પ્રાપ્ત થયું હતું તેમની લાગણીઓ અને ભાવોની બિલકુલ અવગણના બતાવનારો નીવડયો. સ્થાનિક સંજોગોની અમારી માહીતી પ્રમાણે અમને તો લાગે છે કે માર્શલ લૉ કેવળ બિનજરૂરી હતો, જરૂરી હોય તો પણ તે યોગ્ય કરતાં વધારે મુદત લંબાવવામાં આવ્યો હતો, અને તેનો અમલ નિર્દય અને રાક્ષસી રીતે થયો હતો; અને માર્શલ લૉ કમિશન અથવા સમરી અથવા એરિઆ ઑફિસરની કૉર્ટ કહેવાતી કૉર્ટો દ્વારા પણ અકથનીય અન્યાય કરવામાં આવ્યો હતો.

---

## ૪ કસુર.

લાહોર જીલ્લામાં, લાહોરથી ૪૦ માઈલ દૂર આવેલું કસુર એક અગત્યનો કસબો છે. મુખ્ય રેલરસ્તા ઉપર એ એક અગત્યનું સ્ટેશન છે, અને ૨૪૦૦૦ની વસ્તીવાળું હોઈ એ

એક સાફ જેવું વેપારનું મથક છે. ૬ઠી એપ્રિલે કાસુરમાં બિલકુલ હડતાળ પડી નહતી. ૧૦મી એ કશું બન્યુ નહતું, પણ ૧૧મી એ શ્રીયુત ગાંધીના પકડાવાની અને ડા. કિચલુ અને સત્યપાલના હદપાર થવાની ખબર કાસુરમાં સ્હવારના પહોરમાં પહોંચી ગઈ હતી. એટલે દિવસના થોડા કલાક હડતાલ પડી, અને સાંજે જાહેર સભા થઇ. ભાષણો એવાં તો અપવાદ ન લેવા જેવાં હતાં કે કાસુરના આગેવાન વકીલોને એ ભાષણો માટે કોર્ટ ચઢાવવાની ભારે ઉમેદ છતાં તેમનાં ભાષણોમાં સરકારને ગુન્હા ભરેલું કશું જણાયું નહીં. અમે જાણીએ છીએ કે સબ ડિવિઝનલ ઑફિસર મિ. માર્સડને ભાષણો વિષેની બાબત ઉપર ખૂબ ભાર મૂકયો હતો, અને હંટર કમિટી આગળની પોતાની જુબાનીમાં તેણે એમ કહેલું કે વકીલોએ, પોતાની નિરંકુશ વાતચીતોથી અને રોલૅટ ઍકટ બરાબર ન સમજાવીને અશાંતિનું વાતાવરણ ઉત્પન્ન કર્યું હતું. વાતચીત દરમ્યાન કોઇ પણ માણસે રોલૅટ ઍકટ વિષે ગેર સમજુતી કરી હતી કે નહીં તેની અમને ખબર નથી. ધારાસભાના અથવા અમલ બજાવણી કરનાર અધિકારી વર્ગનાં લોકોને અણખામણાં થઈ પડેલાં કૃત્યો વિષે થોડી ઘણી અત્યુક્તિ અને થોડી ઘણી ગેરસમજુતી, દુર્ભાગ્યે, કોઇ પણ સમાજમાં થયા વિના રહેતી નથી; પછી તે સમાજ ભલે ને ગમે તેટલો સુવ્યવસ્થિત અને સંસ્કૃતિ–સંપન્ન હોય. પણ અમે માનીએ છીએ કે કાસુરના વકીલોએ ઍકટના દુષ્પરિણામો વિષે કાંઈ પણ અતિશય પડતી ખબર ફેલાવી નહતી. ઍકટના વિવેચન દરમ્યાન અમે બતાવી ગયા છીએ કે એનાં દુષ્પરિણામો એવાં ભયંકર છે, કે તે છે તેના કરતાં વધારે ભયંકર ભાગ્યેજ બતાવી શકાય; કારણ એ ઍકટ જ્યાં લાગુ પાડી શકાય ત્યાં તે મનસ્વીપણાનું સામ્રાજ્ય કાયમ કરી આપે છે.

૧૨મી એપ્રિલે તો સંપૂર્ણ હડતાલ પડી. ૧૧મીએ લોકોનો જે મિજાજ હતો તેના કરતાં આજે જૂદોજ હતો. હંટર કમિટી આગળ એક સાક્ષીએ આપેલી જુબાની અમે માનીએ છીએ, તે પરથી લાગે છે કે કેટલાક લોકોએ અમૃતસરથી આવીને ત્યાંના બનાવોનો અતિશયતા ભરેલો ચિતાર આપ્યો હતો, અને કાસુરના તોફાન કરવાને પ્રેરી શકાય એવા, અથવા બદમાશ લોકોનાં મન ઉશ્કેર્યાં હતાં. પરવારતાઓ અને વચલા વર્ગના લોકો ભેગા થયા, સ્ટેશને ગયા, અને તેને સળગાવવા માંડયું. ટાળાની ધારણા વિષે સાંભળી સ્ટેશન ઉપર દોડી ગયેલા આગેવાનોએ બત્તીના ઓરડામાં લગાડેલી આગ–સ્હેલાઈથી હોલવી નાંખી. અહીં વળ્યું નહીં એટલે ટાળું સિગ્નલ સ્ટેશને ગયું. ત્યાં એક ટ્રેઈન તેજ વખતે આવીને ઉભી હતી. ટાળાંએ ઇરેટેડ વૉટરની બાટલીઓવાળો ડબ્બો ખાલી કીધો, અને કેટલાક યુરોપીઅનોને જોઇને તેમના ઉપર નામોશી ભરેલો હુમલો કર્યો. પણ આમાં પણ ટાળાનો પ્રયત્ન નિષ્ફળ ગયો, કારણ બરાબર તકે મિ. ગુલામ મોહીઉદ્દીન નામના કાસુરના એક પ્રસિદ્ધ વકીલ અને તેમના મિત્રો આવી પહોંચ્યા, અને તેઓ મિ. અને મિસિસ શેરબોર્ન અને તેમનાં છોકરાંને એક સુરક્ષિત સ્થળે લઇ ગયા. ટ્રેઇન આગળ ચાલી, તેમાં બે કિંમતી જીવો હતા—બે અંગ્રેજ સોલ્જરો. ટ્રેઇન સ્ટેશને પહોંચતાંજ પેલા સોલ્જરોને લાગ્યું કે નાશી જવાથીજ બચી જવાય એમ છે. તેઓ ટ્રેઇનમાંથી ઉતર્યા અને શોરબકોર કરતાં ટાળાં ઉપર કેવળ પોતાના બચાવની ખાતરજ ગોળીબાર કર્યો. પણ ગોળીબારની ટાળા ઉપર કાંઇજ અસર થઇ નહીં, સિવાય કે તેમનું ઝનુન ઉલટું

વધી ગયું, અને આ બે નિર્દોષ અંગ્રેજોને નિર્દય રીતે માર મારી તેણે તેમના પ્રાણ લીધા. પંજાબમાં જે અત્યાચારો થયા, તેમાં કદાચ નિર્દોષ સોલ્જરોનાં આ નિષ્કારણ ખૂન જેવો પાશવ, ઘાતકી અને હિચકારો અત્યાચાર ભાગ્યેજ બીજો કોઇ થયો હશે. અમૃતસરમાંના ટોળાનું વર્તન બચાવ ન કરી શકાય એવું ગણવુંજ જોઇએ, છતાં ડા. કિચલુ અને સત્યપાલના પકડવાથી અને ગાડીઓના પૂલની પાસે ગોળીબાર થવાથી તે ટોળાંને ખીજવાટનું બેવડું કારણ મળ્યું હતું, અને તેથી તેમનો ગુન્હો કાંઇક ઓછો થાય એમ છે. પણ આ અત્યાચારો માટે જેટલો તિરસ્કાર દર્શાવીએ તેટલો ઓછો છે, પોતાના ક્રોધના નિર્દોષ ભોગોના રકતથી મસ્ત થઇ આ તોફાનીઓ મુલ્કી કચેરીઓ તરફ ઉપડયા અને તેને સળગાવી. આખરે પોલિસને તેમના ઉપર ગોળીબાર કરવાનો હુકમ મળ્યો અને ગોળીબાર થયો એટલે તેઓ વિખરાઈ ગયા.

દરેક જગ્યાએ તોફાન માત્ર થોડા કલાકમાં શમી ગયાં એ વાત જોવા જેવી છે. કાસુરમાં પણ થોડાક કલાકમાં પાછી શાંતિ વ્યાપી રહી. આ બધા બનાવોની તપાસ ઉપરથી અમને જણાયું છે કે ટોળાંઓનાં તોફાન એકાએકજ ફાટી નીકળ્યાં હતાં, કોઇ ઇરાદાપૂર્વક પ્રયોજેલા કાવત્રાનાં પરિણામ નહતાં. અમલદારો કાંઇ પણ મુસ્કેલી વિના ધરપકડ કરી શકયા હતા. મિ. માર્સ્ડનને હિંદી સબડિવિઝનલ ઑફિસરની જગ્યાએ મોકલવામાં આવ્યા; અને ૧૬મી એપ્રિલે માર્શલ લૉ જાહેર થયો.

માર્શલ લૉનો અમલ કર્નલ મૅકરીના હાથમાં સોંપવામાં આવ્યો હતો, તેમના પછી કૅપટન ડવટન આવ્યા. કેટલીક બાબતમાં આ અમલદારો પોતાની શોધક શક્તિમાં, એ જવાબદારીમાં અને જેમના સંબંધમાં તેમના હુકમ કાઢવામાં આવ્યા હતા તે લોકોની લાગણી અને ભાવની અવગણનામાં, એમના ભાઇબંધ અમલદારોને પણ ટપી ગયા, લૉર્ડ હંટર કમિટીની આગળ પડેલી જુબાનીમાંથી, તેમનાં કાર્યોનો અમે સંક્ષિપ્ત સાર આપીએ છીએ. પહેલી ધરપકડો તા. ૧૬મીએ શરૂ થઇ; ટાઉનહૉલ આગળ જાહેરનામું કાઢીને પરેડ કરાવવામાં આવી, અને માર્શલ લૉનું મંગળાચરણ થયેલું પ્રગટ કરવાને માટે બાબા ધનપતરામ નામના એક વયોવૃદ્ધ અને જૂના પ્રતિષ્ઠિત વકીલને પકડવામાં આવ્યા. તેમની ઉંમર ૬૫ વર્ષની છે. તેમને લાહોર સેંટ્રલ જેલમાં ૪૬ દિવસ કેદ રાખવામાં આવ્યા, અને પોતાના પકડાવાનું કશું કારણ જાણ્યા વિના તેમને ૧લી જૂને છુટકારો થયો. તેજ દિવસે બીજા ૨૧ જણને પકડવામાં આવ્યા, બીજે દિવસે બીજા ૩ જણને પકડવામાં આવ્યા. તા. ૧૮મી એ ૪ જણને અને તા. ૧૯મીએ ૪૦ જણને પકડવામાં આવ્યા. બધા મળી ૧૭૨ જણને પકડવામાં આવ્યા. આમાંના ૯૭ જણને તો સુનાવણી થયા વિના છોડી દેવામાં આવ્યા. ૭૫ જણની ઉપર કામ ચાલ્યું તેમાંના ૫૧ જણ ખરેખર તકસીરવાર ઠર્યા. પકડાયલા માણસોમાં મોલવી ગુલામ મોહીઉદ્દીન અને મોલવી અબદુલ કાદર પણ હતા, જો કે મિ. અને મિસિસ શેરબોર્નને તેમણે જ બચાવ્યાં હતાં, અને બીજી રીતે, ટોળાંઓનાં અત્યાચારને અંકુશમાં રાખવાને માટે જ પોતાનો વગ વાપર્યો હતો. આ આગેવાનોમાંના ઘણાખરાઓનાં ઘરની કાંઇ પણ કારણ વિના જડતી લેવામાં આવી. ૧૯મી મેએ સ્ત્રીઓ અને નાનાં છોકરાંને બાદ રાખી કાસુરના તમામ લોકોને, ઓળખી શકાય તે માટે સ્ટેશન ઉપર હાજર રહેવાનો હુકમ કરવામાં આવ્યો. તેમને બધાને બે વાગ્યા સુધી બળતા

તાપમાં ઉઘાડે માથે બેસવાની ફરજ પાડવામાં આવી, અને તેમને ખાવા પીવાનું કશું મળ્યું નહીં. લૉર્ડ હંટરની આગળ એક સાક્ષીએ કહ્યું હતું તે પ્રમાણે આમ કર્યાથી પુરાવો ભેગો કરવા માટે તો કાંઇ શુક્રવાર વળે એમ હતું નહી—અમને કાયદાનો અને પુરાવો ભેગો કરવાની અને તોલી જોવાની રીતનો કાંઇક અનુભવ છે એટલે અમે નિઃસંકોચ કહી શકીએ છીએ, કે આવી રીતે પરેડ કરાવવાથી ખરી ઓળખાણ સાબીત કરી આપવાનું બનવું અશકય છે, અને આવી રીતે મેળવવામાં આવેલી ઓળખાણની સાબીતીની કાંઇ પણ કીંમત આંકી શકાય એમ નથી. અમને સંદેહ છે કે આ કહેવાતી પરેડ આખા શહેરનું અપમાન કરવાને અને ત્રાસ વર્તાવવાને માટેજ કરવામાં આવી હતી. કારણ લોકો ભેગા થયા એટલે જડતીમાં ટુકડીઓ ખાસ તપાસ કરવા માટે મોકલવામાં આવી હતી કે કોઇ ગેરહાજર તો નથી રહ્યું. આ ટુકડીઓને જોઇને બિચારી અરક્ષિત સ્ત્રીઓની શી દશા થઇ હશે તેની કલ્પના કરવી મુશ્કેલ નથી.

કાસુરમાં જે સુનાવણીઓ થઈ તે દરમ્યાન ૪૦' માણસોને ફટકાની સજા થઇ હતી. કુલ ૭૧૦ ફટકા મારવામાં આવ્યા હતા. સ્ટેશન પ્લૅટફૉર્મ ઉપર ફટકા મારવાનો થાંભલો ઉભો કરવામાં આવ્યો હતો. શાળાના વિદ્યાર્થીઓને પણ ફટકાની સજા થઈ હતી. એમ ધારવામાં આવે છે કે એક શાળાના મુખ્યાધ્યાપકે એવો રિપોર્ટ કર્યો કે 'મ્હારા વિદ્યાર્થીઓ બેકાયદા થતા જાય છે, માટે લશ્કરી મદદ મળે તો સારૂં.' એટલે કમાન્ડિંગ ઑફિસરે સૂચના કરી કે કેટલાક છોકરાઓને ફટકા મારવા. આ ઉપરથી આ અને બીજી એક શાળાના છોકરાઓને ભેગા થવાનો હુકમ થયો. મુખ્યાધ્યાપકને ૬ છોકરાઓ ચુંટી કાઢવાનું કહેવામાં આવ્યું. તેણે ખાસ ઉંચી વર્ણના નહીં એવા વિદ્યાર્થીઓ પસંદ તો કર્યા, પણ તેઓ શરીરે અશક્ત હતા. આથી કમાન્ડિંગ ઑફિસરે એ છોકરાઓને નાપસંદ કર્યા અને મિ. મારર્સ્ડનને બીજા છોકરાઓ ચુંટી કાઢવાનું કહ્યું. આ ઉપરથી ફરિયાદી શાળા અને બીજી શાળામાંના છોકરાઓમાંથી બીજી એક ચુંટણી કરવામાં આવી, અને તેનું ધોરણ બીજું કાંઇજ નહીં પણ એ હતું કે સજા ખમવાને સશક્ત હોય તેવાને ચુંટી કાઢવા. એ લોકોને બીજા છોકરાઓની હાજરીમાં સ્ટેશનના દાખલ થવાના દરવાજા આગળ ફટકા લગાવવામાં આવ્યા. લૉર્ડ હંટરે, આનો હેતુ શો હતો એવો પ્રશ્ન પૂછ્યો, તેના ઉત્તરમાં મિ. મારર્સ્ડને એમ જણાવ્યું હતું કે કાંઇ ખાસ હેતુ નહતો. અહીં ધ્યાનમાં રાખવા જેવું છે કે કોઇ પણ માર્શલ લૉ ગુન્હાનો અહીં ભંગ થયો નહતો. કાંઈ તપાસ થઈ નહતી કે ન્હોતી થઇ કાંઈ સુનાવણી. આ તો સત્તાનો ગેરકાયદેસર અને મનસ્વી ઉપયોગ હતો. એક પ્રસંગે ફટકાની સજા થતી જોવાને વેસ્યાઓને હાજર રાખવામાં આવી હતી તે પણ કાસુરમાં જ. ( જુઓ તેમની સામટી જુબાની. નં. ૨૭૯ ■ )

બે માણસોને તો સંત્રીઓએ ગોળીબાર પણ કર્યા હતા. આમાંનો એક મૂંગો માલમ પડયો હતો. બંને જણાને જાણી જોઇને અને મનસ્વી રીતે ગોળીથી ઉડાવી દેવામાં આવ્યા હતા. અમે ધારીએ છીએ કે પ્રત્યેક હિંદીની જીંદગી પવિત્ર છે એમ સ્વીકારવામાં આવ્યું હોત અને ઉપલા અધિકારીઓમાં ન્યાયવૃત્તિનું પ્રાધાન્ય હોત, તો સંત્રીઓએ દેખીતી રીતે મન ફાવ્યું તેમ ગોળી ચલાવી તે ન બનત.

તરંગા સજાઓ જ્યાં અતિશય સામાન્ય થઇ પડી હતી તે જગ્યા કાસુર. મિ. માર્સડને કહ્યું હતું કે, "વાત એમ હતી કે કૅપ્ટન ડવટનને સુનાવણી ચલાવીને સજા આપવાની ભાંજઘડમાં ઉતરવાનું ગમતું ન હતું." તેને તો બધું કામ 'સમરી રીતે' (સપાટાબંધ) લેવું હતું. આ તરંગી અમલદારે કરેલી અનેક સજાઓની કાંઇ નોંધ હશે એવી આશા રાખવીજ વ્યર્થ છે. તે તો 'લોકોને અમુક વખતમાં નીસરણી ચડઉતર કરાવતો.' સજા બદલવા માટે, તેણે કેટલાક સાધુઓને ચૂને ધોળાવ્યા હતા. કૅપ્ટન ડવટન આ વસ્તુ ઇરાદાપૂર્વક થઈ હોવા બાબત ના પાડે છે. તે કહે છે કે તેમને ચૂનો ખાલી કરવાનું કહેવામાં આવ્યું હતું, અને તેમ કરતાં તેઓને શરીરે ચૂનો લાગેલો. આ ખુલાસો અમે છાંટાભાર માનતા નથી અને આ ધોળાવવાનું કાર્ય જેમણે નજરે જોઇને વર્ણવ્યું છે તેમની સાક્ષી અમે માનીએ છીએ. સજાનો એક પ્રકાર કહેવાતા કસૂર કરનારાઓ પાસે સ્ટેશનની વખારમાં ભારે ગાંસડીઓ ઉપડાવવાનો હતો. દરેક ગોરાને સલામ કરતાં જે લોકો ચૂકતા તેમને જો ફટકાની સજા ન થતી તો તેમને જમીન પર નાક ઘસવાની ફરજ પાડવામાં આવતી. કૅપ્ટન ડવટન અને મિ. માર્સડને કહ્યું હતું કે લોકોને માર્શલ લૉ ગમી ગયો હતો, અને આ સજાથી ત્રાસી જવાને કે અપમાનિત થવાને બદલે તેઓને તો રમુજ પડતી. કૅપ્ટન ડવટને તો લોકોની પાસે માનપત્ર પણ મેળવી લીધું હતું, અને ખરેજ સજા તરીકે એક મુસલમાનને પોતાની સ્તુતિમાં કવિતા બનાવવાની પણ ફરજ પાડી હતી. 'સ્કીપીંગ'ની સજા પણ તેમણે કરી હતી—આ સજા જેને કરવામાં આવતી તેમને એક સાસે ૨૦ વખત દોરડા ઉપર કુદવું પડતું. તે કહે છે કે ઓછામાં ઓછા ૨૦ માણસોને આ પ્રમાણે સજા થઇ હતી.

મિ. માર્સડને વકીલોએ કરેલી અત્યુક્તિઓની ફરિયાદ કરી છે, તેમાંની એક અત્યુક્તિ આ છેઃ એક હિંદુ વકીલે લોકોને એમ કહ્યાનું સાંભળવામાં આવ્યું હતું કે 'લોકો સરકારની દૃષ્ટિએ હથિઆર વિનાનાં પશુ જેવા હતા.' અમે ઉપર જે સજાઓ વર્ણવી છે તે, અને લોકાની લાગણીઓની જે ઉપેક્ષા કરવામાં આવતી તે જરૂર આ આરોપ સાબીત કરે છે. કૅપ્ટન ડવટન પોતાના રિપોર્ટમાં કહે છે કે આ લોકો તો 'ખુશીથી ગુલામ' બન્યા હતા. સર ચિમનલાલ સેતલવડે તેને આ શબ્દનો અર્થ પૂછયો એટલે તેણે કહ્યું, 'તમે કહો તે પ્રમાણે કામ કરવાને ખુશી હોય એવા.' આ અમલદારે દિવાની મુકદમાઓ ચલાવ્યા, અને તેમાં સજાઓ કરવાના હુકમ કર્યા, એક મંદિરની જમીનના ભાડા સંબંધે એક મુકદમાનો પણ તેણે આજ રીતે નીકાલ કર્યો. પોતે જેને તોફાની અથવા બે કાયદા લોકો લાગતા તેને તેણે સજા કરી હતી, અને તેણે કહ્યું હતું કે માર્શલ લૉમાં ઠરાવેલી શિક્ષાની બહાર જઇને તેણે શિક્ષા કરી હતી; કારણ માર્શલ લૉ મુજબ ઠરાવેલી શિક્ષા 'કેવળ હઠીલા અથવા છેક બેકાયદા' હોય તેવા માટે યોગ્ય ન હતી. સાહેબજાદા સુલતાન અહમદે તેને પૂછયું કે, 'આમ કરવામાં શું તમે જનરલ બેન્યનની સૂચનાની બહાર ન્હોતા જતા?' કૅપ્ટન ડવટને ઉત્તર આપ્યો કે તેના ધારવા પ્રમાણે તેને એ બધું કરવાની મુન્સફી હતી. પોતે બોલાવ્યા હોય છતાં ન આવ્યા હોય તેવાઓને પકડવાને માટે તે ટોળીઓ મોકલતો. અને આ ધરપકડ કરવાનો અર્થ એ થતો કે આ લોકોની માલ-મિલકત બાળવી. તેને પૂછવામાં આવ્યું કે 'તમને કોઇ માર્શલ લૉ હુકમ મુજબ આમ

કરવાને કારણુ હતું એમ તમે માનો છો ?' તેણે ઉત્તર આપ્યો, 'હા, હું માનું છું.' અને આ પ્રમાણે અનેક ગરીબગુરબાંઓનો સામાન વૉરંટ વિના ભસ્મ કરી દેવામાં આવ્યો.

કેદીઓની સુનાવણી શરૂ કરતા પહેલાં ન્યાયાધીશો ફાંસીની સજા કરે તેને માટે અગાઉથી એક જાહેર જગામાં ફાંસી ગોઠવવામાં આવી હતી. આ ફાંસી તોફાનની બને તેટલી નજીક ઉભા કરવામાં આવી હતી. તપાસ દરમ્યાન સાક્ષી પાસે એમ કઢાવવામાં આવ્યું હતું કે સર માઇકલ ઓડવાયરના હુકમ મુજબ આમ કરવામાં આવ્યું હતું, પણ ફાંસીના હુકમનો અમલ થાય તે પહેલાં તો જાહેર ફાંસી દેવાને નામંજુરી મળી. ( કારણુ કદાચ એ હોય કે હિંદી વર્તમાનપત્રામાં પ્રજાની રાખવી જોઇતી માઝા ઉપર કરવા ધારેલા આ અત્યાચાર વિરૂદ્ધ ભારે ચળવળ ચાલી રહી હતી. ) આ ફાંસી ઉપરથી એક ગંભીર વિચાર ઉપસ્થિત થાય છે.

માર્શલ લૉ પ્રમાણે કામ ચાલ્યાને અંતે આખા પંજાબમાં ૧૮ શખસોને ફાંસી દેવામાં આવી હતી, અને આખા દેશમાં જો જબરદસ્ત ચળવળ ચાલી રહી ન હોત, અને મા૦ પંડિત મોતીલાલ નેહરૂએ દઢતાથી અને ઉદારતાથી આ બાબતમાં વખતસર વચ્ચે પડી સેક્રેટરી ઑવ્ સ્ટેટની સાથે તારવ્યવહાર ચલાવી અપીલનો નિકાલ થાય ત્યાં સુધી ફાંસીના સજા મોકુફ રાખવાની માગણી ન કરી હોત, તો બીજા ઘણાએ જણને ફાંસીને લાકડે લટકાવવામાં આવ્યા હોત. સુભાગ્યે સેક્રેટરી ઓવ સ્ટેટ આ બાબતમાં વચ્ચે પડયા અને ફાંસીની સજાઓનો અમલ કરવાનું બંધ રાખવાનો વાઇસરૉયને હુકમ કર્યો. અહીં અમારો ઉંડો ખેદ બતાવ્યા વિના અમારાથી રહેવાતું નથી કે વાઇસરૉયે પોતાની મરજીથી તો આ સજાઓ નજ અટકાવી. માર્શલ લૉ સુનાવણીઓ જે ઢંગધડા વિનાની રીતે ચલાવવાનાં આવતી તેથી અમારા ખેદમાં ભારે દુઃખ ઉમેરાય છે. અમને મજબુત શક છે કે જેમને ફાંસી થઇ હતી અને જેના ઉપર ફાંસીની સજા હજી ઝઝુમી રહી છે, તેમાંના ઘણા નિર્દોષ હતા, અથવા નિર્દોષ છે.

ખરી હકીકતની ખસુસ અવગણના કરવામાં, અને તેજ વૃત્તિને ઉદ્ધતાઇથી વળગી રહેવામાં કર્નલ મૅક રીની સરસાઇ તેના ભાઇબંધ અમલદારોએ કરી હોય તો ભલે, પણ કોઇ કર્નલ મૅક રીથી ચઢી ગયો તો નથીજ. હંટર કમિટી આગળની પોતાની જુબાનીમાં તેણે કહ્યું હતું કે, 'આ શહર ઘણાં વર્ષોથી રાજદ્રોહને માટે પ્રખ્યાત છે,' પોતે એમ તો કબુલ કર્યું હતું કે કાસુર અગાઉ તેણે કદી જોયું નહતું. આથી સર ચિમનલાલે સવાલ કર્યો, 'આ વચનને માટે તમારી પાસે શો આધાર છે ?'

જવાબ—એ તો બધું સાંભળેલું તે સ્તો.

સવાલ—તમને પોતાને કાંઇ એ બાબતમાં જાત માહિતી નથી ?

જ—ના.

સ—તમને કોણે કહ્યું કે આ જગ્યા ઘણાં વર્ષ થયાં રાજદ્રોહ માટે પ્રસિદ્ધ હતી ?

જ—હું એ પ્રશ્નનો જવાબ આપવા ઇચ્છિતો નથી.

સ—સરકારને રજુ કરેલા એક જવાબદાર પત્રમાં તમે આ વચન કાઢયું છે, તેથી હું જાણવા માગું છું કે એ તમે શા આધારે કાઢયું છે ?

જ—મેં એમ લખ્યું છે તેમાં હું કાંઇ વધારો કરવા માગતો નથી.

સ—હા, એ તો તમે લખ્યું છે તેમજ ભલે રહેવા દો, પણ હું તો તમારા વચનનાં કારણો જાણવા માગું છું. આ પ્રશ્ન મારે પૂછવો પડે છે કારણ તમારા પહેલાં કેટલાક અમલદારો એમ કહી ગયા છે, કે કાસુરમાં ૧૦મી એપ્રિલ પહેલાં કશીએ રાજકીય ચળવળ નહતી અને રાજકીય કાંઈ કામ થયું નહતું. તમે તમારી જુબાનીમાં જણાવો છો, કે આ જગ્યા ઘણાં વર્ષ થયાં રાજદ્રોહ માટે જાણીતી છે એ વાતથી મને આશ્ચર્ય થાય છે. આ વચનને તમે હજી વળગી રહો છો ?

જ—આ પ્રશ્નનો જવાબ હું આપવા માગતો નથી.

× × × × × ×

સ—આ પછી તમે એમ લખ્યું છે કે "આ શહેરમાં સરકારની વિરૂદ્ધ લાગણીવાળા વકીલોના વાસો છે." આ પણ સાંભળેલું જ ના ?

જ—હા.

સ—અને પેલા આગલા વચનની માફક એને પણ કશો આધાર નથી ?

જ—હા.

સ—માશલ લૉના અમલ કરનાર અધિકારી તરીકે તમને ખબર છે ખરી, કે કેટલાક વકીલોએ તા. ૧૨મી અને તે પછીના દિવસોએ, કાયદો અને બંદોબસ્ત જાળવવા માટે અધિકારીઓને મદદ કરી હતી, અને એક જણ તો મિ. શેરબોર્નને બચાવવામાં ચોખ્ખો ભાગ લેતો દેખાતો હતો.

જ—હા.

સ—મેં કહ્યું તે પ્રમાણે ઘણા વકીલોએ મદદ કરી છે એમ જાણતાં છતાં, તમે તમારા કહેવાને વળગી રહો છો કે વકીલોને સરકારની વિરૂદ્ધ લાગણી ધરાવનારા તરીકે સૌ કોઇ જાણે છે.

જ—હું એને વળગી રહું છુ, અને સાથે કહું છું કે એ સાંભળેલું જ છે.

સ—હજી તમે એને વળગી રહો છો ?

જ—તમો કહો છો તે બધી હકીકત સાચી છે એમ હું કબૂલ કરૂં છું.

સ—જો એ સાચી હોય તોપણ તમે તમારાં બધાને લાગુ પડતાં વચનને વળગી રહો છો, કે તેમાં કાંઇ ફેરફાર કરવા તૈયાર છો ?

જ—હું તમને સામું પૂછું છું કે બધાએ વકીલોએ સઘળાં ( તોફાન ) અટકાવવાનો પ્રયત્ન કર્યો હતો કે ?

સ—અહીંઆ કાંઈ હું તમારા સવાલનો જવાબ આપવા બેઠો નથી.

જ—વારૂ. ત્યારે હું તમારાનો જવાબ આપવા માગતો નથી.

કર્નલ મૅક રીએ એમ પણ કહ્યું હતું કે કાસુરના વેપારીઓ અમૃતસરના વેપારીઓ સાથે હડતાલમાં ન જોડાયા હોવાથી તેમની હુંડીઓ અમૃતસરના વેપારીઓએ સ્વીકારી ન

હતી. આ વિષે પણ કર્નલ મૅક રીએ જણાવ્યું કે એ પણ સાભળેલી વાત હતી, “ અને એના બચાવમાં કાંઇ પુરાવો ન હતો.’ આ અમલદારે હુકમ કર્યો હતો કે માર્શલ લૉની જાહેર-ખબરો જાણીતા ચળવળીઆઓના ઘર ઉપર ચ્હોડવી. સર ચિમનલાલે તેને ‘ એજીટેટર્સ ’ ( ચળવળીઆ ) સંજ્ઞાનો અર્થ પૂછ્યો. જવાબ આ મળ્યો: ‘ હું ધારૂં છું કે એ સારૂં અંગ્રેજી છે.’

સ—પણ તમે એ શબ્દનો અર્થ શો કરો છો ?

જ—મેં મારી જુબાનીમાં લખ્યું છે તે કરતાં બીજો જવાબ હું આપવા નથી માગતો.

આ નિર્માલ્ય સંવાદ કેટલોક વધારે વખત ચાલ્યો. આ અમલદારે પોતાને બજા-વવાની ઘણી જવાબદારી ભરેલી ફરજ શી રીતે બજાવી, અને તેનાં કયાં કૃત્યો માટે સર-કારે અગાઉથી તેને અભયદાન દીધું છે તે બતાવવા માટે ઉપરના ઉતારા અમે આપ્યા છે.

આ અમલદારે એવા હુકમ કાઢયા હતા કે જે લોકોની દિવાલ પર ચોંટાડેલા જાહેરનામાને બગાડવામાં આવશે, તેમની સામે સાટું વાળવા માટે તેમના માલ કબજે લેવામાં આવશે. તેને પૂછ્યું કે ‘ હુકમ લેખી હતા કે મોઢેના ?’ તે પ્રશ્ન ઉડાવી તેણે ઉત્તર આપ્યો, ‘ તે લેખી હોય કે મોઢેના હોય, ગમે તેવા હોય તેમાં થઈ શું ગયું ? ” આ બેમાંથી વધારે ગુસ્સો ઉત્પન્ન કરે એવું શું છે–જવાબની ઉદ્ધતાઈ કે હુકમની નિર્દયતા–એ કહેવું કઠણ છે. અમે ‘ નિર્દયતા ’ શબ્દ વાપર્યો છે, કારણ ( સાક્ષીએ જવાબ આપ્યા પ્રમાણે ) માલ કબજે કરવાની સજા તો “ જાહેરખબર બીજા કોઇ માણસે બગાડી હોય તોપણ ” કરવાની હતીજ; અને જ્યારે તેને પૂછવામાં આવ્યું કે ‘ આ હુકમ વાજબી હતો એમ તમે માનો છો ?’ ત્યારે તેણે જવાબ આપ્યો, ‘ હા એ હુકમ વાજબી હતો, અને હું હજી માનું છું કે એ વાજબી જ હતો.’

સ—નિશાળના છોકરાઓના સંબંધમાં તમે એવા હુકમ કર્યા હતા કે ફટકાની સજા માટે મોટામાં મોટા છોકરા પસંદ કરવા ?

જ—હા, સામાન્ય રીતે.

સ—ત્યારે તેઓ મોટા હતા તેજ તેમનું કમનશીબ, કેમ ?

જ—હાસ્તો.

સ—તેઓ મોટા હતા માટે તેઓને ફટકા ખાવા પડયા હતા ?

જ—હા.

સ—તમે માનો છો કે આમ કરવું વાજબી હતું ?

જ—હા, તે સંજોગોમાં એમ કરવું વાજબી હતું, અને હજી પણ હું એમજ માનું છું.

આ બે અમલદારોએ આપેલા જવાબોમાંથી માત્ર કેટલાક જ નમૂનાઓ અમે લીધા છે. ખરી રીતે તેમના જવાબો ઉદ્ધતાઈ અને બેજવાબદારીના નમૂના તરીકે જોવા જેવા છે. આ અમલદારોને નીમનારા અમલદારોનો આ અમલદારો કરતાં ઓછો વાંક હોય એમ અમને નથી લાગતું. એ અમલદારોને કદાચ ખબર નહીં હોય કે પોતે શું કરતા હતા.

પણ જેમણે તેમને પસંદ કર્યા હતા તેમણે તો જાણવું જોઇતું હતું કે આ અમલદારોને જે જગ્યા ઉપર નીમ્યા હતા તેને માટે તેઓ નાલાયક હતા. બધી વસ્તુસ્થિતિ વિચારી જોતાં અમારો મત એવો થાય છે, કે માર્શલ લૉ દાખલ કરવામાં આવ્યો તે સ્થાનિક સંજોગો માટે તો બિલકુલ બિનજરૂરી હતો અને તેનો અમલ અયોગ્ય રીતે થયો હતો.

## ૫. પટ્ટી અને ખેમકરણ.

આ બંને કાસૂરથી થોડે છેટે બે ન્હાનાં રેલ્વે સ્ટેશનો છે. ખેમકરણ આગળ સ્ટેશનનો માલ લૂંટાયો હતો અને તારો કપાયા હતા. મિ. માર્સ્ડને કહ્યું હતું તે પ્રમાણે, ' આતો નજીવી વાત હતી અને દેખીતી રીતે–નીચ વર્ગના લોકો, દુકાનદારો, બદમાશ મજુરો જેવા લોકોએજ એ કામ કર્યું હતું.' અને પટ્ટીમાં તો મિ. માર્સ્ડને કહ્યું હતું તેમ ગામના મુખ્ય મુખ્ય રહેવાશીઓએ અમલદારો અને પોલીસને મદદ આપી હતી, અને બધું શાંત હતું. છતાં આ બે ગામોમાં પણ માર્શલ લૉની અસર પૂર જોશમાં જણાઇ હતી.

## ૬. ગુજરાંવાલા.

ગુજરાંવાલા જીલ્લો ઘણી રીતે પંજાબમાં એક બહુ અગત્યનો જીલ્લો છે, અને ગુજરાંવાલા તલ જો કે ૩૦,૦૦૦ ની વસ્તીનો ન્હાનો કસબો છે, તોપણ મહારાજા રણજીતસિંહની જન્મભૂમિ તરીકે અતિશય પ્રખ્યાત છે. વળી મુખ્ય રેલરસ્તા ઉપર લાહોરથી માત્ર ૪૨ માઈલને અંતરે હોઈ, એ એક અગત્યનું રેલ્વે સ્ટેશન છે. આ જીલ્લામાં ગુજરાંવાલા ઉપરાંત જે જગ્યાઓ અમારી તપાસમાં આવી છે તે આ છેઃ વઝીરાબાદ, નિઝામાબાદ, અકાલગઢ, રામનગર, હાફિઝાબાદ, સાંગલા હિલ, મોમન, ધબનસિંઘ મણીઆનવાલા, નવાન પિંડ ચુહારખાના અને શેખુપુરા. ગયા નવેંબરની ૧લી તારીખે ગુજરાંવાલાના વિભાગ પાડી બે જીલ્લા કરવામાં આવ્યા હતા. જે ભાગ જૂદો પાડવામાં આવ્યો હતો તેનું શેખુપુરા જીલ્લો નામ આપવામાં આવ્યું હતું. આ રિપોર્ટને માટે તો મૂળ જીલ્લો એકજ અમલદારની હકુમત નીચેનો એક આખો જીલ્લો હોય એમ ગણવામાં આવ્યું છે.

૧૩મી એપ્રિલ સુધી અથવા તો ખરૂં કહીએ તો ૧૪મી એપ્રિલ સુધી અશાંતિનાં કાંઇ ચિહ્ન નહતાં એમ તો સૌ કોઈ સ્વીકારે છે. આ વાત એટલે સુધી સાચી છે કે કર્નલ ઓબ્રાયનની ત્યાંથી તા. ૧૨મી એ સામાન્ય રીતે અંબાલા બદલી કરવામાં આવી હતી અને તેને તેના મિત્રો અને સ્તુતિ કરનારાઓ તરફથી ગુજરાંવાલામાં માનપત્ર પણ આપવામાં આવ્યું હતું. હંટર કમિટીએ પૂછેલા એક પ્રશ્નના ઉત્તરમાં તેણે કહ્યું હતું, કે તેણે અથવા અધિકારીઓએ એમ જાણ્યું હોત કે કાંઈ તોફાનનો અગ્નિ ધુંધવાઈ રહ્યો છે તો તો તેની બદલી ન કરતાં તેને ગુજરાંવાલા જ રાખવામાં આવ્યો હોત, અને ખરેખ તોફાન જણાયું કે તરતજ એટલે ૧૪મી તારીખે તેને પાછો ગુજરાંવાલા બોલાવી લેવામ આવ્યો હતો. ૩૦મી માર્ચે ગુજરાંવાલામાં બધું સુમસામ હતું, હડતાલે પડી ન હતી ૪થી એપ્રિલે શ્રીયુત ગાંધીના સંદેશા પ્રમાણે હડતાલ પાડવી કે નહીં, તે બાબ ડિસ્ટ્રિક્ટ કૉંગ્રેસ કમિટીના સભ્યોએ ખાનગીમાં ચર્ચા કરી હતી. તા. ૫મીએ એ મોટી જાહેર સભા કરવામાં આવી હતી, અને ત્યાં રોલેટ ઍક્ટ સંબંધી ૪ નિર્ણ

ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. આ સભામાં થયેલાં ભાષણો ખસુસ કરીને બહુ નરમ હતાં. પણ કર્નલ ઓબ્રાયનને આ સભા વિષે ચિંતા પેઠી હતી. તેણે ગુજરાંવાલાના કેટલાક જાણીતા માણસોને બોલાવી મંગાવ્યા અને તેમને ચેતવણી આપી કે કાંઇ ખળભળાટ થશે તો તેને માટે તેમને જવાબદાર ગણવામાં આવશે; અને તેમણે ડેપ્યુટી કમિશનર, અને સુપરિન્ટેન્ડન્ટ ઓવ્ પોલીસ—જે પણ આ ઉપર જણાવેલી મુલાકાત વખતે હાજર હતો તે—ને, જો ઇચ્છા હોય તો, સભામાં હાજર રહેવાનું કહ્યું હતું. તા. ૬ઠી એપ્રિલે સંપૂર્ણ હડતાલ પડી અને આબાલવૃદ્ધ સૌ લોકોએ ઉપવાસ અને પ્રાર્થના કર્યાં. અમારી પાસે પડેલી અનેક જુબાનીઓ ઉપરથી એમ સાબીત થાય છે કે અધિકારીઓએ હડતાલ જ નહીં પણ ઉપવાસે અટકાવવા માટે તેમનાથી બને તેટલું તેમણે કીધું, અને તેમના તરફથી તેમ કરવા માટે દબાણ પણ વાપરવામાં આવ્યું હતું.

તા. ૧૨મી સુધી તો, અમે અગાઉ કહી ગયા તેમ, બધું સુમસામ હતું. પણ શ્રીયુત ગાંધીના પકડાયાની અને પરહેજ થયાની, તથા ડા. સત્યપાલ અને કિચલુના પકડાયાની અને હદપાર થયાની ખબર એકાએક ગુજરાંવાલામાં પણ પહોંચી ગઇ; તેમજ અમૃતસર અને લાહોરના બનાવોની ખબર પણ પહોંચી. તુરતજ સામાન્ય લોકો તથા આગેવાનો બીજી હડતાલની યોગ્યાયોગ્યતાનો વિચાર કરવા લાગ્યા—આ વખતે ઉપર કહેલી ધરપકડની સામે વિરોધ બતાવવાના અને લાહોર અને અમૃતસરમાં ગોળીબારથી ઘાયલ થયેલા અને મુએલાની પ્રત્યે દિલસોઝી બતાવવાના હેતુથી આગેવાનોએ એક ખાનગી સભા ભરી, અને લાંબી ચર્ચાને અંતે તેઓ એવા અનુમાન ઉપર આવ્યા કહેવાય છે, કે તસતસાટને વખતે હડતાલ પાડવી કદાચ જોખમકારક થઈ પડે એમ માનતા છતાં લોકોનો ઉત્સાહ અંકુશમાં રાખવાનું તેઓનાથી બનવું અશકય છે. એટલે હડતાલ પડે તો હડતાલીઆઓને કામમાં ગુંથાયલા રાખવાનો તેમણે પ્રયત્ન કરવો અને ખુલ્લા મેદાનમાં સભા ભરી તેમને રોકેલા રાખવા. અધિકારીઓએ પાછી હડતાલ અટકાવવાના નિષ્ફળ પ્રયત્નો કર્યા, છતાં ૧૪મી તારીખે પણ પાકી હડતાલ પડી.

૧૩મી એપ્રિલ અને પછીના દિવસો વૈશાખી ઉત્સવના દિવસો હોવાથી ગુજરાંવાલામાં ઉત્સવ કરવા માટે ઘણાએ માણસો આવ્યા હતા—આ લોકો કાંઇ દારૂ પીતાં અચકાય એવા તો હોતા જ નથી, અને આ વખતે તો ખાસ પીને ચકચૂર બનેલા હતા, એટલે તા. ૧૪મીએ ગુજરાંવાલામાં ટોળાને બેકાયદા કરનારી સઘળી સામગ્રી તૈયાર હતી: ઉત્સવ હતો એટલે મનનું ફાવ્યું કરવાની વૃત્તિ. મદિરામાન. સરકારનાં કૃત્યોથી થયેલી ખીજ, બીજે ઠેકાણે થયેલાં તોફાનોનું જ્ઞાન અને પરવાર.

સવારના પહોરમાં એવી વાત ચાલી કે રેલ્વે સ્ટેશન આગળના એક રેલ્વેના પૂલ ઉપર એક મરેલો વાછરડો લટકાવવામાં આવ્યો છે. આ કાર્ય ગમે તેણે કર્યું હોય, તોપણ કાંઈ જ શંકા નથી કે એ એક અતિશય ગાંડાઈ ભરેલું પગલું હતું. અને તેથી હિંદુઓની ખરાબમાં ખરાબ વૃત્તિઓ ઉશ્કેરાય એવું હતું. અમારી આગળ ઘણીએ વાતો રજુ થઈ છે. એક તો એ છે કે પોલીસનું આ કામ હતું, કારણ પોલીસને હિંદુ–મુસલમાન ઐક્ય પસંદ નહતું. આ વાતને ગુજરાંવાલાની જુબાનીઓમાં ખીલવવામાં આવી છે. અમલદારો તોફાનીઓને ખોળી શકયા નથી. એ વિષે તો શંકા નથી કે બંને કોમોની વચ્ચે કુસંપ ચાહ-

નારાઓનુંજ આ કૃત્ય હતું. પણ અસર તો ઉલટીજ થઈ. લોકોએ તો માનીજ લીધું કે મુએલો વાછરડો અધિકારીઓએજ ટંગાવ્યો હતો; અને આમ માની લેવાનું તેમને વધારે કારણ એથી મળ્યું કે કોઇએ એક મસ્જિદ ઉપર ડુક્કરનું માંસ નાંખ્યું હતું. આ માન્યતાને લીધે બંને કોમનો સંપ ગાઢો થયો, એટલે એક ટોળું સ્ટેશનના રેલ્વે પૂલ તરફ ઉપડયું. દરમ્યાન લાહોરથી વઝીરાબાદ જતી એક ગાડી આવી પહોંચી હતી. તેમાં બેઠેલા એક ખાનસામાએ ૧૩મીની કતલની ખબર આપી. આ ગાડીમાં ઉત્સવ કરનારાઓ ભરેલા હતા. ટોળામાંના કેટલાંક ઠરાવ કર્યો હતો કે ગાડીને આગળ ન જવા દેવી. તેઓએ ગાડીની ઉપર પથરા ફેંકયા હોય એમ પણ જણાય છે. આ પછી તેઓએ ગુરૂકુલ પૂલને આગ લગાડવા માંડી. પણ પ્રયત્ન જેમ તેમ કરવામાં આવ્યો હતો. અહીં આ ચાલી રહ્યું હતું તેવામાં ગુરુકુલના વડા લાલા રેલૈયારામ, શ્રીયુત લાભસિંહ બૅરિસ્ટર ઍટ લૉ, મિ. દીન મુહમ્મદ વકીલ, અને બીજાઓને ભયની આગાહી થવાથી તેઓ પૂલ આગળ જઈ પહોંચ્યા. એક યુરોપીઅન અમલદાર અને કેટલાક કાન્સ્ટેબલો પણ પૂલ તરફ જતા હતા. આગ ગુરુકુલના શિક્ષકવર્ગે ઉપર જણાવેલા હિંદી ગૃહસ્થોની મદદથી હોલવી નાંખી. એ એક વિચિત્ર વાત છે કે પોલીસ સુપરિન્ટેન્ડન્ટે તે વખતે એમ કહેલું કે ' આગ હોલવવાનું પોલીસનું કામ નહતું, પણ તેમની ફરજ તો જાહેર મકાનને માલનું રક્ષણ કરવાનીજ હતી.

( જુ. ન. ૨૮૨. )

આ પછી ટોળું સ્ટેશનની બીજી બાજુએ આવેલા કચીપૂલ તરફ ગયું. અહીં પોલીસ સુપરિન્ટેન્ડન્ટ મિ. હેરન ટોળાને વિખેરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. તેને ગોળીબાર કરવાનું યોગ્ય લાગ્યું અને તેણે તેમ કરીને કેટલાકને માર્યા અને ઘાયલ કર્યા. દરમ્યાન આગેવાનો ટોળાને અંકુશમાં રાખવાનો અને લોકોને શહેરની હદમાં રાખવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. આજ કારણથી તેઓએ એક સભા ભરી હતી જેનું કામ સરસ રીતે ચાલી રહ્યું હતું, અને કમભાગ્યે એક વિઘ્ન ન આવ્યું હત તો તે સાંગોપાંગ ઉતરી જાત. ઘાયલ થયેલા લોકોને, અમને લાગે છે કે સભાની દિલસોઝી ઉત્પન્ન કરવા માટે, સભામાં લાવવામાં આવ્યા. અને મુરાદ બર પણ આવી. સભા બરખાસ્ત થઈ કે ટોળું વેર લેવાનો ઠરાવ કરીને સ્ટેશન તરફ ઉપડયું. એક પછી એક કીંમતી મકાનોનો નાશ કરવામાં આવ્યો—ખ્રિસ્તી દેવળ, પોસ્ટ ઑફિસ, તહેસિલ, અદાલત અને રેલવે સ્ટેશન. એમ જણાય છે કે પોલીસ તો ઉભા ઉભા આ બધું જેયા કરતા હતા, અને આ અટકાવવાનો તેમણે કશો પ્રયત્ન કર્યો નહીં. અમારી સમક્ષની જુબાનીમાં એમ પણ કહેવામાં આવ્યું છે કે પોલીસે ટોળાને આગ લગાડવાને ઉશ્કેર્યું હતું, અને તેમાં રહેલો પુરાવો આ વાતને બેશક ટેકો આપે છે.

કર્નલ ઓબ્રાયન દોડતા ગુજરાંવાલા આવ્યા. કુલ મુખત્યારી મેળવવાને માટે લાહોર તેણે ટેલીફોન કર્યો હતો એમ જણાય છે. સર ચિમનલાલે તેને તેના અધિકારો વિષે પૂછ્યું. તેના ઉત્તરમાં તેણે જણાવ્યું; " તા. ૧૫મી એ ચીફ સેક્રેટરી સાથે મારે વાતચીત થઈ હતી, અને મેં તેમને કહ્યું હતું કે મારે કદાચ અમુક પગલાં લેવાં પડે, તે અને જો હું શુદ્ધ ઘાનતથી કરૂં તો મને આશા છે કે સરકાર તેને પાછળથી કાયદેસર ઠરાવશે. "
" પણ તે તો માર્શલ લૉ જાહેર થયો તે પહેલાંને ? "—સર ચિમનલાલે સવાલ કર્યો.

કર્નલ ઓબ્રાયને જવાબ આપ્યો 'હા'. સર ચિમનલાલે વળી પૂછ્યું, ' તમે તેને ટેલીફોન કર્યો હતો કે તમારે અમુક પગલાં લેવાં પડશે, અને તમે એમ ઇચ્છ્યું હતું કે તમારાં પગલાં જો શુદ્ધ ધ્યાનતથી લેવામાં આવ્યાં હોય તો કાયદેસર ઠરાવવામાં આવે અને તેણે તમને કુલ મુખ્ત્યારીનો રૂક્કો લખી આપ્યો હતો કેમ ? " જવાબ મળ્યો, " હા. તેણે કહ્યું હતું કે તમારી સામાન્ય સમજ પ્રમાણે વર્તશો, એટલે ચાલશે." જો આમાંથી જ ' ઇંડેમ્નીટી ઍકટ ' ઉદ્ભવ્યો હોય તો અમારે કહેવું જોઇએ કે એ ઉદ્ભવ અતિશય લજ્જા ભરેલો છે. આ અમલદારે 'શુદ્ધ ધ્યાનતથી' શાં પગલાં લીધાં તે હમણાંજ આપણે જોઇશું.

અમારી ખાતરી થઇ છે કે કીંમતી મકાનો—અને તેમાં પ્રાર્થનાના એક સ્થળ—નો નાશ કરવાનું કૃત્ય તો મનસ્વી અને ગેરવાજબી હતું, અને પોલીસ સુપરિન્ટેન્ડન્ટે ગમે તેટલો ગોળીબાર કર્યો હોય, કે પૂલ ઉપર મુએલા વાછરડાને ટાંગવામાં આવ્યો હોય તેથી આગ લગાડવાના કાર્યનો કશો બચાવ થઇ શકે એમ નથી. ગોળીબારથી અને ખાસ કરીને મુએલા વાછડારને ટાંગવાથી લોકો ખૂબ ઉશ્કેરાયા હતા એમાં શંકા નથી, પણ તેથી કાંઈ અત્યાચારનો બચાવ થાય એમ નથી. કર્નલ ઓબ્રાયન પાછા આવ્યા ત્યારે (ટોળાનો) ક્રોધ શમી ગયો હતો. તેણે મદદ માગી હતી, તે લાગલીજ ૩ વાગે આવી પડી. આ મદદ તે એરોપ્લેનો. તેમાંથી કેવળ નિર્દોષ લોકોની ઉપર બૉંબ નાંખવામાં આવ્યા. જ્યાં બૉંબ નાંખવામાં આવ્યા તેવી કોઈપણ જગ્યાએ કોઈ સભા ચાલતી નહતી. ખાલસા બોર્ડિંગ હાઉસ ઉપર બૉંબ નાંખવામાં આવ્યા હતા. એક વિદ્યાર્થી આ દશ્યનું આ પ્રમાણે વર્ણન કરે છે: " અમે બપોર પછી ત્રણ વાગે એરોપ્લેનોનો અવાજ સાંભળ્યો. સુમારે ૧૦ મિનિટ બોર્ડિંગ હાઉસ ઉપર તેઓ ઉડ્યા કાધાં. એકાએક કાંઈક અવાજ સંભળાયા. અને એક એક બૉંબ પડયો તે અમારા મિઠાઈવાળા ગંડાસિંહને વાગ્યો. તેના એક નાના ટુકડાથી મારા જમણા હાથની આંગળીને ઇજા થઇ. એક છોકરો કેવળ આઘાતથી ધરતી ઉપર પડયો. ( જુ. ન. ૨૯૬. ) બોર્ડિંગ હાઉસના સુપરિન્ટેન્ડન્ટે પણ જુબાની આપી છે. તે કહે છે: " અમારી શાળામાં કદી એકે રાજકીય સભા ભરાઈ નહતી, અમારે ત્યાં એવી સભા ભરવાની રજા નથી. ૧૪મી એપ્રિલે બોર્ડિંગ હાઉસમાંનો કોઈ પણ વિદ્યાર્થી શહેરમાં ગયો નહતો. અમારૂં વિદ્યાર્થીભવન અને શાળા શહેરથી અર્ધોએક માઇલ દૂર હશે, અને સ્ટેશનથી એક માઈલથી વધારે દૂર હશે. ( જુ. ન. ૨૯૭ ) હંટર કમિટી આગળ કેપ્ટન કારબરીએ આપેલી જુબાની પ્રમાણે તેને તો " આવતાં અથવા જતાં ટોળાંઓને વિખરી નાંખવાના હુકમ હતા. " ખાલસા બોર્ડિંગ હાઉસની જ વાત કરીએ તો ત્યાં તો કોઈ ટોળું આવતું જતું નહતું, કોઈ સભાએ ન્હોતી ભરાયલી, અને અમને જણાય છે કે એ મકાન ઉપર બૉંબ નાંખવાની કશીએ જરૂર નહોતી. કોઇ જીંદગીનું જોખમ ન થયું એ તો કેવળ સારા નસીબેજ.

બૉંબો કેવી રીતે નંખાયા અને મશીનગન કેમ છોડવામાં આવી, એનું એ કામો કરનાર અમલદારો પાસેથી વર્ણન લઇએ છીએ. ગોળીબાર શરૂ થયો ત્યારે પોતાના ગામ તરફ નાસતા લોકોની ઉપર બૉંબ ફેંકવામાં આવ્યા હતા. હંટર કમિટી અને એરોપ્લેન અમલદારની વચ્ચે નીચેનો સંવાદ ચાલ્યો હતો.

સ—તમે પહેલા બૉંબ ફેંકયા અને તેઓએ ગામમાં નાસવા માંડયું ?

જ—હા.

સ—એટલે ગામનાં ઘરો ઉપર બૉંબ ફેંક્યાને ?

જ—હા. હું ધારૂં છું કે કેટલાક બૉંબ ઘરો ઉપર પડેલા ખરા.

સ—લોકો નાસતા હતા, તેઓ વિખરાઈ ગયા અને કેટલાંક ઘરોમાં ભરાયા ?

જ—હા.

સ—તમે ગામમાં મશીનગન ફોડી: આથી તમે જે લોકોને વિખરી નાંખ્યા હતા એનેજ ઈજા નહોતા કરતા, ઘરમાં બેઠેલા બીજા નિર્દોષોને પણ ઇજા કરતા હતા, ખરૂં ?

જ—નિર્દોષ અને સદોષનો ભેદ હું પાડી શક્યો નહીં. મેં તો જે લોકો નાશી ગયા અને જેઓ નુકસાન કરવા આવેલા હતા એમ હું ધારતો હતો, તેમને ગોળીએ ઉડાવવાનો પ્રયત્ન કરેલો.

સ—બૉંબ ફેંકવાનું પરિણામ એ આવ્યું કે તેઓ વિખરાઈ ગયા ?

જ—હા.

સ—તેઓ ગામમાં નાશી છુટ્યા હતા ?

જ—હા.

સ—તમારો હેતુ પાર પડ્યો ન હતો ? ગામમાં વગર વિચારે મશીનગન છોડવાની શી જરૂર હતી ?

જ—મશીનગન વગર વિચારે છોડવામાં નહતી આવી. નાસતા લોકો ઉપર મેં ગોળી છોડી હતી. મેં કહ્યું કે ટોળું વિખરાઇ ગયું, અને ગામમાં પાછું નાઠું એટલે મેં તેમના ઉપર ગોળી છોડી.

એરોપ્લેન અમલદાર કહે છે કે તે ૨૦૦ ફીટ ઉંચે હતો. તે 'બરોબર જોઇ શકતો હતો.' 'ત્યારે એ લોકોના ઉપર મશીનગન ચલાવીને તેમને મારી નાંખવાની શી જરૂર રહી હતી ?' એ સવાલને તાબડતોબ ઉત્તર મળ્યો: 'વધારે નુકસાન કરવા માટે.'

સ—તે ટોળામાંના લોકો વિખરાવા લાગ્યા હતા અને બૉંબ પડયા એટલે નાસવા લાગ્યા હતા, છતાં તમે તો જેટલાને વધારે વાગે અથવા જેટલા વધારે મરે તો સારૂં એવો ઇરાદો રાખ્યો હતો ને ?

જ—હું એ તેઓના હિતમાંજ કરતો હતો. મને એમ પણ લાગ્યું કે જો હું લોકોને મારવાનો પ્રયત્ન કરૂં તો તેઓ પાછા ભેગા થઇ નુકસાન ન કરે.

"મન પર છાપ" પાડવાના વિચારથી જ ના ? સર ચિમનલાલે આગળ ચલાવ્યું. "હાસ્તો, તેમજ." ડડૅ પેટે એમ જવાબ વળ્યો.

પછી આ અમલદારે બીજા ગામમાં મશીનગન ચલાવી. ત્યાં તેણે ગુજરાંવાલાથી પોતાને ગામ પાછા આવતા લોકોના ટોળા ઉપર ગોળી ચલાવી. અમારી સામે પડેલી જુબાની ઉપરથી જણાય છે કે આ અમલદાર વર્ણવે છે તેવું કોઈ ટોળું હતું નહીં. માત્ર લોકોની છુટી છવાઈ ટોળી હતી અને તેઓ તો તદ્દન નિર્દોષ હતા. એ તો કબૂલ થયેલી વાત છે,

કે બધાએ તદ્દન નિઃશસ્ત્ર હતા. ગુજરાંવાલાની હિંદી વસ્તી ઉપર ગોળીબાર કરવાનું કારણ એ હતું કે લોકો એ રસ્તાઓ ઉપર ફરે નહીં. "૧૫૦ સામટા બાર" "દેશી શહેરમાં" છોડવામાં આવ્યા હતા, અને આ શબ્દો વાપરી તેનો અર્થ બરોબર સમજાયો છે એમ ખાતરી કરવા માટે સર ચિમનલાલને એ અમલદારે પાછું કહ્યું, "તમારે સમજવું જોઇએ કે ઘરોની ઉપર ગોળી છોડવામાં કાંઇ સાર નહતો. હું તો દેશીઓના શહેરમાં દેશીઓ ઉપર ગોળી ચલાવતો હતો."

અમારા મત પ્રમાણે એરોપ્લેનમાંથી આ બધો ગોળીબાર થયો તે બિલકુલ ગેરવાજબી હતો. ટોળાએ નાશ કરવાનું બંધ કર્યું અને બધા વિખરાઈ ગયા ત્યાર પછી એ ગોળીબાર શરૂ થયો. વળી અમે એમ પણ ધારીએ છીએ કે ગોળીબાર વૈરભાવ ભર્યો નહીં તો અવિચારી તો હતો જ, ગામડાંના લોકોની જીંદગી સોંઘી ગણી કાઢવામાં આવી હતી, અને લોકોના ઉપર ત્રાસ વર્તાવવા માટે જ ગોળીબાર થયો હતો. અમારી આગળ રજુ થયેલાં પત્રકોમાં દાખલ કરેલી યાદી પ્રમાણે ૧૨ માણસો માર્યા ગયા હતા, ૨૫ ઘાયલ થયા હતા, અને આટલા ઓછા માણસોને નુકશાન થયું તેમાં કાંઈ અમલદારોનો વાંક ન હતો—બૉંબનો વાંક હતો—બૉંબ બરોબર ફુટયાજ નહીં.

૧૪મી તારીખે બૉંબ ફોડવાને માટે કાંઈ કારણ નહતું, તો ૧૫મી એ એરોપ્લેન લાવવાનું તેથી એ ઓછું કારણ હતું, કારણ કર્નલ ઑબ્રાયનને તો ત્યાર સુધીમાં, જોઇએ તેના કરતાં વધારે, અથવા જેટલી તેણે માગી હતી તેટલી લશ્કરી મદદ તો મળીજ રહી હતી.

એરોપ્લેનમાંથી બૉંબ નાંખવાની સૂચનાના ઉત્પાદક સર માઇકલ ઓડવાયર હોય એમ લાગે છે. તેઓ હોય કે ન હોય, તેઓએ પોતાની મંજુરી તો આપી હતી એટલું ચોક્સ છે. એ ધ્યાનમાં રાખવું જોઇએ કે પંજાબના લોકો એરોપ્લેનમાંથી અથવા બીજી કોઈ પણ રીતે બૉંબ ઝીલવાને ટેવાયલા નહતા. એટલું કબૂલ કરવું જોઇએ કે એરોપ્લેનમાંથી બૉંબ નાંખવાની જરૂરીઆત સાબીત થાય તોજ, અને કાંઇ જોખમ જણાતું હોય અથવા ઝઝુમી રહેલું હોય તોજ વાજબી ગણી શકાય. ગુજરાંવાલામાં એરોપ્લેન આવ્યાં ત્યારે કાંઇ જોખમ રહ્યું નહતું, એરોપ્લેનની હસ્તી માત્ર બિલકુલ પુરતા રક્ષણરૂપ હતી. ગુજરાંવાલાની યુરોપીઅન વસ્તી કાંઈ જોખમમાં નહતી. એક પણ યુરોપીઅનનો જાન ગયો નહતો. બૉંબ નાંખવા માટે લશ્કરી જરૂરીઆત સાબીત કરનાર કાંઇ પણ વસ્તુ સાબીત થઇ નથી. સરકારી જુબાની ઉપરથી જણાય છે કે પ્રતીકાર ન કરનારા લોકો ઉપર અવિચાર્યા બૉંબ ફોડવામાં આવ્યા હતા, અને તે પણ એવે વખતે કે જ્યારે જાનમાલને કાંઇ પણ જોખમ નહતું, અને જ્યારે અમૃતસર અને કાસુરના અનુભવે બતાવી આપ્યું હતું કે ટોળાંઓનાં તોફાન એકાએક અને ક્ષણિક ઉભરા તરીકે ફાટી નીકળ્યાં હતાં, તેમાં કાયમપણાનો અંશ નહતો. તા. ૧૫મીએ બૅરિસ્ટરો, વકીલો અને બીજા આગેવાનોની મનસ્વી ધરપકડ શરૂ થઇ. આમાંના કેટલાએકે પોતાની જીંદગીને જબરે જોખમે ટોળાઓનો ક્રોધ દબાવવાને મદદ કરી હતી. જનરલ ઑ'બ્રાયને જાતેજ સાબીત કરી આપ્યું છે કે આ ધરપકડ થઇ તે વખતે તેના બચાવમાં એક તરણા જેટલો પુરાવો પણ નહતો. ડિફેન્સ ઓવ્ ઇંડિઆ ઍક્ટના નિયમોમાંના ૧૨મા નિયમ મુજબ આ ધર-

પકડ કરવામાં આવી હતી એમ તે કહે છે. આ નિયમથી પાકો વહેમ જેના ઉપર જતે હોય તેવાઓની ધરપકડ કરવાનો અધિકાર આપવામાં આવ્યો છે. કર્નલ ઓ'બ્રાયનના મનમાં તો માત્ર નીચેનોજ નિયમ હોઇ શકે:–

"ઈ.સ. ૧૯૧૫ના ડિફેન્સ ઓવ્ ઇન્ડિયાની એકઠી કરેલી કલમોમાંની ૧૨ અ. અ કલમથી મળેલા અધિકારો મુજબ લેફ્ટેન્ટ ગવર્નર બધા કમિશનરોને જે કોઇ પણ શખ્સ વિષે સરકારની સત્તા સામે તે બળવો તૈયાર કરી રહ્યો છે અથવા તે કામમાં મદદ કરી રહ્યો છે એવો વહેમ જાય, તેને વૉરંટ વિના પકડવાનો અધિકાર આપવાને મુખત્યારી છે."

જો તેના મનમાં આ કલમ હોય, તો તે તો ડેપ્યુટી કમિશનર હતા એટલે એ કલમ મુજબ પકડવાનો તેને કશો અધિકાર નહતો. વળી જે લોકોએ ડેપ્યુટી કમિશનરની જાણમાં અથવા તેની પાસે જેટલી ખબર આવી હતી તે પ્રમાણે, કાંઈ પણ ગુન્હો કર્યો નહતો, તેમને પકડવા એ તો આ કલમના અર્થને બહુ વિસ્તાર્યો કહેવાય. હંટર કમિટી આગળની જુબાનીમ કબૂલ કરવામાં આવ્યું હતું, અને અમારી આગળ સારી રીતે સાબીત થયું છે, કે આ આગેવાનોને જ્યાં દીઠા ત્યાં જ પકડ્યા હતા, તેમાંના કેટલાકને કપડાં અથવા તેમનો ફેંટો પહેરવાની પણ પરવાનગી આપવામાં આવી નહતી. તેમને બબ્બેને એકક હાથકડી નાંખવામ આવી હતી, અને તેમાંના આસરે ૨૨ જણાને સાથે સાંકળીને શહેરમાં બે માઇલ ચલાવવામાં આવ્યા હતા. તેમની આગળ બે મ્યુનિસિપાલ કમિશનરો–એક હિંદુ અને મુસલમાન–ને રાખ્યા હતા અને ખોરાક કે બીજી હાજતોની કાંઈ પણ સગવડ વિના ખુલી ગાડીમ બેસાડી લાહોર લઈ જવામાં આવ્યા હતા. આ કેદીઓમાં ૬૩ વર્ષની ઉમરના ગુરુકુલના વડા લાલા રેલ્યારામ પણ હતા. તેઓ કહે છે, "હું ૨૨ કેદીઓની ટોળીમાં હતો, બધાને ભેગા સાંકળવામાં આવ્યા હતા અને બબ્બે વચ્ચે એકક હાથકડી નાંખવામાં આવી હતી આ સ્થિતિમાં અમને જાહેર રસ્તાઓ ઉપર કુચ કરાવવામાં આવી હતી, અને દોડાવવામ આવ્યા હતા. અમને એક ખુલ્લી ગાડીમાં લાહોર લઈ જવામાં આવ્યા. અમારામાંના એકને પિસાબ પાણી પણ કરવાની સગવડ આપવામાં આવી નહતી. તે જ્યાં બેઠા હતા ત્યાં જ તે હાજત પૂરી પાડવાનું તેને કહેવામાં આવ્યું હતું, અને અમે લાહોર પહોંચ્યા ત્યાં અમને બધાને એક સામટા કેદીઓની ગાડીમાંથી બહાર કાઢવામાં ન આવે ત્યાં સુધી હું એકલો કાંઈ બહાર નીકળી શકું એમ નહતું. એટલે મને જોરથી નીચે ખેંચી પાડવામ આવ્યો અને મને કટિવાતનો વ્યાધિ હોવાથી ખૂબ ઇજા થઇ. (જુ.નં. ૨૮૨.) કર્નલ ઓ બ્રાયનને પૂછવામાં આવ્યું કે 'તમે લોકોને કપડાં પહેરવાનો પણ કેમ વખત ન આપ્યો? તેનો ઉત્તર એ હતો કે તેને બધાને પકડી લેવાની ઉતાવળ હતી. એટલે એમ પણ પ્રશ્ન કરવો અનુચિત ન થાય કે જ્યારે તેમને ઉતાવળ હતી તો તેમણે આગેવાનોને ગાડીમ શા માટે સ્ટેશન ઉપર ન મોકલી આપ્યા. અનિવાર્ય અનુમાન એ નીકળે છે કે તેમને તે એક દેખાવ રજુ કરવો હતો અને લોકોમાં ત્રાસ પેસાડવો હતો. કર્નલ ઓ'બ્રાયને કહ્યુ હતું કે ધરપકડ તો 'ભલામાં ભલી વસ્તુ હતી.' ૧૬મી તારીખે માર્શલ લૉ જાહેર કરવામાં આવ્યો, અને તે મુજબ ગુજરાંવાલાના લોકોને અપમાન, ફટકાની સજા અને બીજી અનેક નામોશીભરેલી સજાને અધીન થવું પડ્યું. લોકોને દુકાન ઉઘાડવાની ફરજ પાડવ માટે નીચેનો જોવાજેવો હુકમ પસાર થયો હતો:—

### માર્શલ લૉ કલમ નંબર ૨ મુજબ જાહેરખબર.

"અમારા જાણવામાં આવ્યું છે કે કેટલાક ગુજરાંવાલાની મ્યુનિસિપાલ હદમાં રહેતા દુકાનદારો, લશ્કરનાં અથવા પોલિસનાં માણસો કાંઇ ચીજ લેવા જાય છે ત્યારે તેમની દુકાન બંધ કરી દે છે, અથવા તો યોગ્ય કીંમતે તેમને ચીજો આપવાની ના પાડે છે; તેથી એવા હુકમો કાઢવામાં આવે છે કે આ જાહેરખબર પ્રસિદ્ધ કર્યા પછી જે દુકાનદારો ઉપર પ્રમાણે કરતા માલમ પડશે તેમને પકડવામાં આવશે અને તેઓ ફટકાની સજાને પાત્ર થશે."

(સહી.) **ઍફ. ડબ્લ્યુ. બરબરી,**
લેફ્ટેનન્ટ કર્નલ,
ઑફિસર કમાન્ડિંગ ડિસ્ટ્રિક્ટ,
"ગુજરાંવાલા."

૧૮-૪-૧૯૧૯.

લૉર્ડ હંટરની કમિટીના સભ્યોએ જેની ભારે ચર્ચા કરી હતી અને જે વિષે અમારી સામે પડેલી જુબાનીમાં પણ બહુ ભાર મૂકવામાં આવ્યો હતો, તે સલામ કરવાના હુકમનો અર્થ શો હશે તે નીચેની માર્શલ લૉ નૉટિસ ઉપરથી જણાશેઃ—

### માર્શલ લૉ નોટિસ નં. ૭.

"અમારા જાણવામાં આવ્યું છે કે ગુજરાંવાલા જીલ્લાના રહેવાશીઓ સામાન્ય રીતે ગૅઝેટેડ કમિશનરોને, અને શહેનશાહના સિવિલ અને મિલિટરી યુરોપીઅન અમલદારોને માન આપતા નથી અને તેથી સરકારનાં માનમરતબો જળવાતાં નથી; માટે અમે હુકમ કરીએ છીએ કે ગુજરાંવાલા જીલ્લાના રહેવાશીઓએ આ માનનીય અમલદારો, તેમને જ્યાં મળે ત્યાં, તેઓને હિંદુસ્થાનના મોટા અને ધનવાન માણસોને જેવી રીતે માન આપવામાં આવે છે તેવી રીતે માન આપવું.

જ્યારે કોઇ ઘોડે બેસીને જતો હોય, અથવા કોઇ પણ પૈંડાવાળા વાહનમાં બેસીને જતો હોય, ત્યારે તેણે ઉતરી પડવું. જેણે છત્રી ઓઢી હોય અથવા જેના હાથમાં છત્રી હોય તેમણે તે બંધ કરવી જોઇએ અથવા નીચી કરવી જોઈએ, અને આ સૌ લોકોએ પોતાને જમણે હાથે માનપૂર્વક સલામ કરવી જોઇએ.

(સહી) **એલ. ડબ્લ્યુ. વાઈ. કેમ્પબેલ,**
બ્રિગેડિઅર જનરલ.
ઑફિસર કમાન્ડિંગ ડિસ્ટ્રિક્ટ, ગુજરાંવાલા.

કર્નલ ઓબ્રાયને આ હુકમનો હિંદુસ્તાનની રૂઢિને કારણે બચાવ કરવાનો પ્રયત્ન કર્યો હતો. રુઢિથી કે ડહાપણથી આવા ખુલ્લી રીતે અપમાનકારક અને નામોશીભરેલા હુકમનો બચાવ થઇ શકે તેમ નથી. અમારી સામે પડેલો પુરાવો સાબીત કરી આપે છે કે એ હુકમનો અમલ કરવામાં સૉલ્જરોને પણ સલામ કરાવવામાં આવતી અને સલામ કરવાની કસૂર થાય તો ફટકાની સજા થતી. "જો કોઈ સલામ ન કરતો તો તેને પીઠ ઉપર બે ત્રણ વખત લાકડી મારવામાં આવતી હતી. હવેલીરામ નામના હલદી વેચનારની દુકાનની સામે કોઇ હલદી ખરીદવા આવેલા માણસે ઉભા થઇને સોલ્જરોને સલામ ન કરી તે માટે તેને લાકડી મારવામાં આવી હતી. તે તો બિચારો પોતાની પીઠ રસ્તા તરફ કરીને બેઠો

હતો એટલે તેણે સોલ્જરોને જોયાજ નહતા" (જુ. નં. ૩૯૦૫ અને જુ. નં. ૨૯૦, ૨૯૩, ૨૯૮, ૩૦૦ અને ૩૦૧. યુનિયન જૅક વાવટાને સલામ કરવામાટે વિદ્યાર્થીઓને દરરોજ હાજરી આપવી પડતી.

મોભાદાર માણસોની પાસે બજારમાંની મોરીઓ સાફ કરાવતા, જોકે ઘણી જગાએ મ્યુનિસિપાલ ઝાડુ કાઢનારે તેને અગાઉથી સાફ કરેલી હોય. (જુ. નં. ૩૦૪) લોકોને લાકડીઓ લઇને ફરવાની મના હતી. કેટલોક વખત માટે રેલ્વે મુસાફરી પણ બંધ કરવામાં આવી હતી, અને દીવા બુઝવવાનો હુકમ કાઢવામાં આવ્યો હતો. આથી કરીને લોકો નિરાધાર થઈ પડયા હતા.

આ પછી ચાલ્યાં માર્શલ લૉ ટ્રિબ્યુનલ અને સમરી કોર્ટો માર્ફત કામો; અને આને અમૃતસર સુનાવણી વિષે જે ટીકા કરી છે તેજ લાગુ પડે છે. આ સુનાવણીઓમાં બધો પુરાવો બનાવટી હતો એમ સાબીત કરવા માટે પુષ્કળ પુરાવો છે. લૉર્ડ હંટરની કમિટી આગળ બળવાની વાંત તો તદ્દન ભાંગી પડી. કર્નલ ઓબ્રાયન માત્ર એટલુંજ કારણ આપી શકયો હતો કે બળવો 'ન્યાયપુરઃસર સાબીત થયો હતો.' લગભગ દરેક લોકનાયકને પકડવામાં આવ્યો હતો. દિવાન મંગળસેન અને તેના કુટુંબના તરફ જે વર્તન બતાવવામાં આવ્યું હતું, લાલા અમરનાથના ઘરને વૈરભાવથી ખાલી કરાવવામાં આવ્યું હતું, તથા લોકોને કામ ચલાવવાના ઈરાદા વિના પકડીને કાચી જેલમાં પુરી રાખવામાં આવ્યા હતા–આવાં આવાં કૃત્યોથી બ્રિટિશ અમલને લાજ લગાડે એવી ઇરાદાપૂર્વક કરવામાં આવેલા ઘાતકીપણાની કથા બની રહી છે.

## વઝીરાબાદ.

મુખ્ય રેલ રસ્તા ઉપર ગુજરાંવાલાથી ૨૦ માઇલ છેટે બીજું અગત્યનું સ્ટેશન વઝીરાબાદ છે. એ પણ જંકશન સ્ટેશન છે. એની વસ્તી તો ૧૦૦૦ માણસનીજ છે. વૈશાખીના મેળા પછી આસપાસનાં ગામોના અને જીલ્લાના લોકોનાં વઝીરાબાદમાં ટોળેટોળાં ભેગાં થાય છે. ૩૦મી માર્ચ અથવા ૬ઠી એપ્રિલે બિલહાર હડતાલ પડી નહતી, પણ ગામડાંઓમાંથી જે ટોળાંઓ આવ્યાં હતાં તેઓ લાહોર, અમૃતસર અને ગુજરાંવાલાની ખબર લઇ આવ્યાં હતાં. ગામડાંમાંથી જે લોકો આવ્યા હતા તેમણે વઝીરાબાદીઓની હડતાલ ન પાડવા માટે મજાક કરી હતી, અને કહ્યું હતું કે 'વઝીરાબાદના લોકોએ હડતાલ નથી પાળી એટલે તેમની કન્યાઓ કોઈ લેશે નહીં' (જુ. નં. ૩૧૨) તા. ૧૪ મીએ હડતાળ પાડવાનો વિચાર કરવા માટે મસ્જિદમાં સભા થઈ. ૧૫મીએ હડતાલ પડી, પણ કેટલાક તોફાનીઓને કામ બંધ થયું તેટલાથી સંતોષ થયો નહતો. તેમણે જે બનાવોનાં વધારા પડતાં વર્ણનો સાંભળ્યાં હતાં તે તેમના હૈયામાં ચાલતી હતી, અને તેથી તેઓ તારનાં દોરડાં તોડવા અને રેલ્વે રસ્તાને નુકસાન કરવા નીકળી પડયા. આ પછી તેમાંના કેટલાક રેવ૦ બેઇલીને ઘેર જવા નીકળ્યા. તેઓની સાથે રસ્તે બીજા ભેગા થયા. તોફાનીઓએ મનસ્વી રીતે રેવ. બેઈલીનું ઘર અને તેના સાહિત્યના કીંમતી ખજાના બાળી મૂકયા. આ થયું ત્યારે ત્યાં પોલીસ હાજર હતી, પણ તેઓએ આ અતિશય ગેરવાજબી આગ અટકાવવાનો બિલકુલ પ્રયત્ન ન કર્યો. સારે નસીબે કોઇના જાન ન ગયા. આ નાટકમાં કોઇ પણ

જાણીતા શખસે ભાગ લીધો જણાતો નથી. વઝીરાબાદના કેટલાક જાણીતા લોકોએ તોફાનીઓના અત્યાચાર અટકાવવાનો પ્રયત્ન કર્યો જણાય છે, અને તેઓ તેમાં થોડા ઘણા ફાવ્યા હતા. રેવ૦ બેઇલીનું ઘર વઝીરાબાદથી આસરે બે માઇલને છેટે અને નિઝામાબાદથી એક માઇલને છેટે એક અલાહેદી જગામાં આવેલું છે. તોફાનીઓએ આટલું કૃત્ય કર્યું હતું, અને આનો બિલકુલ બચાવ થઇ શકે એમ નથી. અને આગ લગાડવા માટે એક નિર્દોષ લોકપ્રિય પાદરીનું ઘર પસંદ કરવામાં આવ્યું, તેથી તો એ કૃત્ય વધારે ખેદકારક અને ગર્હ્ય બને છે. આ કૃત્યને માટે કાંઈ ખાસ હેતુ અમે શોધી શકયા નથી, સિવાય કે તોફાની ટોળું યુરોપીઅનની વિરુદ્ધના વિદ્વેષને વશ થયું હતું.

કર્નલ ઓબ્રાયન પોલીસ અને લશ્કરને સાથે લઇને તા. ૧૬મી એ વઝીરાબાદ પહોંચ્યા. તરતજ ધરપકડો થઇ, અને ગુજરાંવાલાની માફક બધો દેખાવ વઝીરાબાદમાં પણ કરવામાં આવ્યો.

૧૮મી તારીખે એક દરબાર ભરવામાં આવ્યો, ત્યાં કર્નલ ઓબ્રાયન આ પ્રમાણે બોલ્યાનું કહેવાય છેઃ "સાંભળો, મૂર્ખ અને ઘેલા લોકો, તમે એમ ધાર્યું હતું કે બ્રિટિશ રાજ્ય પૂરૂં થયું છે. હવે તમારૂં ગાંડપણ ઉતરશે. તેને માટે દવા અમારી પાસે છે. તમને બધાને જાણ કરવા માગું છું કે સરકારને કોઈ પણ માણસની મિલકત જપ્ત કરવાનો અધિકાર છે, તેનું ઘર જમીનદોસ્ત કરવાનો અધિકાર છે, એટલુંજ નહીં તેની મરજી પડે તો તેને સળગાવી પણ શકે છે. એટલે તમને પહેલેથી હું કહેવા માગું છું કે હું હુકમ કરૂં છું, કે જમીઅતસિંહ બગ્ગાની બધી મિલકત સરકારમાં જપ્ત થાય.

બીજે દિવસે માર્શલ લૉ જાહેર કરવામાં આવ્યો. સ્થાનિક આર્યસમાજના માજી મંત્રી ડા. દોલતસિંહ તેનો અમલ આ પ્રમાણે વર્ણવે છેઃ—માર્શલ લૉ જાહેરખબરો જૂદી જૂદી જગ્યાએ અને કેટલાંક મકાનો ઉપર ચોડવામાં આવી હતી. આ જાહેરખબરો જે ઘરોની અને જગ્યાઓની સાથે પકડેલા લોકોને સંબંધ હતો તેના ઉપર ચોડવામાં આવી હતી. કેટલીક માર્શલ લૉ જાહેરખબરો આર્યસમાજના મંદિર ઉપર પણ ચોડવામાં આવી હતી, જો કે આર્યસમાજને કાંઇ બનાવો સાથે કાંઈ લેવા દેવા નહતી. હું હડતાલની વિરૂદ્ધ હતો અને હડતાલની હીલચાલમાં કાંઇ પણ ભાગ મેં લીધો નહતો તોપણ મને માર્શલ લૉ જાહેરખબરો સલામત રાખવા માટે જવાબદાર ગણવામાં આવ્યો હતો; કારણ હું આર્યસમાજનો મંત્રી હતો. બે માણસોને ખાસ પહેરો ભરવાને રાખવા પડયા હતા, અને ઘણીક વાર આ જાહેરખબરો કોઇ તોફાનીઆએ ફાડી અથવા બગાડી તો નથી એ જોવાને માટે મારે જવું પડતું હતું. ( જુ. નં. ૩૦૮. ) આવી જાહેરખબર ફાડી નાંખવી અથવા બગાડવી એ માર્શલ લૉના નિયમનો ભંગ ગણાતો અને જે મકાનો ઉપર આ નોટિસો ચોડવામાં આવતી તેમના માલીકોને આને માટે જવાબદાર ગણવામાં આવતા. ડાકટર દોલતસિંહને પકડવામાં આવ્યા હતા, અને આર્યસમાજનાં દફતર જપ્ત થયાં હતાં, અને લઈ જવામાં આવ્યાં હતાં. તેને ૧૦ દિવસ કાચી કેદમાં રાખવામાં આવ્યા, કેટલાક શખસો વિરૂદ્ધ સાક્ષી પુરવાનું કહેવામાં આવ્યું હતું, અને ૩૦મી મેએ છોડી દેવામાં આવ્યા હતા. તેમને વળી પાછા ૭મી જુને પકડવામાં આવ્યા. તેમની સામે કેવી રીતે પુરાવો

ઉભો કરવામાં આવ્યો, તેમને વકીલ કરવાનો પણ વખત આપવામાં આવ્યો નહતો તેમજ કેવી રીતે તેમને ધૂળ જેવા પુરાવા ઉપર તકસીરવાર ઠરાવ્યા હતા અને કર્નલ ઓ'બ્રાયને તેમને કહેલા શબ્દો, " સ્વામી શ્રદ્ધાનંદ આ હીલચાલમાં ભાગ લે છે, તમે પણ લેતા હશોજ" આ બધું તે તેની જુબાનીમાં વર્ણવે છે. ( જુ. નં. ૩૦૮. )

એમ પણ કહેવામાં આવે છે કે જો કોઇ શખસ ભૂલથી અથવા નજરચૂકથી યુરોપીઅનને સલામ ન કરતો તો તેનો ફેંટો તેના માથા ઉપરથી ઉતરાવવામાં આવતો, અને તેના ગળાની આસપાસ બાંધવામાં આવતો. પછી તેને સોલ્જરો કૅમ્પમાં ઘસડી લઇ જતા, ત્યાં તેને દંડ થતો અથવા ફટકા પડતા. ( જુ. નં. ૩૦૮ અને ૩૧૩ ). એક સાક્ષી કહે છે કે તેણે સલામ કરી હતી તોપણ તેની સલામ તરફ અમલદારનું લક્ષ ગયું નહતું, તેથી તેને તે અમલદારના જોડા ચૂમવાની ફરજ પડી હતી. આ જુબાનીને ઘણા સાક્ષીઓએ ટેકો આપ્યો છે.

લશ્કરને માટે કાંઇ પણ પૈસા આપ્યા વિના માખણ હમેશાં ઉઘરાવવામાં આવતું. જ્યારે માખણ ઉઘરાવાનું બંધ થયું ત્યારે ' લશ્કરના ખર્ચને માટે ' ઘર દીઠ એક રૂપીઓ વસુલ કરવામાં આવ્યો. માત્ર વિધવાઓને જ આ કરમાંથી મુક્ત કરવામાં આવી હતી, આ સાક્ષી ઉમેરે છે કે જ્યારે આવી રીતે વસૂલ કરેલાં નાણાં ખૂટી જતાં ત્યારે બીજાં વધારે વસૂલ કરવામાં આવતાં. એજ સાક્ષી કહે છે કે આ ઉપરાંત ૬૭૦૦૦ રૂપીઆ વઝીરાબાદ પાસે નુકસાનીના લેવામાં આવ્યા હતા. તે પોતે મ્યુનિસિપાલ કમિશનર હતા. અને તેને પોતાના વૉર્ડ ( વિભાગ )માંથી ફાળે પડતી રકમ ભેગી કરવી પડી હતી.

તેમને ૭મી જૂને પકડવામાં આવ્યા હતા, અને બચાવના સાક્ષીઓ લઇ આવવાને એક કલાકજ આપવામાં આવ્યો હતો. જેમની પાસે હથિયાર હતાં તેમને કોઈ પણ ટોળું કાયદાની હદની બહાર જાય તો તેની ઉપર બેધડક ગોળી છોડવાની સત્તા આપવામાં આવી હતી. ( જુ. નં. ૩૦૯. )

અમારી સામે પડેલો પુરાવો એમ પણ બતાવી આપે છે કે જે લોકો પકડાવામાંથી બચી જવા માગતા અથવા જૂઠો પુરાવો આપવામાંથી બચી જવા માગતા, તેવાઓ તરફથી છૂટથી પોલીસને રૂશ્વત આપવામાં આવી હતી અને પોલીસે તે લીધી હતી.

લશ્કરના ઉપયોગને માટે પુષ્કળ ખાટલાઓ લોકો પાસેથી લઈ જવામાં આવતા. તેની કાંઇ પણ કીંમત આપવામાં આવી નથી. તેમજ પાછા આપવામાં પણ નથી આવ્યા. ( જુ. નં. ૩૧૦. )

ગુજરાંવાલાની માફક, દીવાબત્તી બુઝાવવાનો હુકમ વઝીરાબાદમાં પણ નીકળ્યો હતો, અને નિશાળનાં છોકરાંઓને દિવસમાં ત્રણ વાર હાજરી પુરાવી યુનીઅન જૅક વાવટાને સલામ કરવી પડતી. "તેમને ખરે બપોરે લાંબું ચાલવું પડતું હોવાથી પુષ્કળ ત્રાસ પડ્યો હતો." ( જુ. નં. ૩૧૧. )

સરદાર જમીઅતસિંહની મિલકતની જપ્તી વિષે અગાઉ અમે ઇસારો કરી ચૂક્યા છીએ. જપ્તી કરવામાં આવી એટલે શું શું થયું એ જોવા જેવું છે. તેનો દીકરો, પોતાની જુબાનીમાં કહે છે. " ડેપ્યુટી કમિશનર અને બીજા અમલદારો અમારી દુકાનની નજીક

આવી પહોંચ્યા કે મને ખબર પડી કે મારા બાપ સામે પણ વૉરંટો કાઢવામાં આવ્યા હતાં. પોલીસે અમારાં રહેવાના ઘરની અને બેસવાના ઓરડાની જડતી લીધી, અને મ્હારી સમક્ષ ઘરની સ્ત્રીઓને ધમકાવી. પછી 'જમીઅતસિંહ ક્યાં છે, તમે તેને ક્યાંક સંતાડયે તો નથી' એમ તેઓએ પૂછ્યું." (જુ. નં. ૩૧૧) જમીઅતસિંહના દીકરાએ પોલિસને ચોખ્ખુ કહી દીધું કે મારા બાપ જમ્મુ ગયા છે તોપણ તેને વારંવાર સતાવવામાં આવ્યો. ૨૧મ એપ્રિલે જપ્તીહુકમ જાહેર કરવામાં આવ્યો. ચાર સ્ત્રીઓ અને ૭ નાનાં બાળકોને તુરત જ ઘરમાંથી બહાર કાઢવામાં આવ્યાં "સ્ત્રીઓના અંગ ઉપર આબરૂદાર પર્દેનશીન સ્ત્રીએ પોતાના ઘરમાં જેટલાં લૂગડાં પહેરે તેટલાંજ લૂગડાં હતાં. બાળકોનાં અંગ ઉપર બહુ ઓછાં હતાં, અને કેટલાંક તો આંગણુંમાં નાગાં નાગાં રમતાં હતાં. સ્ત્રીઓને પગરખ પણ તેઓએ પહેરવા દીધાં નહીં, અને નાગાં બાળકોને તેમને તેમ બહાર કાઢયાં. જેણે નિશાળો, કૉલેજો, ધર્મશાળાઓ અને બીજી લોકોપયોગી સંસ્થાઓ માટે હજારો રૂપીઆન સખાવત કરી હતી, અને જેણે શહેરના સેંકડો લોકોને ભીડને વખતે મદદ દીધી હતી એવા એક લક્ષાધીશનું કુટુંબ તે દિવસે ઘર વિનાનું, અને ખાવાપીવા અને પહેરવાઓ વાની ચીજ વિનાનું થઈ પડયું. (જુ. નં. ૩૧૨) પર્દેનશીન સ્ત્રીઓ ઘરમાં હોય ત્યારે કેટલ વસ્ત્ર પહેરે છે, અને બહાર જાય ત્યારે કેટલાં પહેરે છે તે જેને ખબર હોય તે જ તેમ બહાર કાઢી મૂકવામાં કેટલો અત્યાચાર થયો તે સમજી શકે: અને સરદાર જમીઅતસિં તો વઝીરાબાદના એક આગેવાન શહેરી છે, શીખોના એક નેતા છે, તેમજ ગઈ લડાઇમ તેમણે બહુ કીમતી કામ કર્યું હતું, અને તે બદલ કમાન્ડર ઇન્ ચીફ તરફથી તેમને એ સનદ મળી હતી. સરદાર જમીઅતસિંહ જમ્મુથી આવ્યા કે તરતજ એટલે તા. ૨૬મીએ પોલીસ આગળ હાજર થઈ ગયા, પણ જપ્તીના હુકમ તો ૪થી મે સુધી ખેંચી લેવામ આવ્યા નહીં. તેમના મુકદ્દમાનું દફતર જેવું મળી શક્યું છે તેવું અમે તપાસી ગયા છીએ અને બીજા પણ ઘણા કાગળો તપાસ્યા છે, અને અમને બિલકુલ શક નથી કે તેમ સામે જે ગુન્હો ઠરાવવામાં આવ્યો હતો તે બિલકુલ ખોટી રીતે હતો. તેમને તોહોમતપ સુદ્ધાં બતાવવામાં આવ્યું નહતું. તેની પ્રમાણવાળી નકલ તેના વકીલને પણ ન મળી શકે અને બધા બચાવના સાક્ષીઓને પણ બોલાવવામાં આવ્યા નહતા. સરદાર જમીઅતસિં ૬૨ વર્ષના વૃદ્ધ છે. તેમની એક આંખમાં મોતીઆ આવેલા છે. તેમના તરફ એક સામાન ગુન્હેગાર તરીકે વર્તવામાં આવ્યું, અને કેટલોક સમય સુધી તેમને એકાંત કોટડીમાં પુ વામાં આવ્યા હતા.

અહીં જેમના ઉપર કામ ચાલ્યાં તે બીજે ઠેકાણે કરતાં વધારે ફારસ જેવાં હત પુરાવો કેવી રીતે ઉભો કરવામાં આવ્યો તેનો આ રહ્યો તાદશ ચિતારઃ—

"બધા શહેરીઓને દાંડી પીટી પોલીસ થાણે બોલાવવામાં આવ્યા. કાચી વયન છોકરાઓ અને દફતરમાં બદમાશ તરીકે નોંધાયલાઓને ખબર આપનારા તરીકે ગણવામ આવ્યા. જેની સામે પોલીસને મુકદ્દમો ઉભો કરવો હોય તેને પેલા છોકરાઓ સામે ઉભે કરવામાં આવતો, અને તેની સામે પુરાવો આપવાનું તો છોકરાઓને શીખવી રાખેલું હતું, એટલે બિચારાઓને આવી રીતના પુરાવાથી ફસાવવામાં આવ્યા. કમિશનની સા

એના એજ છોકરાઓ સાક્ષી તરીકે રજુ થયા હતા, અને તેમનાજ પુરાવા ઉપરથી લોકોને સજા થઈ હતી. " ( જુ. નં. ૩૧૩ )

## નિઝામાબાદ

વઝીરાબાદથી ભાગ્યેજ એક માઇલ દૂર આવેલું નિઝામાબાદ એક ગામડું છે, અને ઘરો અને કારખાનાંથી ખીચોખીચ ભરેલી એક સાંકડી ગલીનુંજ બનેલું છે. વંશપરંપરાથી ચાલ્યા આવતા કારીગરો પુરાણુંમાં પુરાણું ઓજારો વડે વાઢકાપની વસ્તુઓ બનાવે છે તે માટે આ જગ્યા પ્રસિદ્ધ છે. એટલું તો ચોક્કસ છે કે કેટલાક માણસો અગાઉ કહેવામાં આવ્યું છે તેમ, મિ. બેઈલીનું ઘર બાળનારા ટોળાની સાથે સામેલ હતા, પણ આ ગરીબ ગામડીઆઓને કરવામાં આવેલી સજા તેમનામાંથી માત્ર કેટલાક જણેજ કરેલા ગુન્હાના પ્રમાણમાં બેહદ હતી. ૧૮મી એપ્રિલે, લાહોર તરફથી બ્રિટિશ સોલ્જરોની એક સ્પેશ્યલ ગાડી આવી, અને રેલ ગાડીના રસ્તા પાસેજ આ ગામ આવ્યું છે એટલે ત્યાં તે ગાડી ઉભી રાખવામાં આવી. સોલ્જરો ગામમાં ફરી વળ્યા, તેઓએ દુકાનો લૂંટી, આટો, ઘી, ગોળ લઈ લીધાં, અને ગાડી ઉપર એ વસ્તુઓ ગામડીઆઓ પાસે લઈ લેવરાવવામાં આવી. લગભગ એક અઠવાડીઆ સુધી લોકોને પોલીસ થાણે હાજરી આપવી પડતી, અને સવારના ૭થી તે રાતના ૮ વાગ્યા સુધી ખુલ્લામાંજ તેમને બેસી રહેવું પડતું. લોકોને પોતાના કારખાનાં બંધ કરવાં પડયાં હતાં. ( જુ. નં. ૩૨૯ )

મુહમ્મદ રમઝાન નામના એક છોકરાએ અજાણતાં સોલ્જરોએ ઠરાવેલી હદ ઓળંગી. તે બકરાં ચરાવતો હતો. તેની ઉપર ગોળી છોડવામાં આવી. તેના બિચારાના ત્યાંના ત્યાં પ્રાણ ગયા. બે ત્રણ બ્રિટિશ સોલ્જરો તેના ફેંટા વતી તેના શબને બાંધી તેને ખેંચી લઈ ગયા અને ગામની પાસેના તળાવ આગળ નાખી ગયા ' ( જુ. નં. ૩૩૦ )

મીર વાજીદઅલી નામનો એક મુગલ એક લાંબી જુબાનીમાં, પુરાવો કઢાવવા માટે કેવા પ્રયત્નો થયા હતા, દરરોજ લોકોને પોલીસ થાણે જઇ બળતા તડકામાં કેમ બેસવું પડતું હતું એ બધું વર્ણવે છે, અને જુબાનીને અંતે આ પ્રમાણે કહે છે:—

" મારા દીકરાની અને મારી જડતી લેવામાં આવી, અને કાચી જેલમાં નાંખવામાં આવ્યા. ૯મી જૂને મારા દીકરા ઇસલામ બેગને અને મને ડેપ્યુટી કમિશનર કર્નલ ઓબ્રાયન આગળ, વઝીરાબાદના પાંચ છ આદમીઓ સાથે, સુમારે સાંજે છ વાગે, લાવવામાં આવ્યા. અમને જમીન ઉપર નાક ઘસવાની સજા થઇ—તે કર્યા પછી અમને બધાને છોડયા. " ( જુ. નં. ૩૨૭ )

આ પ્રમાણે, ગુન્હેગાર ઠરાવવાનો કશોજ પુરાવો ન હતો ત્યારે, દેખીતી રીતે નિર્દોષ માણસોનું અપમાન કરવા માટે એક નામોશીભરેલી સજા ઉત્પન્ન કરવી પડી હતી. આ ગામોમાંથી ૬૫૦૦ રૂપીઆ નુકશાનીના લેવામાં આવ્યા હતા. ( જુ. નં. ૩૨૭ )

નંબર ૩૨૪, ૩૨૫, ૩૨૬ અને ૩૩૪ ના સાક્ષીઓએ પોલીસે ધમકી અને શારીરિક સજાથી પુરાવો કઢાવવાના કેવા પ્રયત્નો કર્યા તે વિષે જુબાની આપી છે.

## ૯. અકાલગઢ

વઝીરાબાદથી લાયલપુર જતાં રસ્તામાં અકાલગઢનું સ્ટેશન આવે છે. એની વસ્તી

આસરે ૪૦૦૦ ની છે; શીખ રાજ્યના પાછલા દિવસોમાં પ્રસિદ્ધ થયેલા દિવાન સાવનમલ અને એના દીકરા મૂળરાજના વતન તરિકે એ ગામ પ્રસિદ્ધ છે.

ખુદ અકાલગઢમાં તો એપ્રિલ મહીનાનાં રમખાણો દરમ્યાન કોઈ પણ જાતનું તોફાન થયું નહતું, છઠ્ઠી એપ્રિલને દિવસે ગામમાં હડતાળ પડી હતી, અને દિવાન સાવનમલના એક વંશજ દિવાન ગોપાળલાલના પ્રમુખપદ નીચે એક જાહેર સભા થઇ હતી. અમૃતસર અને લાહોરમાં થએલી પકડાપકડી અને બનેલા બનાવોને લીધે તા. ૧૪મી એપ્રિલે બીજી હડતાળ પડી હતી. તારનાં દોરડાં તો તા. ૧૫મીએ કાપવામાં આવ્યાં હતાં; તે દિવસે અકાલગઢમાં હડતાળ નહતી. અકાલગઢના ગામથી તેમજ સ્ટેશનથી એક માઇલ દૂર એ દોરડાં કપાયાં હતાં. ગાંડા થએલા લોકોના ટોળાનું એ કામ નહતું; અમને તો લાગે છે કે અકાલગઢના કોઇ માણસનું પણ એ કામ નહિ હોય. અમારી આગળ એવો મત દર્શાવવામાં આવ્યો છે કે વઝીરાબાદના વૈશાખી મેળામાંથી પાછા ફરનાર લોકોમાંથી કોઇએ તારનાં દોરડાં કાપ્યાં હોવાં જોઇએ. વઝીરાબાદથી અકાલગઢ ૨૭ માઇલ છે.

છતાં, ૨૨મી એપ્રિલે ડેપ્યુટ કમિશનરે ત્યાં આવી નેહેરના પૂલ આગળ મુકામ કર્યો અને ગામના પ્રતિષ્ઠિત લોકોને બોલાવી મંગાવ્યા. એણે એ લોકોને એવો હુકમ કર્યો કે મારી મોટર સહેલાઈથી જઈ શકે એવી રીતે ડાક બંગલા સુધીનો રસ્તો તાબડતોબ દુરસ્ત કરી નાંખો. આટલા માટે લગભગ રૂ. ૨૦૦૦ નું લોકો પાસેથી ઉઘરાણું કરવામાં આવ્યું, અને એક માઇલથી પણ વિશેષ લાંબો રસ્તો ડેપ્યુટી કમિશનર સાહેબની મોટર માટે જબરદસ્તીથી તૈયાર કરાવવામાં આવ્યો. આ નાનકડા ગામમાંથી આટલી રકમ એકજ દિવસમાં ભેગી કરવામાં આવી; એટલે આ પૈસાની વસુલાત કેવળ ગેરકાયદેસર અને અઘટિત જ નહતી, પણ અકાલગઢ જેવા ગરીબ ગામ માટે તો એટલી ભારે હતી કે એને જુલમ જ કહેવાય.

ત્યાર પછી ગુજરાંવાલા અને વઝીરાબાદ પ્રમાણે અહીં પણ આગેવાનોની ધરપકડ શરૂ થઈ. ૩૦ માણસો ઉપર કામ ચલાવવામાં આવ્યું, જેમાંથી ૨૦ નિર્દોષ ઠર્યા. પંદર પંદર વર્ષના બે છોકરાઓને એક દિવસની આસન કેદની સજા થઈ, છને વધારે દોષિત ઠરાવ્યા, અને બેની સામેથી આરોપ ખેંચી લેવાયો.

સાક્ષીઓને જે રીતે ભયભીત કરવામાં આવ્યા હતા, અને લગભગ બે મહીના સુધી જે રીતે લાંચ–રૂશવત અને જુલમનો દોર ચાલ્યો હતો, તેનું સવિસ્તર અને ખાત્રી કરાવનાર વર્ણન અમને મળેલી જુબાનીઓમાં આપવામાં આવ્યું છે. આ શરમભર્યાં કૃત્યોમાંથી થોડાંક જ અમે અહીં ટાંકીએ છીએ.

નાનકચંદને પોલીસના થાણા પર બોલાવી ખોટી જુબાની આપવા કહ્યું. એમ કરવા એણે ના પાડી ત્યારે "તડકામાં અર્ધો કલાક એને ઉભો કરવામાં આવ્યો." એને ગાળો ભાંડવામાં આવી. જુબાની નહિ આપે તો ગોળીથી ઠાર કરવામાં આવશે એવી ધમકી આપવામાં આવી. તે ઉપરથી એણે પોલીસની ઈચ્છા મુજબ જુબાની લખાવી, પણ એ કહે છે કે કચેરીમાં તો એણે ખરીજ જુબાની આપી હતી. એ કહે છે કે આવું વર્તન

બીજા લોકો તરફ પણ પોલીસે ચલાવ્યું હતું. "જબરદસ્તીથી લોકોને ડાક બંગલા પર ભેગા કરવામાં આવતા હતા. લશ્કરી માણુસોને મ્હારે મફત દૂધ પુરૂં પાડવું પડતું હતું. ( જુબાની નં. ૩૪૩ થી ૩૪૫ ).

ઉપર કહેલા દિવાન ગોપાળલાલને ૨૨મી એપ્રિલે પકડવામાં આવ્યો. એ મહિના સુધી એને કાચી જેલમાં રાખી મૂકયો, અને છેવટે એની સામે જુબાની ન મળવાથી છોડી દીધો. એ કહે છે કે "રેવેન્યુ એસિસ્ટન્ટ અને મહમ્મદ સાહીબખાંએ જેલદાર તથા ચોધરી ગુલામકાદર અને સરદારખાં મારફતે માગેલી લાંચ મેં ન ભરી તેટલા માટે જ મને પકડવામાં આવ્યો હતો. હું જેલમાં હતો તે દરમ્યાન મારાં સગાંવહાલાં પાસેથી મારા છૂટકારા માટે રૂ. ૫૦૦૦ અને મારા સંબંધી માટે રૂ. ૧૦૦૦ એ લોકોએ કઢાવ્યા." ( જુબાની નં. ૩૪૦. )

રામલાલ નામે એક પંદર વર્ષના વિદ્યાર્થીને ૨૩મી એપ્રિલે પકડયો હતો, અને ૧૩મી મેએ છોડી મૂકયો હતો. ( જુબાની નં. ૩૪૨. )

લાલા ગણેશદાસ પસી અને એના બે ભાઇઓને પણ પકડયા હતા. એની જુબાની પરથી જણાશે કે એની પાસેથી રૂ. ૨૦૦૦ ની લાંચ કઢાવવામાં આવી હતી; છતાં એને જેલમાંથી છોડયા નહિ; છેવટે છોડયા, અને વળી પાછાં ૨૩મી મેને દિવસે એ જેલમાંથી નાશી છુટયો છે એવા બહાનાથી એની મિલ્કત જપ્ત કરવામાં આવી. એ નિર્દોષ ઠર્યો, તોપણ છેક ૧૯મી જુલાઈ ૧૯૧૯ સુધી એની મિલ્કત એને પાછી સોંપવામાં ન આવી.

ચોધરી ફઝલદાદ એક લંબરદાર અને અકાલગઢ મ્યુનિસિપાલિટિનો ઉપ–પ્રમુખ હતો. એનો ગુન્હો એટલો જ હતો કે એણે આરોપીના સાક્ષી તરિકે જુબાની આપી હતી. એ દોષ માટે એને પકડયો, એના ઉપર કામ ચાલ્યું, અને એને રૂ. ૫૦૦ નો દંડ થયો. એ કહે છે કે ૨૬મી મેએ કાંઇ પણ કારણ વિના કર્નલ ઓબ્રાયને એને લંબરદારીમાંથી બરતરફ કર્યો. ઉપર વર્ણવેલી રસ્તાની દુરસ્તી એની લંબરદારી દરમ્યાન થઇ હતી. એ કહે છે કે "મુલકી અધિકારી અને ઝૈલદારે મજુરવર્ગ સિવાય બીજા લોકોને કાંઇ પણ મજુરી આપ્યા વિના કામ કરાવ્યું." જબરદસ્તીથી ઉઘરાવેલા રૂ. ૧૮૦૦ માંથી "માત્ર ૭૦૦ કે ૮૦૦ રૂપીઆ જ કંટ્રાકટરને અપાયા હતા." વળી એ કહે છે કે "ગામના બધા લોકોને ડાક બંગલા આગળ ભેગા કરી, રેલવે લાઇન ઉપરથી મશીનગન અને તોપો છોડવામાં આવી. લોકોને ચોખ્ખું કહેવામાં આવ્યું કે તમારે આરોપીઓ તરફથી જુબાની આપવી નહિ, પણ પોલીસ સબ–ઇન્સ્પેકટરની ઇચ્છા મુજબ સરકાર તરફથી જ જુબાની આપવી." ( જુબાની નં. ૩૩૬ ).

ઉપલી મશીનગન ફોડવાના ખર્ચ માટે લોકો પાસેથી રૂ. ૧૦૦૦ ઉઘરાવવામાં આવ્યા, અને તારનાં દોરડાં પાછાં બાંધવા માટે પણ થોડી રકમ લેવાઈ.

## ૧૦. રામનગર.

રામનગર પણ અકાલગઢ જેવડું જ છે. અકાલગઢથી પાંચેક માઈલ દૂર ચિનાબને કિનારે એ આવ્યું છે. ત્યાં આગગાડીનો રસ્તો નથી. મહારાજા રણજિતસિંહનો ત્યાં 'બરદારી' નામે એક મહેલ હતો.

૬ઠ્ઠી એપ્રિલે ત્યાં હડતાળ પડી હતી, અને ૧૫મીએ પાછી થોડી હડતાળ પડી હતી. રામનગરમાં કાંઇ પણ નુકસાન થયું એવું સાંભળ્યું નથી, પણ રામનગર પર એવો આક્ષેપ મૂકાયો હતો કે ત્યાંના લોકોએ નામદાર શહેનશાહનું પુતળું બાળી તેની રાખ પાણીમાં નાખી હતી. અમે આ આક્ષેપ વિષે બારીકીથી તપાસ કરી. સેંકડો સાક્ષીઓની અમે જુબાની લીધી. આ રીતે ભેગી કરેલી જુબાની એ આક્ષેપ ખોટો સિદ્ધ કરવા પૂર્ણ-પણે ખાત્રીકારક હતી, છતાં એ જુબાનીની વિરુદ્ધ કોઈની પાસે કાંઇ પણ માહિતિ હોય તો તે મેળવવા માટે અમે જાહેર માંગણી કરવાનો નિશ્ચય કર્યો. તેથી, ૩૦ મી નવેંબર ૧૯૧૯ ને દહાડે રામનગરના ચોગાનમાં અમે એક જાહેર સભા બોલાવી અને લોકોને વિનંતિ કરી કે જે જે એમ માનતા હોય, અથવા જેની પાસે એવો પુરાવો હોય, કે શેહેનશાહની મૂર્તિને બાળવામાં આવી હતી, તેણે જાહેર રીતે અથવા ખાનગીમાં આવી પોતાની જુબાની અમારી આગળ રજુ કરવી. છતાં કોઇ પણ માણુસ એવું વૃત્તાન્ત સંભળાવવા બહાર પડયો નહિ. અમારી ખાત્રી થઈ છે કે એ તદ્દન બનાવટી આક્ષેપ હતો. અમે મેળવેલી જુબાની ઉપરથી જોઇ શકાશે કે ૨૪ મી એપ્રિલ સુધી કોઇ પણ પોલીસ અમલદારે આવી વાત કાઢી નહતી. કર્નલ ઓબ્રાયનનો ચુકાદો અમે કાળજીપૂર્વક વાંચી ગયા; એમાં એમનું કહેવું એવું છે કે આ બનાવની વાત કાઢવામાં ઢીલ થયાનું કારણ પોલીસ બીજા કામમાં રોકાઇ ગયેલી એ હતું. આ દલીલ જરાએ માની શકાય એવી નથી, કારણુ કે બીજે કંઈ નહિ તોએ પોલીસની ડાયરીમાં એવો ઈસારો હોવોજ જોઇતો હતો. ૧૭મી એપ્રિલે પોલીસ ઈન્સપેકટર આખા રામનગરમાં ફરી વળ્યો હતો; એણે પણ એ વિષે કાંઇ કહ્યું નથી. જેની આગેવાની તળે એ કાર્ય થયું એમ પાછળથી કહે-વાયું, તે માણુસ હાજર છતાં, તેને ૯મી મે સુધી પકડયો નહતો.

તે છતાં રામનગરની પ્રજા પર એક દુષ્ટ આળ મૂકી તેને રંજાડવામાં આવી; એના સારામાં સારા માણુસો ઉપર કેવળ સ્વચ્છંદી મુકદ્દમાનો ત્રાસ વર્તાવવામાં આવ્યો; એ મુકદ્દમાને જુઠ્ઠી જુબાનીથી સાબીત કરવા પ્રયત્ન થયો; એની સુનાવણી એવી કોર્ટોમાં થઈ કે જેમાં સુનાવણીના સામાન્ય નિયમોનો બહિષ્કાર થયો હતો !

લાલા કરમચંદ નામના એક ધાર્મિક વૃત્તિના બહુધા નિવૃત્તિમાં જીવન ગાળનાર વૃદ્ધ આ જુલમના ભોગ થઇ પડનારામાંના એક હતા. એમની અને બીજા ૨૭ માણુસોના ઉપર ફોજદારી થઈ, અને એમને શિક્ષા પણ થઈ. એમણે સને ૧૮૭૭થી ૧૯૦૦ સુધી પોસ્ટ અને રેલ્વે ખાતામાં સરકારી નોકરી કરી હતી. સને ૧૯૧૦ પછી એમણે ‘ લગભગ સાંસારિક જીવનનો ત્યાગ કર્યો હતો,’ વર્ષમાં ૯ માસ એ હરદ્વાર રહેતા. ‘ કોઇ શ્મશાનયાત્રા કાઢવામાં આવી હોય કે કોઈ મૂર્ત્તિ બાળવામાં આવી હોય, ’ એવી વાતનો એ તદ્દન ઇન્કાર કરે છે. એ કબુલ કરે છે કે ૧૫મી એપ્રિલે થોડા છોકરાઓ ‘ હાય, હાય, રોલૅટ બિલ ’ કરતા કરતા બજારમાંથી ગયા હતા. એઓ કહે છે કે ૧૭ મી એપ્રિલે એક સબઈન્સપે-કટર રામનગર ગયો હતો, અને એણે એવી નોંધ કરી હતી કે હડતાળ સિવાય ત્યાં કશુંએ થયું નહતું. એ તો છેક ૨૩મી એપ્રિલે મુલ્કી અમલદાર ત્યાં ગયો અને ઝૈલદાર જોડે કાંઇ મસલત કરીને કરમચંદ વગેરેને બોલાવી મંગાવ્યા, અને કાંઈ તપાસ કરવાની છે એવું બહાનું કાઢી એમને અકાલગઢ મોકલાવ્યા. ૨૪મીએ એમને હાથકડી નાંખી

ગુજરાંવાલા મોકલી દીધા, અને ત્યાં ૧૬મી મે સુધી જેલમાં રાખવામાં આવ્યા. ત્યાં સુધી એમને ખબર પડી નહતી કે શું કામ એમને પકડવામાં આવ્યા હતા. ૧૭મી મેએ એમને પાછા રામનગર મોકલવામાં આવ્યા. ૧૯મીએ એમના સાક્ષીદારોનાં નામ પૂછવામાં આવ્યા, ૨૨મીએ તપાસ ચાલી. પરિણામ શું આવ્યું તે તો અમે કહી ગયા.
( જુબાની નં. ૪૨૨ )

લાલા સુંદરદાસ કહે છે કે પકડાપકડીના સંબંધમાં લોકોએ તારો કર્યા તે પણ અમલદારોને ગમ્યું નહિ. એમની જોડે બીજા કેટલાકને ૧૧મી જૂને જ ગુજરાંવાલામાં ડેપ્યુટી કમિશનર સન્મુખ ખડા કરવામાં આવ્યા, અને એમને છોડયા પહેલાં કર્નલ ઓ–બ્રાયને એમને ‘ નાકલીટી તાણી, પસ્તાવો જાહેર કરવા ’ હુકમ કર્યો. (જુબાની નં. ૪૧૯).

લાલા હુંસરાજ કહે છે કે રામનગરનો લંબરદાર અબ્દુલ્લા એની પાસે ૮મી મેએ આવ્યો અને કહ્યું કે ‘બસ્સેં રૂપીઆ ધરી દે, નહીં તો તને કાલે પકડી જઈશ. ” હુંસરાજે આનો વિરોધ કર્યો. એ કહે છે. ‘બીજે દહાડે સવારમાં અબ્દુલ્લા લંબરદારનો ભાઈ અને એક લફંગો મારા ઘર આગળ ડાંગ લઈને બેઠેલા મેં જોયા. મેં બારણું ઉઘાડયું કે તુર્તજ એ લોકોએ મને પકડી લીધો, અને બજારમાં ઘસડી ગયા. ’ હુંસરાજે તોપણ પસા આપવા ના પાડી. ત્યારે એને થાણા પર ઘસડી ગયા. પછી એની સામે કેવી રીતે પુરાવો તૈયાર કરવામાં આવ્યો અને એને સરકાર તરફનો સાક્ષીદાર થવા સૂચવવામાં આવ્યું, તેનું વર્ણન એ આપે છે. એ માણુસ ૧૫મી એપ્રિલે વઝીરાબાદ હતો અને સાંજે સવાપાંચ વાગે અકાલગઢ પહોંચ્યો. એટલે જ્યારે પુતળું બાળ્યું કહેવાય છે, ત્યારે રામનગરના કોઇ સરઘસ વગેરેમાં એ ભાગ લે એ શક્ય જ નહોતું. ( જુબાની નં. ૪૧૭ )

લાલા ગોવિંદસહાય વગેરે કેટલાક ડેપ્યુટિ કમિશનર પાસે આ કેસના સંબંધમાં જવા હિમ્મત કરી; તેટલાજ માટે એમને પકડવામાં આવ્યા અને ૧૧મી જૂને લાલા સુંદરદાસની માફક નાકલીટી તણાવી છોડવામાં આવ્યા. ( જુબાની નં. ૪૨૩ અને ૪૨૪ ).

લાલા રામચંદની જુબાનીમાંથી જણાય છે કે સરકારી પૂરાવો કેવો બદલાતો ગયો. પહેલી વાત એ હતી કે એક પૂતળાની ઠાઠડી કરી લઈ ગયા, અને એને કેટલાક મણ લાકડે બાળ્યું. પાછળથી એક કપડાની ઢીંગલી બાળવા પરજ એ વાત આવી ગઈ.
( જુબાની નં. ૪૨૫. )

સૈયદ હકીમશાહ એક નિવૃત્ત થયેલા, સ્ટેશન માસ્તર છે. એ પણ સરકારી પૂરાવો કેવો બદલાતો ગયો તે જણાવે છે. એ પોતે તેજ દિવસે સાંજે નદીએ જઈ પહોંચ્યા હતા. એમણે કશું બળતું જોયું નહોતું. ૨૨મી મેએ સરકાર તરફથી સાક્ષી આપવા એમને કહેવામાં આવ્યું. એમણે ના પાડવાથી એમની જોડે ખરાબ વર્તન ચલાવવામાં આવ્યું. રેલ્વે ખાતામાં એમણે ૩૭ વર્ષ નોકરી બજાવી હતી. ( જુબાની નં. ૪૩૨ )

આ પુતળાના કેસમાં ભગવાનદાસ આરોપી હતો, અને પાછળથી માફી સાક્ષી થયો હતો. એણે એક લાંબી જુબાની આપી છે, અને એમાં પોતે આપેલી જુબાનીને ખોટી જણાવી, ખોટી જુબાની જે પ્રસંગમાં આપવી પડી છે તે પ્રસંગ વર્ણવ્યા છે.
( જુ. નં. ૪૪૩ )

અમને લાગે છે કે અકાલગઢ અને રામનગરને જે અપમાન, બંદીખાનાં, પૈસાની હાનિ, અને તીવ્ર ભયંકર સંતાપ વેઠવાં પડ્યાં, તેનું કારણ એ હતું કે માત્ર કર્નલ ઓ–બ્રાયન લોકોનામાં નવું જાગ્રત થતું દેશાભિમાન અને દેશહિતનાં કાર્યોપ્રત્યેના રસને દાબી દઈ, તેમને આકરો પાઠ આપવા માગતા હતા. મલીક સાહીબ નામના એક અતિશય બેશરમ સ્થાનિક અમલદારની હાજરીથી આ જુલમમાં વધારો થયો હતો, એમ એ ગામોની જુબાનીમાંથી માલમ પડી આવે છે.

## ૧૧. હાફીઝાબાદ.

હાફીઝાબાદ વઝીરાબાદથી લાયલપુરને રસ્તે અકાલગઢથી પંદર માઈલ પર આવ્યું છે; એ વેપારનું એક સાધારણ ઠીક મથક ગણાય છે, અને એની વસ્તી આસરે ૫૦૦૦ ની છે.

લાહોર અને અમૃતસરમાં અમલદારોનાં તા. ૧૦ મીનાં કૃત્યોની સામે વિરોધ દર્શાવવા હડતાળનો જે વા વાયો હતો, તે આગગાડીને આખે રસ્તે વધતો વધતો હફીઝાબાદ પણ આવી પહોંચ્યો. ૧૪ મી એપ્રિલે અહીં સંપૂર્ણ હડતાળ પડી હતી. કેટલાક દારૂડીઆ લોકોનું ટોળું સ્ટેશન પર પહોંચી ગયું. સ્ટેશનથી આસરે ૩૦૦ વાર દૂર, પાટા ઓળંગવાના એક દરવાજા આગળ આ ટોળું પહોંચી ગયું, અને ઉદ્ધતાઈથી એક આગગાડીને ઉભી રાખી, પહેલા વર્ગમાં બેઠેલા લેફ્ટેનન્ટ ટૅટમ નામના ઇંગ્રેજ ઉપર હુમલો કર્યો. એ સાહેબનો એક નાનો છોકરો પણ એની સાથે હતો. લોકોએ ડબ્બાના કાચ પણ તોડી નાંખ્યા. દરમ્યાન ટોળામાંના કેટલાકને આ અત્યાચાર ગમ્યો નહિ, અને તેઓએ પોતાના જીવને જોખમે પણ લેફ્ટેનન્ટ ટૅટમનું રક્ષણ કર્યું. લે. ટૅટમની ફરમાશથી, ડ્રાઇવર ઉતાવળે આગગાડીને વઝીરાબાદ સહીસલામત દોડાવી ગયો. ૧૫ મી તારીખે તોપ નામનો એક દારૂડીઓ બીજા સોએક દારૂડીઆનું ટોળું દોરી ગયો; અને એમણે તાર તોડી નાંખ્યા તથા એક સિગ્નલ આપનારની ઝુંપડીને નુકસાન કર્યું. તોપને પકડીને તેહસિલમાં લઈ ગયા; ટોળું એની પાછળ ગયું, અને પથરા ફેંકી તેહસિલની બારીઓ ભાંગી નાંખી. બંદુકના એક ખાલી અવાજથી એ ટોળું વીખરાઇ ગયું.

કર્નલ ઓ–બ્રાયન ૨૨ મી એપ્રિલે હાફિઝાબાદ પહોંચ્યા. ત્યાર પછી જે રીતે અકાલગઢ અને બીજી જગ્યાઓએ આખી પ્રજા પર જુલમ કરવામાં આવ્યો હતો તે પ્રયોગ અહીં ફરી ભજવી બતાવ્યો.

બીહારીલાલ કપુર અને એના નોકર પોરીઆને આગગાડીના બનાવના સંબંધમાં પકડ્યા. એને પકડવાનું કારણ એની જુબાનીમાંથી મળશે. બે છોકરાઓ અને એક સરકારી નોકર એની સામે સાક્ષીદાર તરીકે ઊભા કરવામાં આવ્યા, પણ એક મહિનો અને નવ દિવસ કાચી જેલમાં કઢાવ્યા પછી, નિર્દોષ ઠરાવી એમને છોડી દીધા. (જુ. નં. ૩૯૬).

હરનામસિંહને પોતાના દીકરાનો છુટકારો કરાવવાની લાલચે બસ્સેં રૂપીઆની રૂશવતની માંગણી સ્વીકારવી પડી; છતાં દીકરાનો છુટકારો નજ થયો. તે તો પકડાયો, અને શિક્ષા પણ થઇ. ( જુ. નં. ૩૯૭ ).

હુકમદેવી કહે છે કે એની પાસે લાંચ આપવા માટે પૈસા ન હોવાથી એના છોકરાને જેલ ભોગવવી પડી. ( જુ. નં. ૩૯૮ ).

રલ્લુરામ નામના એક વકીલના કારકુનની જુબાની પરથી જોઈ શકાશે કે ખાન ટંટાઓનો લાભ લઇને પણ જે લોકોએ લડાઈમાં ભારી સેવા બજાવેલી તેવા આગેવાને રંજાડવામાં આવ્યા હતા. પોલિસ ખોટી જુબાની કેવી રીતે તૈયાર કરતા હતા, તેનું ૧ એમાં વર્ણન છે. (જુ. નં. ૪૦'

એક વર્તમાનપત્રના ઉપતંત્રી સરદાર દિવાનસિંહ કહે છે: " સૌથી પહેલા ૭ પ્રા ષ્ઠિત લોકોને પકડી, હાથકડી નાંખી. કયા ગુન્હા માટે તેમને પકડયા તે એમને કહ્યું ન તેમ બીજી પણ કાંઇ માહિતિ આપી નહિ. દોઢ મહીના પછી એમની ઉપર આરોપ કાઢવામાં આવ્યા. સરકાર તરફથી ખોટા સાક્ષી ઉભા કરવા માટે લોકોનું તાડન કરવા આવતું, અને તેમને બજારની વચ્ચે ભુંડી ગાળો ભાંડવામાં આવતી. એમના ઉપર સખ્તા વર્તન ચાલતું, અને આબરૂદાર માણસોને પોલીસ બધી જાતની હરકતો અને અપમાને રંજાડતી હતી... ખોટા સાક્ષીદારોના સંબંધમાં વાઇસરૉય તથા લેફ્ટેનન્ટ ગવર્નર સા બોને તાર મૂકવામાં આવ્યા, પણ તેમણે કાંઇ સાંભળ્યું પણ નહિ અને તપાસ પણ નહિ... જ્યારે કર્નલને ખબર પડી કે સરકાર ઉપર આવી રીતના તાર જાય છે, ત એણે તાર ઉપર પહેરો મૂક્યો, અને એવા તાર ન લેવાનો હુકમ કાઢ્યો. **સમૉર કૅ માર્શલે** એકજ દહાડામાં બધા હાફિઝાબાદના મુકદ્દમાનો નીકાલ આપ્યો... હાફિઝાબા કેસમાં મોટા જમીનદારો, રૈસલોકો, શરાફો, વકીલો અને બીજા આબરૂદાર માણસો ડાયા હતા; ભરરસ્તાઓમાંથી તેમને કુચ કરાવવામાં આવતી અને ખસુસ તેમનું અપ કરવામાં આવતું. "

કર્નલ ઓ-બ્રાયને લશ્કરમાં ભરતી કરાવવામાં તથા લશ્કરી કાયદા તળે મુકદ્દમા ચલાવવામાં કરેલાં જબરાં કૃત્યોનું લાલા રૂપચંદ ચોપડાએ હુબેહુબ વર્ણન કર્યું છે. સાહેબને થયેલું કામ સંતોષકારક ન લાગવાથી,—એટલે કે તા. ૩૦ મી એપ્રિલ સુધ પૂરતા માણસો પકડાયલા ન લાગવાથી, કેટલાક જુના અમલદારોને બદલીને પોતાના ચું નવા માણસોને તેમની જગ્યાએ ગોઠવી દીધા. ૩૦ મી એપ્રિલે સાંજે ગામમાં ઢોલ વગ ઢંઢેરો કાઢયો કે બીજે દિવસે સવારે દરેક ફેંટાવાળા માણસે આવીને તેહસિલ કચેરે હાજર થવું, નહિ તો એને ગોળીથી ઠાર કરવામાં આવશે. આ નવા કારભારમાં લો આખો દહાડો ખુલ્લામાં બેસાડી રાખવામાં આવતા હતા, અને એજ પદ્ધતિ રોજ ર રાખવામાં આવી હતી.

નિશાળમાં જતાં બાળકો માટે બીજી જગ્યાઓના જેવો જ અહીં પણ હુકમ કા હતો. કેટલાક ગોરા સીપાઈઓ દુકાનોમાંથી પોતાને જોઇતી ચીજો કિંમત આપ્યા િ ઉપાડી લેતા હતા. આ ભાઇ ( લાલા રૂપચંદ ) મી. ઍન્ડ્રુઝ સાથે ૨૦ મી અકટો ઇન્સ્પેક્ટરને ઘેર ગયા હતા, અને શિક્ષારૂપે બેસાડવામાં આવેલી પોલીસે કઢાવેલા પૈસ એક કિસ્સો તેમની આગળ વર્ણવ્યો હતો. એને પરિણામે બે કૉન્સ્ટેબલને બરતરફ એક હવાલદારને ઉતારી મૂકવામાં આવ્યા હતા. આ ભાઇ છેવટમાં કહે છે કે એણે ઑ ફર્ડ યુનિવર્સિટિમાં અભ્યાસ કર્યો છે, ૧૩ વર્ષ વિલાયતમાં ગાળ્યાં છે, લંડનની ઈન્ડિ

ઍમ્બ્યુલન્સ કોરના એક અમલદાર છે, રાજકાજમાં કદી ભાગ લેતા નથી; કેવળ લોકોને થયેલા અન્યાય માટે ઈન્સાફ થાય એજ ઇચ્છાથી પોતાની સાક્ષી આપવા બહાર પડ્યા છે.

( જુબાની નં. ૩૯૦. )

લાલા બેલિરામ કપુર ને પકડી ગોંધવામાં આવ્યા હતા. ૧૨ ફીટ પહોળી અને ૧૫ ફીટ લાંબી ઓરડીમાં એની સાથે બીજા ૨૩ જણા પૂરવામાં આવ્યા હતા. ઝાડા-પેશાબની હાજતો માટે પણ એજ ઓરડો એમની પાસે વપરાવતા. છટ્ઠી જુન સુધી કાચી જેલના કેદી તરિકે તેમને પકડી રાખ્યા હતા. ( જુ. નં. ૪૦૫ )

જંગલ ખાતાનો એક નિવૃત્ત થએલો હેડ-કલાર્ક સરદાર મેવાસિંગ-ભરતી કરવામાં થયેલી ક્રૂરતાનું વર્ણન પોતાના હેવાલમાં આપે છે. એને પોતાને જે રીતે પકડયો હતો તેનું વર્ણન નીચે મુજબ છેઃ " ૨૧મી એપ્રિલે વારંટ વિના મને પકડયો. ૨૨ મીએ વારંટો તૈયાર કર્યાં અને તે પર ડિસ્ટ્રિકટ મૅજિસ્ટ્રેટની સહી મેળવી. હાફિઝાબાદની ગંદી કાચી જેલમાં મને બે દહાડા પૂરવામાં આવ્યો. ૨૩ માણુસોને એકજ ઓરડામાં સીંચવામાં આવ્યા. એમાં ચાર માણસ રાખવાને માટે પણ ભાગ્યે પૂરતી જગ્યા કહેવાય. અમને દુઃખદાયક અગવડો ખમવી પડી. ઝાડા-પેશાબ માટે પણ હાજત થાય ત્યારે જવા દેવામાં આવતા ન હતા. બહાર લઈ જતા, તો બબ્બે જણુ વચ્ચે એકેક હાથકડી નાખીને. કોઇ વાર તો ઝાડે જવા પણ ઓરડામાં જ બેસવું પડતું. ૨૩મી એપ્રિલ ૧૯૧૯ ને દિવસે અમને ગુજરાંવાલાની ડિસ્ટ્રિકટ જેલમાં લઇ ગયા. ત્રેવીસે માણસોને એક સાથે સાંકળ્યા હતા. દરેક જણને હાથકડી તો પહેરાવી જ હતી. શસ્ત્રધારી પોલીસના જાપ્તા નીચે અમને લઈ જવામાં આવ્યા હતા. રસ્તામાં પાણી પીવા કે પેશાબ વગેરે કરવાની રજા ન મળતી. હલકા નોકરોની વર્ત્તણુક તો અસહ્ય જ હતી. ૨૨ મી મે ૧૯૧૯ ને દહાડે અમને પાછા હાફિઝાબાદ લઇ ગયા. હાફિઝાબાદ જતાં રસ્તામાં પોલીસે જે અમારા ઉપર કેર વર્ત્તાવ્યો તેનું વર્ણન કરવું અશકય છે. ગુજરાંવાલાની જેલના સુપરિન્ટેન્ડન્ટે અમારામાંથી ૭-૮ જણુને પોતપોતાના ઘરનો ખોરાક ખાવા પરવાનગી આપી હતી. જ્યારે ગુજરાંવાલાથી અમને લઇ ગયા, ત્યારે ખાવાનું તૈયાર હતું, અને જેલરે પોલીસ સબ-ઈન્સપેકટરને અમને ખાવા દેવા કહ્યું, પણ એણે અમને ખાવા દીધું નહિ. આ રીતે અમને આખા દિવસની લાંઘણુ થઈ. ૨૯મી મેએ અમને લાહોર લઇ ગયા. પોલીસ પ્રૉસિકયુટરે ( ફોજદારી ગુન્હાના કેસ મૅજિસ્ટ્રેટ સામે ચલાવનાર પોલીસ અમલદારે ) અમારો ગુન્હો નજીવો છે કહી, કાગળીઆં પાછાં મોકલી દીધાં. ૪ થી જૂને સાંજે મિ. વેસે અમને અમારા સાક્ષીદારોનાં નામ આપવા જણાવ્યું. અમારી વારંવારની માંગણી છતાં અમારી સામે શાનો આરોપ છે, તેમજ અમારી સામે કિયા સાક્ષીદાર આવનાર છે તે અમને કહેવામાં આવ્યું નહિ. ૭ મી તારિખે અમારી સુનાવણી રાખી હતી, એટલો અમારો બચાવ કરવાને અમારે પૂરતો વખત પણ ન રહ્યો. અમે અમારાં સગાંવ્હાલાંને ખબર આપી શકયા નહિ, તથા વકીલો પણ રોકી શકયા નહિ. મારો એક સાક્ષીદાર-ડા. ઉમરેકસિંહ, ઍસિસ્ટન્ટ સરજન, સિમલે હતો, એને ( સરકારે ) બોલાવ્યો નહિ. ફેર તપાસમાં ડા. દોલતરામે કબુલ કર્યું કે મારે ને એને અદાવત છે. બીજા સરકારી સાક્ષીદારો પોલીસના ધાકથી આવ્યા હતા.

મારા સાક્ષીદારો બધા આબરૂદાર માણસો હતા. એમનો પુરાવો એવો હતો કે મારી આંખો દુઃખતી હોવાથી હું ઘરની બહાર નીકળી શકતો નહિ. હું સાઠની પાર ગયો છું. કોઇ પણ રાજદ્વારી સભાઓમાં મેં કદી ભાગ લીધો નથી. ડેપ્યુટી કમિશનર, કર્નલ ઓ–બ્રાયન' સાથે મસલત કરી મી. વેસે મને ૫૦૦ રૂપીઆ દંડ કર્યો. દયા માટે મેં કરેલી અરજીનો હજુ કાંઇ નીકાલ આવ્યો નથી. આ સર્વે કારસ્થાનો પોલીસનાં છે. એમની મદદમાં કેટલાક બદમાશોને એ મેળવી શકી હતી. બધા બનાવો એકજ દહાડે એક જ જગ્યાએ થયા હતા. ૧૪ મી અને ૧૫ મી એમ બે દિવસ તોફાન ચાલ્યું હતું. પહેલે દિવસે પોલીસે લોકોના તોફાનને દાબી દેવા જરાએ પ્રયત્ન ન કર્યો; ઉલટું કાંઇક ઉત્તેજન આપ્યું. બીજે દહાડે થોડાક ખાલી બાર કર્યાથી તોફાન શાંત થઇ ગયું. વધારે પોલીસની કે લશ્કરી મદદની પણ જરૂર ન પડી. જો પહેલે જ દહાડે પોલીસે પોતાની ફરજ બજાવી હોત, તો જે બનાવો થયા તે ન થાત. થોડાએક રૂપીઆનું હાફિઝાબાદમાં નુકસાન થયું હશે; પણ લોકો પાસે દંડ તરિકે રૂ. ૬૦૦૦ વસુલ કરવામાં આવ્યા. શિક્ષા તરીકે મૂકેલી પોલીસનો ખર્ચ લોકોને સહન કરવો પડે છે, અને નામદાર શહેનશાહની પ્રજાને એ લોકો બહુ ત્રાસ રૂપ છે. ( જુબાની નં. ૩૮૯ )

ઍંગ્લો–સંસ્કૃત શાળાના મુખ્ય શિક્ષક લાલા રામસહાયને પણ પકડવામાં આવ્યા હતા, એની ગેરહાજરીમાં એના ઘરની જડતી લેવાઈ હતી. રેલ્વે ૧૧ વાગતા સુધી જડતી ચાલી. એને ગુજરાંવાલાની જેલમાં લઈ ગયા, અને પખવાડીઆ પછી પાછા હાફિઝાબાદ લાવ્યા. એ કહે છે કે, “ અહીં મારા ઉપર સરકારી સાક્ષીદાર થવા દબાણ કરવામાં આવ્યું. પોલીસ ઇન્સ્પેકટરે મારા પર કોઈ રીતનું શારીરિક બળ વાપર્યું નહોતું; પણ દરેક જાતનું બીજું દબાણ મારી ઉપર વાપર્યું. એક શિક્ષિત ગૃહસ્થ તરિકે પહેલાં મારાં વખાણ કર્યાં, પછી મને ફાંસીની સજા થાય અને મારી સર્વ મિલ્કત જપ્ત થાય અથવા મને જન્મ–દેશનિકાલની સજા થાય, એવો ભય બતાવ્યો. પહેલાં મેં કહ્યું કે હું દેશદ્રોહી નહિ થાઉં, ત્યારે એણે મારી સાથે દલીલ કરી મને સમજાવ્યું કે ખરૂં કહેવામાં દેશદ્રોહ થતો જ નથી. ત્યારે મેં મારા પિતાની અને શાળાના ધર્મશિક્ષણના પંડિતની સલાહ લીધી અને નિશ્ચય કર્યો કે હું જેટલું ખરૂં હશે તેટલું કહીશ, અને સત્ય વિના બીજું કશું નહિ બોલું. જ્યારે મેં ઇન્સ્પેકટરને એ જણાવ્યું, ત્યારે એણે કહ્યું કે મારે સત્ય જ હકીકત જોઇએ છે. પણ જ્યારે મેં મારી હકીકત લખાવી ત્યારે એણે મને કહ્યું કે હું છઠ્ઠી એપ્રિલની શાંત સભામાં બોલનાર હતો તે વાત મારે કહેવી નહિ. એણે એ પણ સૂચવ્યું કે આગેવાનોએ રમખાણોમાં ભાગ લીધો હતો કે નહિ, એવો પ્રશ્ન મને પૂછવામાં આવે, તો મારે એવો જવાબ દેવો કે એ હું જાણી શકું નહિ; કારણ કે હું તે વખતે હાજર નહોતો. હું તો તે વખતે પણ માનતો હતો અને હજુએ માનું છું કે આરોપી પૈકી ગુરુ દયાલસિંહ અને લાલા રામસહાય જેવા આગેવાનોએ જરાએ તોફાન કર્યું નહોતું, પણ આ હકીકત હું જણાવી શકયો નહિ, કારણ કે મારી ઉપર મારી આજુબાજુના દબાણની અસર થઈ હતી. મારી હકીકત જાણી લીધા પછી, મને એમ કહેવામાં આવ્યું કે મારી સામે કોઈ જાતનો પુરાવો ન હોવાથી મને છોડી દેવામાં આવશે, અને સરકારી સાક્ષીદાર તરિકે બોલાવવામાં આવશે. અલબત હું

ખઇ કહેવાને તૈયાર હતોજ, અને ખરા સિવાય મેં કાંઈ કહ્યું પણ નથી; માત્ર આરોપીએ કાંઈ રમખાણ કર્યું નહોતું એ હું બોલ્યો નહિ. એ વિષે મને કોઇએ કાંઈ પ્રશ્ન પણ પૂછયો નહતો.

૨૧મી મે ૧૯૧૯ને દહાડે અમને પાછા હાફિઝાબાદ લાવ્યા. વેશ્યાઓ અને બીજા હલકા માણસો અમને ઓળખવા માટે આવ્યાં. આ વખતે સંખ્યા બહુ મોટી હોવાથી કેદખાનાં સાંકડાં પડયાં, તેથી અમને એક મોટા ઑફિસના ઓરડામાં રાખ્યા. રાત દીવસ અમને હાથકડી રાખવામાં આવતી, અને ટુકડી ટુકડી કરી ઝાડાપેશાબ માટે લઇ જવામાં આવતા. એક બીજાની નગ્ન દશા જોઇએ એવી રીતે અમારે બેસવું પડતું. બબ્બે જણને એકેક કડી નાંખતા, અને એવીજ રીતે પેશાબ વગેરે માટે અમારે બેસવું પડતું. રાત્રે ઉઘાડામાં હાથકડી સાથે અમારે સુઈ રહેવું પડતું.

૨૩મી એપ્રિલ ૧૯૧૯ને દહાડે મને કર્નલ ઓ–બ્રાયન આગળ હાજર કર્યો. એણે મારી પાસે રૂ. ૧૦૦૦ના જામીન માગ્યા. જામીન આપી હું છૂટયો. ચાર દિવસ પછી ડેપ્યુટિ કમિશનરે મને પાછો બોલાવી મંગાવ્યો, અને એના બંગલાની બહાર મને કહેવામાં આવ્યું કે હવે મારી ઉપર કોઇ જાતનું બંધન રહ્યું નહોતું. (એટલે જામીનથી છુટો કર્યો હતો.) કર્નલ ઓ–બ્રાયન પછી બહાર આવ્યો, અને મને કહ્યું: 'તોબા કરો' (જપ મારી એમ કહો). બોલીને અને ભાવ દર્શાવીને મેં તોબા જાહેર કરી, જો કે કેવળ નિર્દોષ છું એમ હું જાણતો હતો. પછી એણે મને કહ્યું, "તમારી ચોખવટ બતાવી દેજો." એટલે કે સરકાર તરફથી સાક્ષીદાર થઇને.

ઉપર કહ્યા પ્રમાણે, મારા વચન મુજબ હું સરકાર તરફનો સાક્ષીદાર થયો. ડેપ્યુટિ સુપરિન્ટેન્ડન્ટ ઑવ્ પોલીસે મને પાછળથી કહ્યું કે જો હું સરકાર તરફથી સાક્ષીદાર થઇને આવ્યો ન હોત, તો એણે મને પાછો પકડયો હોત. લશ્કરી કાયદો હજુ અમલમાં હતોજ.

સ્ટેશન તેમજ તહેસીલ કચેરી પર થયેલાં તોફાનોમાં આગેવાનોનો જરા એ ભાગ ન હતો એમ હું ખાત્રી પૂર્વક માનું છું, એ વાત હું ફરીથી ભાર દઇ કહેવા ઇચ્છું છું."

(જુ. નં. ૪૧૩).

આ જુબાની અમે લંબાણથી આપીએ છીએ તેનું કારણ એ કે એક સુશિક્ષિત માણસ પર ખોટી જુબાની આપવા કેવું ચાલાકીભર્યું દબાણ મૂકવામાં આવતું હતું, અને કર્નલ ઓ–બ્રાયન પોતે પણ એ વગવસિલો અને ધમકી વાપરતાં અચકાયો નહોતો. જે અપમાનભરી અને અસભ્ય વર્તણુક, આબરૂદાર અને ઘણાખરા નિર્દોષ કેદીઓ સાથે ચલાવવામાં આવી હતી, તે પરથી અસલદારોનો ચળવળોને દાબી દેવાની કામનામાં કેટલી હદ સુધી અધ:પાત થયો હતો તે જોઈ શકાશે.

## ૧૨. સાંગલા હિલ.

સાંગલા હિલ એક નવું ગામ કહી શકાય. લાહોરથી લાયલપુરને રસ્તે, લાહોરથી ૬૨ માઇલ દૂર એનું સ્ટેશન આવે છે. ત્યાંની વસ્તી ૪૦૦૦ની છે. મી. ગાંધીને પકડવાને સબબે ૧૨મી એપ્રિલે ત્યાં હડતાળ પડી. મી. બૉઝવર્થ સ્મિથના મત પ્રમાણે "હડતાળ માટે

થયેલી સભાની કેટલી અસર થઈ હતી, તે એકદમ જાણી શકાતું નહોતું. ૧૩મીઃ વૈશાખી મેળો શાંતિથી પાર પડયો......૧૫મીએ સાંગલા અને સલાંવાલાની વચ્ચે તાર તોડવામાં આવ્યા. ૧૬મીએ એક શીખ, બીજા કેટલાક શીખો અને ગામના પુષ્કળ માણસોને લઇને સાંગલા સ્ટેશનમાં પૂરેલા એક લશ્કરી કેદીને જબરદસ્તીથી છોડાવ ગયો. એ કેદી હિંદી હતો. એજ દિવસે (૧૫મીએ) સાંજે કેટલાક માણસોએ ટેલિગ્રા ઇન્સ્પેકટર મી. વેલ્સ પર ખુની હુમલો કર્યો હતો.”

આ વૃત્તાન્ત તદ્દન અતિશયોક્તિ ભર્યું છે. અમારી આગળ આવેલા પુરાવા પરથ સાબીત થાય છે કે જે શીખ લશ્કરી કેદીને છોડાવી ગયો તે ગાંડાતુર થએલો હતો, અ તેની પાછળ લોકોનું ટોળું નહતું. એ કેવળ ખાનગી તકરાર હતી. મી. વેલ્સ ઉપર ખુ હુમલો કદી થયો નહતો, અને એને ગંભીર ઈજા પણ થઈ ન હતી. અમારી પાસે પુરાવા પરથી ચોખ્ખું માલમ પડે છે કે સાંગલાના લોકો કોઈના પર હલ્લો કરવામાં મિલ્કતને કોઇ તરેહનું નુકસાન કરવામાં સામીલ ન હતા. તોપણ ૧૯મી તારીખે લશ્કઃ કાયદો જાહેર કરવામાં આવ્યો. ડેપ્યુટિ કમિશનર સાંગલા ગયો, અને તે દિવસે માત્ર પાઘ હડતાળ પાડવા સામે ચેતવણી આપી. પણ, ૨૨મીએ કેટલાક ગોરા સિપાઇઓને લઇ એક અમલદાર આવ્યો, ૧૧ આગેવાનોને પકડયા અને કેટલા કલાક પછી છોડી મૂકય ૨૬મીએ પાછી ધડપકડ શરૂ થઈ. પાછા ૨૯મીએ એમને છોડી મૂકયા. પણ ૧૨મી મેઃ એક લશ્કરી કવાયત કરવામાં આવી, અને ટેકરી પરથી ગોળીબાર કરવામાં આવ્યા. લોકોઃ ત્રાસ બેસાડવાનેજ આ થયું હશે. લૉર્ડ હંટરની કમિટી આગળ એ ટુકડીના કપ્તાન યુવિં કહ્યું હતું કે ‘મશીનગન અને લ્યુઈગનથી લોકોના મોટા ટોળા આગળ કવાયત કરવાઃ આવી હતી. એ જ દિવસે ૧૩ આગેવાનોને પકડયા, હાથ કડી પહેરાવી, અને અપમા ભરી રીતે એમની કૂચ કરાવી. ૧૩મી મેએ બીજા ૬૪ માણસોને પકડવામાં આવ્ય શરમની વાત એ હતી કે એ લોકોની પાઘડીથી એમને જ બાંધ્યા, અને થાણામાં લ ગયા. કેટલાક દિવસ સુધી લોકોની હાજરી લેવાતી. ૧૪માએ બીજા ૪૭ માણસોને પકડય અને ૧૮મીએ મી. ઑઝવર્થ સ્મિથે પકડેલા માણસોને કહ્યું કે જો એ લોકો ૫૦૦૦૦ નો દંડ ભરે તો એમને છોડી દેવામાં આવે. મી. ઑઝવર્થ સ્મિથ કબુલ કરે કે એ સાંગલા ગામ પર ૫૦૦૦૦ નો દંડ નાંખવા માગતો હતો, પણ છૂટકારાની ઃ શરત એણે કરી હતી, એ વાતનો ઈન્કાર કરે છે. તોપણ આટલી વાત તો ખરી જ કે ૧૯મી મેએ ૧૨૪ માંથી ૧૧૬ માણસોને છોડવામાં આવ્યા હતા. લોકો જણાવે કે પકડાયલા માણસો સિવાયના બીજા કેટલાકોએ પચાસ હજારનો દંડ ભરવા કબુલ કર્ તેને પરિણામે આ છૂટકારો થયો. જે આઠને છોડયા નહિ, તેમના પર ૧લી જુને કા ચાલ્યું, અને તદ્દન અપૂર્ણ સાક્ષી પર આધાર મૂકી દરેકને ૭ ૭ મહીનાની કેદ અને ર સો રૂપીઆનો દંડ કરવામાં આવ્યો.

બહુજ નજીવા બહાના પર લોકોને ફટકાવવામાં આવતા. સાધારણ રીતે કોઈ જાત દાક્તરી તપાસ કરવામાં આવતી નહોતી. એતો સરકારે કબુલ જ કર્યું છે. દુકાનોમાંથ કિંમત આપ્યા વિના વસ્તુઓ હરવામાં આવતી. આબરૂદાર લોકોને અમલદારોના પંખ ખેંચવા બોલાવવામાં આવતા, અને વારંવાર તડકામાં ઉભા રાખવામાં આવતા. શાળા

વિદ્યાર્થીઓને—નાનાં બાળકોને પણ—રોજ હાજરી આપવા જવું પડતું. એમને તડકામાં ઊભા કરી બોલાવતાઃ " સાહેબ, અમે કોઈ ગુન્હો કર્યો નથી, અને કદી કરીશું નહિ. " આ હાજરીનું કામ એટલું સખત હતું કે મી. બાલમુકુંદ એના નાના ૭ વર્ષના ભત્રીજા માટે પણ માફી ન મેળવી શક્યા. " છોકરાઓને હાજરીમાંથી મુક્ત કરાવવા એણે બહુ પ્રયત્ન કર્યો પણ સર્વ વ્યર્થ ગયો. એ બચ્ચા જેવો છોકરો ત્રણ દિવસ નિયમિત રીતે હાજર થયો. પાંચમે દહાડે એ પાછો ફર્યો ત્યારે પરસેવાથી ન્હવાતો હતો. એ પડી ગયો અને ઓકવા લાગ્યો. સાંગલાના ડા. જ્ઞાનચંદને બોલાવ્યો, પણ તે વ્યર્થ ગયું. એક લશ્કરી ડાકટર ત્યાં હતો તેને બોલાવ્યો, પણ એ સુદ્ધાં કાંઈ કરી શકયો નહિ. ૭મી મેને દિવસે એ છોકરાનો કાળ થયો. " હાજરી માટે રોજ દિવસના ૪ વાર આવવું પડતું.

વસંતરાયને બીજા ૨૫ માણસો સાથે ૧૯મી મેને દહાડે પકડયો; કાંઈ પણ જુબાની લીધા વિના ૨૨મીએ એ બધાને છોડી મૂક્યા. એ કહે છે, " પકડયા હતા તે વખતમાં અમે પોલિસને કાંઈ ખવડાવીએ નહિ તો ઝાડાપેશાબ માટે પણ જવા દેતા નહતા. આટલા માટે જ અમારે એને રોજ બે રૂપીઆ આપવા પડતા હતા. " ૨૩મી મેએ એને પાછો બોલાવવામાં આવ્યો, અને થાણેદારે (સબ-ઇન્સ્પેકટરે—ફોઝદારે) એને કહ્યું કે સાક્ષી આપવા જો એ હજુ કબૂલ નહિ થાય, તો ત્યાંને ત્યાં એને ધડો શીખવવો પડશે. એ આગળ કહે છે કે, " એ મને બજારમાં જોરથી મારવા લાગ્યો, અને બજારમાં થઇને થાણા સુધી ઘસડી ગયો. " ( જુબાની નં. ૩૬૬ અને ૩૬૮ ).

સોહનમલને ત્યાંથી પૈસા વિના કેટલાક મણ બરફ લશ્કર માટે લઈ જવામાં આવ્યું હતું. ( જુ. નં. ૩૬૯ )

એક વિદ્યાર્થી હરિશ્ચંદ્રે સલામ કર્યા છતાં, એને લશ્કરી સીપાઇએ ખડો કીધો. એણે કાંઇ પણ સાંભળ્યા વિના એના પગ, બાહુ અને વાંસા પર ૫–૬ સોટીઓ લગાવી દીધી. એ કહે છે, " લશ્કરના ઉપરીએ ( કમાન્ડીંગ ઑફિસરે ) ગુસ્સાથી ચામડાની ચાબુક મારા શરીર ઉપર મારી; એ મારા પગ પર વીંટળાઈ ગઈ. પછી પાછી ખેંચી લઇને એ લોકો ચાલ્યા ગયા. " ( જુ. નં. ૩૭૦ )

સરદારસિંહ પર ખોટી જુબાની આપવા માટે દબાણ થયું. એણે ના પાડી, તેથી એને પકડીને ૪ દિવસ પૂરી દેવામાં આવ્યો. એ કહે છે, " મ્યુનિસિપલ કમિટીના સભાસદો કેદખાનામાં આવીને અમને કહેતા કે તમારે છુટવું હોય તો ખોટી જુબાની આપો." આ માણુસ બીજા ૯૭ સાથે કાચી જેલમાં હતો. ( જુ. નં. ૩૭૧ ).

લક્ષ્મણદાસ એક સીરાઇનો ( ધર્મશાળા–મુસાફરખાનું ) કંટ્રાકટર હતો. લશ્કરી કાયદા દરમિયાન એનો કબજો લશ્કરે લીધો, અને પોતાની ઑફિસ ત્યાં કરી. કોઈ મુસાફરને તેમાં રહેવાનો હક્ક ન રહ્યો. એને એક માસનું સીરાઇનું ભાડું રૂ. ૭૫ તથા માણસોનો પગાર રૂ. ૩૦ પોતાના ગજવામાંથી કાઢવો પડયો. એને દર મહીને રૂ. ૧૫૦નું નુકસાન થયું. અમલદારો એમાં બે મહીના પડી રહ્યા. એને દુકાનમાં રાતદહાડો રહેવું પડતું હતું, કારણ કે બધી વસ્તુ એને જ આપવી પડતી. એક રાત્રે એક અમલદારનો નોકર એને ત્યાં આવ્યો અને એકસ્ટ્રા ઍસિસ્ટંટ કમિશનર તથા પોલીસ ઇન્સ્પેકટર માટે

દૂધ માગ્યું. એથી એને દીવો સળગાવવો પડયો. આનો અર્થ એવો થયો કે લશ્કરી કાયદાનો ભંગ થયો. ( રાત્રે ૭ કે ૮ વાગ્યા પછી દીવા સળગાવવા નહિ એવો હુકમ હતો, તેથી ) એને અને એના સાથીદારને પકડવામાં આવ્યા. એણે કહ્યું કે જો દૂધ ન આપત તો પણ ગુન્હો લેખાત; અને દીવો સળગાવ્યા વિના હું કેવી રીતે દૂધ આપી શકું, વારૂ ? પણ અમલદારોએ એણે દર્શાવેલું કારણ સાંભળ્યું જ નહિ. એટલામાં એનો મોટો ભાઈ પડોશમાંથી શું થયું તે જોવાને ત્યાં આવ્યો, એટલે એને પણ પકડયો. બધાને એ દિવસ જાપ્તામાં રાખી, જામીન લઇ છોડી મૂકયા. પાંચ દિવસ પછી એમને થાણા પર બોલાવીને દરેકને ૫૦ રૂપીઆ દંડ કર્યો અને પાંચ ફટકાની સજા કરી.

દાકતરે લક્ષ્મણદાસને ફટકા ખાવા અશકત જણાવ્યો, તેથી એનો દંડ બેવડો કરવામાં આવ્યો. ( જુ. નં. ૩૭૨ ).

શ્યામદાસ બંધનમાં હતો ત્યારે એને તડકામાં ઉભો રાખ્યો અને પાણી પીવાની મનાઇ કરી. એ માંદો પડયો, પણ કોઈ દાક્તરે એને તપાસ્યો નહિ. નવ દિવસે એને છોડી દીધો. એ કહે છે, " શું કામ મને પકડયો હતો, તે આજે પણ હું જાણતો નથી."
( જુ. નં. ૩૭૩ )

અમલદારોએ નીહાલચંદ નામના એક માણસના ભત્રીજાને બોલાવવા હુકમ કર્યો. ભત્રીજો ગામમાં નહતો, માટે કાકાને પકડયો. બીજાઓની માફક એને પણ તડકામાં ઉભો કર્યો. એ કહે છે, " મારી વૃદ્ધાવસ્થાને લીધે અને સખ્ત ગરમીને લીધે હું ત્રણ વાર બેભાન થઇ પડી ગયો. ૪–૫ દિવસ પછી કાંઇ પણ ખુલાસા વિના મને છોડયો."
( જુ. નં. ૩૭૪ )

જાનમહમ્મદ પટોળી કહે છે કે અમને રોજ રોજ ઉભા કરવામાં આવતા હતા, તે દરમિયાન અમને ખાવાનું કે પીવાનું કશું મળી શકતું નહીં. એ પણ ઉપલા માણસની માફક ગરમીથી બેભાન થયો હતો. એને ૧૦ મે દહાડે છોડયો. જ્યારે એણે પોતાની દુકાન ઉઘાડી ત્યારે સીપાઈઓ એની દુકાનમાં પેસી ગયા, અને માલ ઉઠાવવા લાગ્યા. એણે બીલ મોકલ્યું, પણ પૈસા મળ્યા નથી." ( જુ. નં. ૩૭૫ )

સોહનલાલ અને બીજા બે જણે મળીને ભેગી જુબાની લખાવી છે. એ ત્રણે સાંગલાહિલના આબરૂદાર ગૃહસ્થો છે. એ કહે છે કે સબ–ડિવિઝનલ ઑફિસર, રાય શ્રીરામ, સાંગલામાં ૧૮મી તારીખે આવ્યો. એ લોકોને મળ્યો, પણ કોઇને પકડયા વિના ચાલ્યો ગયો. ૧૯મીએ કર્નલ ઓ–બ્રાયન સાંગલા હિલ ગયો. એ પણ લોકોને મળ્યો, અને બોલ્યો, તમારી હડતાળ માટે તમને માફ કરૂં છું. ધરપકડ છેક ૨૨મી એપ્રિલે શરૂ થઇ.
( જુ. નં. ૩૭૬ )

સાંગલા હિલમાં થયેલા તોફાનો વિષે મી. બૅાઝવર્થ–સ્મિથ કહે છે તે ખરૂં હોત તો આ મોટા અમલદારો કોઇને પકડયા વિના જાત નહિ. એ પરથી એજ ફલિત થાય છે કે સાંગલામાં તો મી. બૅાઝવર્થ–સ્મિથે જ બાજી બદલી નાંખી, પકડવાનું શરૂ કર્યું, અને ખાનગી ગુન્હાઓને લોકોનાં રમખાણ ઠરાવ્યાં. સાંગલા આગળ તારનાં દોરડાં કપાયાં એ વાત ખરી છે. સાંગલાથી થોડે દૂર આવેલું મોમન સ્ટેશનને પણ બાળવામાં અને

લુટવામાં આવ્યું હતું; પણ સાંગલાના લોકોનોજ એ સ્ટેશનને બાળવા–લુંટવામાં અને તાર કાપવામાં હાથ હતો એમ સિદ્ધ થાય નહિ, ત્યાં સુધી ત્યાંના લોકોને એ કામ માટે જોખમદાર ગણી શકાય નહિ.

આ ત્રણ સાક્ષીદારોએ બીજા જે માણસોને પકડયા હતા, તેનાં નામનિશાન સાથે વૃત્તાન્ત કહ્યાં છે. સાંગલામાં લશ્કરી કાયદાનો જે રીતે અમલ થયો, તેનું વર્ણન કરતી વખતે અમે એ ધરપકડની વાત જણાવી જ છે. ખોટા પુરાવો કેવી રીતે તૈયાર કરવામાં આવતો હતો, તે વિષેનો એનો ઉલ્લેખ ફરીથી ટાંકવા જેવો છેઃ “ ૧૧મી મેએ સખ્ત રીતે ધમકાવી, મારી, તડકામાં ઉભા કરી, પોલીસે ૨૯ માણસોને સરકાર તરફથી સાક્ષી આપવા કબુલાવ્યું. આ સંખ્યામાં દશ વર્ષની અંદરના બાળકો અને ૧૪ રેલ્વે નોકરો પણ આવી જાય છે. આ પૈકી એક પ્રેમસિંહ બજાજ કરીને હતો. તેને અગાઉ જોર જુલમથી મનુષ્ય–હરણ કરવા માટે સાડાત્રણ વર્ષની સજા થયેલી હતી.

( જુ. નં. ૩૭૬ )

ડૉ. કરમસિંહ નંદને, તેને પોતાને અને બીજાઓને ઓળખાણને માટે રોજ તડકામાં ખાધા–પીધા વિના ઉભાં રહેવું પડતું હતું, તેનું વર્ણન કર્યું છે. એ કહે છે કે ઘણા લોકો બેભાન થતા હતા, અને તાપથી એની તબીયત એટલી બગડી કે બે મહીના એ પથારી વશ રહ્યો. એ કહે છે કે ૧૨મીએ એ સાંગલામાં હતો, એવી એક જણે એને માટે ઓળખાણ આપી; ખરૂં જોતાં, એ તે દિવસે ગુજરાંવાલાના એક કેસમાં સાક્ષી આપવા ગયો હતો. એ પણ કહે છે કે પકડેલા ૧૮૦ માણસોને ૯ દિવસ સુધી ગોંધી, છૂટકારા માટે ૫૦,૦૦૦ રૂપીઆ આપવા કહેવામાં આવ્યું હતું. ( જુ. નં. ૩૮૦ )

કુન્દનલાલ નામે કમિશન એજન્ટ ગોરા સીપાઇઓ પૈસા આપ્યા વિના માલ ઉઠાવી જતા તેની હકીકત આપે છે. ( જુ. નં. ૩૮૧ )

## ૧૩. મોમન.

સાંગલાથી ૬ માઇલ દૂર, લાહોર તરફ મોમન એક રેલ્વે સ્ટેશન છે. એ સ્ટેશનની આજુબાજુનાં ગામડાંઓમાંના કેટલાક માણસોએ સ્ટેશન બાળી નાંખ્યું અને લૂટયું એ તો ખરૂં જ છે. એ ઉદ્ધતાઇનું કશું પણ કારણ નહોતું. સ્ટેશનની પાસેના જ ગામડાંના માણસોનું એ કામ હતું કે બહારના લોકોનું એ ચોક્કસ કહી શકાતું નથી. ગમે તેમ હોય, પણ એ માટે લોકોને શિક્ષા કરવા માટે અમલદારોએ જે આપખુદી પગલાં ભર્યાં તે તો તદ્દન અઘટિત હતાં. મોમનની ઘણી જુબાનીઓ અમે અત્રે ટાંકી નથી, કારણ કે એ સાંગલાના એક ભાગ જેવું જ છે, અને જેવો જુલમ સાંગલામાં થયો, તેવો જ અહીં પણ થયો હતો.

## ૧૪. મનીઆંવાલા અને આજુબાજુનાં ગામો.

ધમનસિંહ સ્ટેશનની પાસે આ એક નાનું ગામડું છે. એની વસ્તી ભાગ્યે ૫૦૦ ની હશે. આ સ્ટેશનને આજુબાજુનાં ગામડાંના લોકોએ તા. ૧૬મીએ બાળીને લૂટયું હતું. લોકોએ અમૃતસરમાં બનેલા બનાવોનો અતિશયોક્તિભર્યો હેવાલ સાંભળ્યો હતો, અને

આથી આટલે સુધી તોફાન કરવા ઉશ્કેરાઈ ગયા હતા. એક સાક્ષીદાર ખરૂં જ કહે છે કે વેરની વસુલાત કરવા જે કાર્યની શરૂઆત થઈ, તેની લુંટમાં આખર આવી.

ગામડીઆઓનું કૃત્ય તો ખોટું હતું જ, પણ એનો બદલો વાળવા જે અમલદારોએ કર્યું, તે તો ઘાતકી અને નિર્લજ્જતાની હદે પહોંચ્યું હતું. ૧૯મી તારીખે એક લશ્કરી ટુકડી ધબનસિંહ સ્ટેશને આવી પહોંચી. મનીઆંવાલા તરફ બંદુકો તાકીને કેટલાક ગોરા સિપાઇઓ ઉતર્યા, અને બંદુક ફોડતા ફોડતા આગળ ચાલવા લાગ્યા. એક માણસ ખચીત જ ઠાર થયો, અને કેટલાક ઘાયલ થયા. એમાંનો એક તો જન્મ સુધી અપંગ અને કાંઇ પણ કામ કરવાને અશક્ત થયો છે. આ ગોળીબાર કરવાને કશુંએ કારણ જણાયું નથી. ગોળીના અવાજો સાંભળી સ્ત્રીઓ ઘરમાંથી નાસવા લાગી. એમાંની કેટલીકને તો છેક છેલ્લા દહાડા જતા હતા. ગામનો વસાવનાર અને ૩૦ વર્ષ સુધી લંબરદારીની જગા ભોગવેલી એવો સરદાર અત્તરસિંહ મરતાં મરતાં બચી ગયો. એના ઘરની જડતી લેવાઈ, કબાટો ભાંગવામાં આવ્યાં, અને પૈસા ને બીજી વસ્તુઓ ચોરવામાં આવી. અત્તરસિંહની ઉંમર ૧૧૫ વર્ષની કહેવાય છે; સોની ઉપર તો છે જ. એ ફરવાહરવા અશક્ત છે અને પોતાના પાછલા દિવસો એક ખાટલા પર બેસી રહી ગાળે છે. એને અને ઇંદ્રસિંહને પકડ્યા; એ ચાલવાને અશક્ત હોવાથી એને એક ઘોડા ઉપર બેસાડ્યો. બન્નેને સ્ટેશન પર લઇ ગયા, અને લોખંડના એક માલગાડીના ડબ્બાનું કામચલાઉ કેદખાનું કરી તેમાં પૂર્યા. કેટલાક દિવસ સુધી ત્યાં જ એ પૂરાયા. આ ડબ્બો તદ્દન લોખંડનો હોવાથી એપ્રિલના ઉન્હાળામાં એટલો તપી જતો કે અંદર બેસવું અસહ્ય થતું; પણ આ રીતે એને અને બીજા ગામડીઆઓને કેટલાક દિવસ ખાધાપીધા વિના ગાળવા પડ્યા.

(જુ. નં. ૫૭૭.)

થોડા દહાડા પછી મી. બૉઝવર્થ-સ્મિથ કેટલાક ગોરા સિપાઇઓ લઇને અનેક વાર ત્યાં આવી ગયો. એમ. એ. હોઈ અગાઉ જેઓ એક પ્રોફેસર હતા, અને હાલ બૅરિસ્ટર છે એવા શ્રીયુત લાભસિંગને અમે મનીઆંવાલાની ચોંકાવનારી હકીકતોમાં ખરૂં શું છે તેની તપાસ કરવા મોકલ્યા હતા. એમણે આણેલી જુબાની અમારા દફતરના ભાગ તરીકે જ અમે છાપી છે. સાક્ષીદાર તેજસિંહે આ પ્રમાણે એમની આગળ જુબાની આપી હતીઃ—

પોલીસના હુકમથી બધા લોકો સાહેબને બંગલે ગયા હતા. હું ત્યાં જવા ઉપડ્યો નહતો, એટલામાં મારી સમક્ષ મિ. બૉઝવર્થ-સ્મિથે મુનશી નવાબદીન અને લહેણાસિંહને સખત માર માર્યો. એણે મને કહ્યું કે ભાઈ મૂળસિંહે સરકાર સામે ભાષણ કર્યું હતું એવી જુબાની આપો. મને એક સિપાઇને સોંપી એને બંગલે લઈ જવા કહ્યું, અને પછી મી. બૉઝવર્થ-સ્મિથ સ્ત્રીઓ તરફ વળ્યો. એમને ગાળો દઇ, એમના બુરખા ઉઘાડી નાંખ્યા; અને 'મખ્ખી, કુત્તી, ગદ્ધી,' અને એથી એ વિશેષ બીભત્સ ગાળો દીધી. એ બોલ્યો, 'તમારા ઘાઘરા પોલીસના સિપાઈઓ તપાસશે. તમે તમારા ધણીની સાથે સુતી હતી, ત્યારે એમને છોડીને જવા કેમ દીધા?' વળી એ સ્ત્રીઓ ઉપર થુંક્યો પણ હતો.

(જુ. નં. ૫૮૦.)

મંગળ જાટની વૃદ્ધ વિધવા ગુરુદેવીએ ભાઇ લાભસિંહ આગળ કહ્યું: "લશ્કરી કાયદા દરમિયાન એક દિવસ જ્યારે બધા ૮ વર્ષની ઉપરના પુરૂષો કેટલાક માઇલ દૂર મિ.

ઑઝવર્થ-સ્મિથને બંગલે રમખાણોની તપાસના સંબંધમાં ગયા હતા, ત્યારે એ અમારા ગામમાં ઘોડે ચઢીને આવ્યો. રસ્તામાંથી બંગલા પર પોતાના ધણીઓ માટે ખોરાક લઇ જતી સર્વે સ્ત્રીઓને એણે પાછી ફેરવી. ગામમાં આવી એ ગલીએ ગલીએ ફરી વળ્યો, ને સ્ત્રીઓને ઘરબહાર નીકળવા હુકમ કર્યો. કેટલીકને લાકડીએ લાકડીએ પોતે બહાર કાઢી. બધી સ્ત્રીઓને એણે ચોરા આગળ ઉભી કરી. સ્ત્રીઓ અદબ વાળી ઊભી રહી. એણે કેટલીકને લાકડીએ ફટકાવી, અને અતિશય બીભત્સ ગાળો ભાંડી. એમના ઉપર થુંકવા લાગ્યો. બે વાર મને મારી અને મારા મોંઢા પર થુંક્યો. જબરદસ્તીથી બધી સ્ત્રીઓના બુરખાને લાકડીથી ખસેડી નાંખી, મોંઢાં ખુલ્લાં કર્યાં. 'ગદ્ધી, કુત્તી, મખ્ખી' અને 'સુવ્વર' કહીને જ બોલવા લાગ્યો, અને કહ્યું, તમે તમારા ધણી સાથે સુતી હતી, ત્યારે તોફાન કરવા તમે કેમ એમને જવા દીધા? હવે તમારા ઘાઘરા પોલીસના સીપાઇઓ તપાસશે. મને એણે એક લાત પણ મારી, અને મ્હારી પાસે બે પગ વચ્ચેથી મ્હારા હાથ કઢાવી મ્હારા કાન પકડાવ્યા." (જુ. નં. ૫૮૨) આ હકીકતને મનીઆંવાલાની બીજી સ્ત્રીઓ તરફથી આધાર મળે છે.

નવાબદીન સરકારી શાળાનો શિક્ષક છે. એ કહે છે કે મૂળસિંહે સરકાર વિરુદ્ધ ભાષણ કર્યું હતું, એવી જુબાની આપવા મી. ઑઝવર્થ-સ્મિથે એને દબાણ કર્યું. "જ્યારે મેં કહ્યું કે એ વાત ખોટી છે. ત્યારે એ મને લાકડીએ લાકડીએ મારવા લાગ્યો, અને એટલા બધા વખત સુધી અને એટલી ક્રૂરતાથી મને માર્યો કે મારના ડાઘ મારા કાંડાં અને ઘુંટી પર ઘણા દિવસ સુધી દેખાતા હતા. એણે મને કહ્યું કે તું સરકારી નોકર છે, માટે તારે સરકાર તરફથી સાક્ષી આપવી જોઇએ. કેટલોક વખત સુધી માર ચાલુ રાખીને, એણે એક સીપાઇને મને બંગલે લઇ જવા હુકમ કર્યો." (જુ. નં. ૫૭૮).

લેહણાસિંહ નામે એક જણના પણ એવાજ હાલ કર્યા. "જેવા અમે બંગલા તરફ વળ્યા, કે તુર્ત સાહેબ સ્ત્રીઓ તરફ વળ્યો. સ્ત્રીઓનો રડવાનો અવાજ અમે જતાં જતાં સાંભળી શકતા હતા." [જુ. નં. ૫૭૯].

અમે આ બનાવોને કંઇક લંબાણથી વર્ણવ્યા છે, કારણ કે અમને લાગે છે કે મિ. ઑઝવર્થ-સ્મિથ જેવી રીતે વર્તેલો જણાય છે, તેવી વર્તણુક જે આચરી શકે એવો કોઇ પણ અમલદાર એક સુધરેલા રાજ્યતંત્રમાં જવાબદારીનું સ્થાન ભોગવવવાને, તેમજ લશ્કરી પોષાક પહેરવાને તદ્દન નાલાયક છે.

મનીઆંવાલાના તોફાનના સંબંધમાં બીજી કેફિયતો ઉપરથી જણાય છે કે લગભગ ૮૦ ગામડીઆને પકડીને ખૂબ અડચણ કરવામાં આવી હતી; નજરકેદ દરમિયાન તેમને ખોરાક સરકાર આપવા બંધાયલી હતી, છતાં ખોરાક માટે એમની પાસેથી પૈસા લેવામાં આવ્યા હતા; જૂદી જૂદી ધમકી આપી એમને ખોટી સાક્ષી આપવા દબાણ કરવામાં આવ્યું, તેમજ કેવી રીતે ફટકાની શિક્ષાનો અમલ થતો, મિ. ઑઝવર્થ-સ્મિથ કેવી રીતે કેસો ચલાવતો, અને કેવા પુરાવા ઉપરથી માર્શલ લૉ. અદાલતોએ ફેંસલા આપ્યા અને કેટલાકને જન્મદેશનિકાલની સજા કરી એ સર્વ જણાય છે. સદ્ભાગ્યે સજાઓ

ઓછી કરવામાં આવી અને બાદશાહી ઢંઢેરાને અનુસારે આ માણુસોને છોડી મૂકવામાં આવ્યા. પણ આવી રીતે છોડી મૂકવાથી ગામડાના લોકોને થએલા ગંભીર અન્યાયનો બદલો વળી રહે એમ નથી; કારણકે આ આખું ગામ નહીં તો તેનો મ્હોટો ભાગ તદ્દન નિર્દોષ હતો એમ જણાય છે. આ ગામડા ઉપર સજાને માટે વધારે પોલિસ મૂકવામાં આવી છે અને મી. બૉઝવર્થ સ્મિથે તેમની પાસેથી નુકશાનીની ભારે રકમ લેવાનું ઠરાવ્યું હતું, પણ પછીથી તે કમી કરવામાં આવી હતી.

મનીઆંવાલાનાં જંગલી કૃત્યોની તપાસ પૂરી કર્યા પહેલાં અમારે કહેવું જોઇએ કે કૉંગ્રેસ સબ-કમિટી તરફથી મી. સી. એફ. ઍન્ડ્રુસ આ જગ્યાએ પોતે જઇ આવ્યા હતા અને ઉપર જણાવેલાં અમાનુષ કૃત્યોની હકીકતનો પુરાવો તેમણે આણ્યો હતો.

## ૧૫. નવાં પિંડ (ચાક નં. ૭૮)

આ પણ ખાંગા ડોગ્રાંના તહેસિલમાં ઘણું નાનું ગામડું છે. તે મનીઆંવાલાથી પણ વધારે નાનું છે. આ પણ રેલવે સ્ટેશનથી એટલે ડભાનસિંહથી નજીક છે, અને તેથી ખરી રીતે જોતાં મનીઆંવાલાના જેવી જ તેની પણ વલે થઇ. માત્ર ફેર એટલો રહ્યો કે મનીઆંવાલાની સ્ત્રીઓ તરફ જે શરમભરેલી વર્ત્તણુક ચલાવવામાં આવી હતી તેમાંથી આ ગામની સ્ત્રીઓ બચી ગઇ હતી. ડભાનસિંહના સ્ટેશનની આગમાં આ ગામના કેટલાએક લોકોએ ભાગ લીધો હશે તે બનવા જોગ હતું, પણ તેથી આખા ગામ પર વેર લઈ ક્રૂર સજા કરવી એ કોઇ પણ રીતે વાજબી ગણાય નહિ. છતાં જે લગભગ ૪૦ સાક્ષીઓએ એકજ અને એક સરખા બનાવો વિષે કહ્યું તેમાંથી અમે પસંદ કરેલી જુબાનીઓ ઉપરથી જણાય છે કે મનીઆંવાલાના લોકો પ્રત્યે જે વર્તન થયું હતું તેવુંજ નવાં પિંડના લોકો પ્રત્યે પણ થયું.

ખુશાલસિંહ કહે છે કે રેલ્વે સ્ટેશન સળગી ગયા પછીને દિવસે આસપાસના ગામોના લોકો સ્ટેશને ભેગા થયા હતા, તેમાં નવાં પિંડના લોકો પણ હતા. ડિસ્ટ્રિક્ટ બોર્ડના સભ્યની જગાને માટે ચુંટણી કરવા તહેસિલદાર ત્યાં આવ્યો હતો અને લોકો આવ્યા એટલે ટીકીટ ઑફિસને આગ લાગી. મત આપીને લોકો ચાલ્યા ગયા. તહેસિલદાર ઘણાખરા મત આપનારાને ઓળખતો હોવો જોઇએ અને તેમ છતાં તેમાંના ઘણાઓને સ્ટેશન બાળવાના સંબંધમાં પકડવામાં આવ્યા હતા. આ સાક્ષી કહે છે કે આગ પછી ત્રીજે દિવસે રેલ્વે સ્ટેશને તેને જવાનું થયું હતું ત્યારે તેને ખબર મળી કે સ્ટેશનને આગ લગાડનારાઓને ઓળખી બતાવવા માટે સબ-ઇન્સ્પેક્ટર સ્ટેશનના મજુરોને કહેતો હતો. મજુરો કહેતા હતા કે માણસો બધા ઘણા હતા, રાતનો વખત હતો અને તેથી તેઓ ઓળખી શકાય તેમ નહોતું. સબ-ઇન્સ્પેક્ટરે તેમને ફોસલાવ્યા હતા એમ લાગે છે. તેણે કહ્યું કે હું તે ગામોના લોકોને ભેગા કરીશ. મજુરોએ તો માત્ર તેમાંના કેટલાએકને બતાવવા, અને પછી તેમને પકડવાનું તો જોઈ લેવાશે. પછી એમ થયું કે બૈરાં અને છોકરાં સિવાયના બધા માણુસોને મિ. બૉસ્વર્થ સ્મિથ આગળ રજુ કરવામાં આવ્યાં. "સાહેબ ત્યાં આવ્યા કે તુરત જ અમને હારબંધ ગોઠવવામાં આવ્યા. મજુરો અને રેલવેના નોકરો સાહેબની સાથે આવ્યા. રેલવે સ્ટેશનને આગ લગાડવા સાથે જે લોકોને સંબંધ હતો

ાને હારમાંથી ઓળખી બતાવવા મજુરોને હુકમ કર્યો. જેમને જેમને મજુરો અડક્યા, ાને તેમને બીજાથી જૂદા કાઢવામાં આવ્યા અને તેમના હાથપગ બાંધવામાં આવ્યા. ળખી બતાવવાનું કામ નીચે પ્રમાણે થયું હતું:—એક પૉર્ટરની પાસે લંબરદાર, ઝૈલદાર, અને ોલિસનો સબ–ઇન્સ્પેકટર ઉભા રહ્યા અને તેણે એક માણસને ઓળખી બતાવ્યો. પછી ાને એજ રીતે તેજ માણસ એક બીજા પોર્ટર આગળ ઓળખાવ્યો. આવી રીતે ૨૮ ૨૯ માણુસોને કેદ કરવામાં આવ્યા. એક ભગવાનસિંહ નામના માણુસે આજીજી કરીને ં કે તે તે દિવસે ઘર છોડીને બહાર ગયેલો હતો. આ માણુસ આ પ્રમાણે બોલ્યો ે તેને ઝાડ સાથે બાંધીને ૧૨ ફટકા મારવાનો સાહેબે હુકમ કર્યો. તે પછી માણુસોને ઓળખી બતાવ્યા હતા તે બધાને રેલવે સ્ટેશને લઈ ગયા. અને ત્યાં વારી તેમનાં નામો બોલી ગયો. તેમાં ઇશ્વરસિંહ હાજર નહોતો. સાહેબે ્યું કે તેનો કોઈ સગો હાજર છે? પટવારીએ કહ્યું કે તેનો સગો હું ખુશા-સિંહ અહીં છું. સાહેબે તુરતજ મને પકડવાનો હુકમ કર્યો. અમને બધાને સરાઇ વિશ્રામગૃહ ] આગળ લઇ ગયા અને એક ઓરડામાં પૂરીને બહાર પહેરો મૂક્યો. ખાધા પીધા સિવાય અમે ત્યાં બે દિવસ રહ્યા. જે સગાઓ ત્યાં ખાવાનું લઇને ્યા તેમને પાછા કાઢ્યા......................નવમે દિવસે અમને કૅનાલ બંગલે ા લઇ ગયા. તે દિવસે ઇશ્વરસિંહ પણ આવી ગયો. સબ–ઇન્સ્પેકટરે તેને કહ્યું જો તે ફરિયાદ પક્ષના લાભમાં જુબાની આપે તો તેને પકડવામાં નહિ આવે. નવાં ડના માયાસિંહ કંબોનો દિકરો તેજસિંહ તે વખતે ત્યાં હતો, તેને ફરિયાદ પક્ષનો ક્ષી કરવામાં આવ્યો. સોની સાધુસિંહ, જ્વાલાસિંહ ઝૈલદાર અને જ્વાલાસિંહના દીકરા ટસિંહને પણ પકડવામાં આવ્યા અને ફરિયાદ પક્ષના સાક્ષી તરીકે હાજર થવાના ાને તેમને છૂટા કર્યા. મને ફરિયાદ પક્ષનો સાક્ષી કર્યો કે તુરત મને પણ છોડયો. અમારા મનાં સ્ત્રીપુરૂષ બધાંને તહેસિલદાર આગળ બેસાડતા. પકડ્યા હતા તે દરેકને બોલાવીને ા સામે જાહેર કરી કશો પુરાવો લીધો નહોતો. જો કોઇ કાંઈ બોલે તો તેને માર ાતો. ( જુ. નં. ૬૧૧ )

મિ. બોઝવર્થ સ્મિથે મુકદ્દમા કેવી રીતે ચલાવ્યા અને ફરિયાદ પક્ષના સાક્ષીઓ ી રીતે ઉભા કર્યા તેનો પૂરેપૂરો ખ્યાલ અહિં આપણને મળે છે. અમૃતસરની ખાલસા ાૅજ–જે પંજાબમાં મોટામાં મોટી કેળવણીની સંસ્થા છે, તેના પ્રિન્સિપાલ મી. વૉથને ાં પિંડમાં ન્યાય કેવી રીતે ઉંધો વળ્યો હતો, તે સંબંધી પોતાના અભિપ્રાયની નોંધ ી છે. અમે તેમની આખી દલીલનો હેવાલ નીચે રજુ કરીએ છીએ:—

" નવાં પિંડના જીવનસિંહના દીકરા ભગવાનસિંહ અને મઘરસિંહ, ચાક નં. ૭૮, હેસીલ ખાંગા ડોગ્રાં, પ્રાંત ગુજરાંવાલાનો કેસ.

(૧) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૬ (અ) (બ) (ક) મુજબ ૯મી મે ૧૯ના રોજ આ બે માણુસોને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા હતા. તેમના સામે તહોમત હતું કે ધબનનું રેલ્વે સ્ટેશન બાળવામાં તેમણે ભાગ લીધો હતો, અને બે વરસની ખત મજુરી સાથેની કેદ અને ૨૦૦ રૂપીયા દંડની સજા તેમને કરવામાં આવી હતી.

પક્ષકારો હવે આ સજાની સામે નીચેનાં કારણોથી અપીલ કરે છે.

[ અ ] તેઓ તે દિવસે રેલવે સ્ટેશને હાજર નહોતા અને પોતાની ગેરહાજરી સાબીત કરવાને સાક્ષીઓ રજુ કરવાની તેમણે માગણી કરી. છતાં તેમના સાક્ષીઓને કૉર્ટે બોલાવ્યા નહિ.

( બ ) જે રેલવે મજુરોએ તેમને ઓળખી બતાવ્યા તે તદ્દન અજાણ્યા હતા; આ બે ભાઇઓને બતાવવાને તેમના કોઇ શત્રુઓએ મજુરોને કહેલું અથવા લાંચ આપેલી એમ સૂચના કરવામાં આવે છે.

( ક ) એમ કહેવામાં આવે છે કે તે શત્રુઓ તે જ્વાલાસિંહ ઝૈલદાર અને જીવનસિંહ લંબરદાર છે; જેમને જીવનસિંહના કુટુંબ સાથે જૂની તકરાર છે. આ તકરાર લંબરદારી વિષે છે અને છેલ્લાં પાંચ વરસથી ચાલે છે. આ સંબંધો, પુરાવો સહેલાઇથી મળી શકે તેમ છે અને તે રજુ કરવાને માગણી થઇ હતી, પણ તે સ્વીકારવામાં ન આવી.

( ડ ) તહોમતદારનો સૌથી નાનો ભાઇ ૧૮ વરસનો જગતસિંહ છે તેણે આ હકીકત કહી છે. તે આ કૉલેજ અને શાળામાં ચાર વરસથી મારો વિદ્યાર્થી છે અને તેને હું સારી ઓળખું છું. જગતસિંહની પોતાની રાજભક્તિ વિષે મને કોઇ પણ જાતનો શક નથી. જગતસિંહની લાગણીઓ કેવી છે તે જાણી શકું તેવી સ્થિતિમાં હું છું, અને જગતસિંહ એક રાજ્યની વિરૂદ્ધ વૃત્તિવાળો બ્રિટિશ રાજદ્વારી પુરૂષ છે એવી સૂચના તો અહીં હસીજ કાઢવામાં આવે. વળી આ ભાઇઓ જે જગતસિંહના પાલક છે તેઓ તેને અહીં મોકલે છે તે ઉપરથી એમ લાગે છે કે તેઓ રાજભક્ત છે; કારણ કે સરકારની મહેરબાનીમાં જે સંસ્થા હોય તેમાં સામાન્ય રીતે રાજભક્ત શીખોજ એટલે દૂરથી પોતાના દીકરાઓને મોકલે છે. મેં રેલવે મજુરોમાં તપાસ કરી છે અને તેઓમાંના ઘણા આ સજા પામેલા બે ભાઇઓને ઓળખે છે; અને તેઓ બધાનો અભિપ્રાય એવો છે કે તે ભાઇઓ તદ્દન નિર્દોષ છે, અને આ કેસ તેમના શત્રુઓએ તેમની સામે ખોટો ઉભો કરેલો છે.

( ય ) આ લોકોની સામેનો પુરાવો એક મુદ્દાથી ખોટો પડે છે. તે એ છે કે એના એજ મજુરોએ મંગલસિંહ પણ રેલવે સ્ટેશને હાજર હતો એ તરીકે મંગલસિંહને પણ ઓળખી બતાવ્યો છે. હકીકત એમ બની છે કે તે જે દિવસે ધબનના સ્ટેશને હાજર હોવાનું કહેવામાં આવે છે તેજ દિવસ તે જગતસિંહ સાથે ખાલસા કૉલેજમાં રહેતો હતો. અને વાઇસ પ્રિન્સિપાલ અને કૉલેજમાં કામ કરતા બીજા હોદ્દેદારો અને એવાજ બીજા વિશ્વાસ લાયક સાક્ષીઓએ તેને જોયો હતો. જગતસિંહને માટે રજા લેવાને તે ( મંગલસિંહ ) મારી પાસે આવેલો પણ ખરો. ડેપ્યુટી કમિશનરને આ બાબત મેં લખ્યું અને કહ્યું પણ ખરૂં. કૉર્ટમાં આ ખબર પડવાથી મંગલસિંહને તરત છોડી મૂકવાનો હુકમ થયો. હું સૂચના કરૂં છુ કે ભગતસિંહ અને મધરસિંહ, જે મંગલસિંહની ગેરહાજરી સાબીત થઇ હતી, તેનાજ ભાઇઓ છે એમ કૉર્ટના સમજવામાં આવ્યું

હોત તો તેમને ઓળખી બતાવવાનો પુરાવો મોટો છે એમ કોર્ટે માન્યું હોત, કારણ કે જે મજૂરોએ ભગતસિંહ અને મઘરસિંહને ઓળખી બતાવ્યા હતા તેમણેજ મંગલસિંહને પણ ઓળખી બતાવ્યો હતો.

( સહી ) જી. એ. વૉથન,
પ્રિન્સિપાલ
ખાલસા કૉલેજ, અમૃતસર.
( જુબાની નં. ૬૧૩ )

મી. વૉથનનો પત્ર બતાવવા ઉપરથી આ પક્ષકારોને તુરતાતુરત છોડી મૂક્યા હતા. પણ તેમને જેમ જગતસિંહ મળી ગયો તેમ દરેક માણસને મી. વૉથનના હોદ્દાનો માણસ ઓળખતો હોય તેવો મધ્યસ્થ મળી શકે નહિ.

બિશનસિંહ સુનાવણીનું વિગતવાર બ્યાન આપે છે. એક રેલવે બાબુએ ઓળખી નહિ શકું એમ કહ્યું, ત્યારે લંબરદાર અને ઝૈલદાર તેને કેવા મનાવતા હતા અને એક માણુસ નવાંપિંડની બહાર હતો તેને કેવી રીતે ઓળખી બતાવવામાં આવ્યો અને તકસીરવાર ઠરાવવામાં આવ્યો તે બિશનસિંહ કહી બતાવે છે.

મી. ઑાઝવર્થ સ્મિથ કેટલાએક કેદીઓ ઉપર કામ ચલાવતા હતા, ત્યારે મંગલસિંહ હાજર હતો કે નહિ એમ સુરેનસિંહને તેમણે પૂછ્યું. તે કહે છેઃ "મેં કહ્યું તે ત્યાં હાજર ન હતો. પણ કેટલાએક લોક જેવા કે જ્વાલાસિંહ ઝૈલદાર અને જીવનસિંહે કહ્યું કે તે હંગામામાં હાજર હતો. આ ઉપરથી મી. ઑાઝવર્થ સ્મિથે મને એકદમ ત્રણ માસની સજા કરી. ધબનસિંહના બનાવને દિવસે મંગલસિંહ અમૃતસર હતો એમ ખાલસા કૉલેજના પ્રિન્સિપાલના પત્ર ઉપરથી પછી માલમ પડ્યું ત્યારે મને છોડી મૂક્યો." ( જુ. નં. ૬૧૪ ). અમે માનીએ છીએ કે સુરેનસિંહને ખોટા સોગન ખાવાના ગુન્હા માટે સજા કરી હશે. તે લંબરદાર હતો. મી. વૉથનના કાગળને લીધે પૂરી સજામાંથી તે બચી શક્યો; પણ તે નિર્દોષ છે એમ સાબીત થયું છે, છતાં તેને બરતરફ કરવાનો હુકમ હજુ કાયમ રહેલ છે.

સોહાનસિંહને પણ આજ કારણસર સજા કરવામાં આવી હતી, અને તેને વિષે પણ આજ પ્રકારની ખબર મળવાથી છૂટો કર્યો હતો. તે પણ લંબરદાર હતો અને સુરેનસિંહની માફક બરતરફ થએલ છે. ( જુ. નં. ૬૧૫ )

ખુશાલની સ્ત્રી નંદી પોતાના દીકરા વિષે જુબાની આપતાં કહે છે, " બચાવ માગ્યો પણ નહોતો. ખરી હકીકત એ છે કે જેની સામે રેલવે મજુરોએ રિપોર્ટ કર્યો તેને સજા કરી. કોઈપણ માણસને તેને પોતાને કાંઈ કહેવું છે કે નહિ તે પૂછ્યું નહોતું. તેમના કોટ (ગામ) ના એક માણસે આ રીત સામે વાંધો ઉઠાવ્યો. તેને શીશમના ઝાડ સાથે બાંધીને સખ્ત ફટકા લગાવ્યા. " ( જુ. નં. ૬૧૬ )

બીજી જગાએ બન્યું હતું તેમ નવાંપિંડમાં પણ અમલદારોએ ફાવે તેમ લોકોનો માલ લીધો. આવી રીતે હીરાસિંહને ત્યાંથી લોટ, દાળ, ખાંડ, ઘી અને દૂધ થઈને રૂ. ૧૦૮ નો માલ ઉપડી ગયો હતો. લોકોએ ફાળો કરીને તે બીચારાને પૈસા આપ્યા હતા.

(જુ. નં. ૬૧૮]

કિશનચંદ કહે છે કે મિ. પેની અને મિ. બૉઝવર્થ સ્મિથની સ્વારીના માણુસોને અને બીજાઓને તેણે રૂ. ૪૦૦ નું સીધું સામાન આપ્યો હતો. ગામ લોકોએ એ એ હિસાબ પતાવ્યો હતો. (જુ. નં. ૬૧૯)

કહાનસિંહની પત્ની જવાલી કહે છે કે, 'મ્હારા ૭૦ વરસના બુજરગ અશક્ત ધણીને પણ પકડવામાં આવ્યા હતા. પહેરા ઉપરના સિપાઇઓ પૈસા લીધા સિવાય અમને અમારાં સગાંને ખાવાનું પણ આપવા દેતા નહોતા. મારે પણ બીજાંની માફક માણુસ દીઠ દરરોજ એક રૂપીઓ આપવો મડતો." (જુ. નં. ૬૨૦)

નન્દસિંહ કહે છે: " આખા ગામની વસ્તીમાંથી દશ વરસ ઉપરના પુરૂષોને બોલાવ્યા હતા. તડકામાં તેમને સ્વારથી સાંજ સુધી હારબંધ બેસાડી રાખતા. મી. બૉઝવર્થ સ્મિથ ત્યાં હતા. મારા ભાઇ ભગવાનસિંહે ઉભા રહી હાથ જોડીને કહ્યું કે તે નિર્દોષ હતો અને તેણે કશો ગુન્હો કર્યો નહોતો. આ ઉપરથી મી. બૉઝવર્થ સ્મિથ ગુસ્સે થઈ ગયા અને તેને માર મારવાનો હુકમ કર્યો. એક દોરડું મંગાવ્યું તે સતરૂ ચોકીદાર લઇ આવ્યો અને તેનાથી તુરત ભગવાનસિંહને બાંધ્યો. સતરૂને સોટી મારવાનો હુકમ કર્યો. તેણે ૧૨ ફટકા લગાવ્યા. મિ. બૉઝવર્થ સ્મિથ ત્યાં તેની પાસે ઉભા હતા અને તેમણે કહ્યું કે 'મરી જાય તોયે મારે કાંઈ ચિંતા નથી.' તે બેભાન થઈ ગયો અને તેના મ્હોમાં પાણી રેડ્યું તે પછી થોડી વારે તે શુદ્ધિમાં આવ્યો. તે પછી તેને સબ–ઇન્સ્પેકટર લઇ ગયા અને કેદ કર્યો. આથી બધા લોકો બ્હી ગયા અને કોઇ બોલવાની હિંમત કરી શકયું નહિ. બધાની આસપાસ પિસ્તોલો સાથે સોલ્જરો ઉભા હતા અને મિ. બૉઝવર્થે કહ્યું કે જે કોઇ બોલશે તેની આવી વલે થશે."

આ ગામને રૂ. ૧૦,૦૦૦ દંડ નાંખવામાં આવ્યો હતો. છેલ્લા રવિના પાક વખતે આમાંનો ત્રીજો ભાગ વસુલ કર્યો હતો. (જુ. નં. ૬૨૨)

## ૧૬. ચુહારખાના.

આ અગત્યની મંડી એટલે બજાર ભરવાનું સ્થાન છે. આસપાસના ગામનાં હજારો માણુસો ત્યાં પોતાનો માલ લાવે છે. ચુહારખાનાનું ગામ મંડીથી દોઢેક માઇલ દૂર છે. ચુહારખાનાનું સ્ટેશન મંડીની નજીક છે.

૧૨મી એપ્રિલે હડતાલ પડી હતી. તે જાહેર કરવાની એક સભા આગલે દિવસે મળી હતી, તેમાં મ્યુનિસિપલ કાઉન્સિલરો સુદ્ધાં બધા માણુસોએ ભાગ લીધો હતો. ૧૪મી સુધી કાંઈ બન્યું નહોતું, પણ ૧૫મી સુધીમાં લાહોર અને અમૃતસરના ખબર બધે પહોંચી વળ્યા હતા, અને તેથી લોકોમાં ખળભળાટ બહુ થઇ ગયો. મંડીમાં રહેનારા લોકો અને ગામના કેટલાએક લોકો જે મંડીમાં હતા તેઓ રેલવે સ્ટેશને ગયા, અને ધોળે દિવસે રેલવેના મજુરોનાં હથિઆરો લઇ લાઈનને નુકસાન કર્યું અને સ્ટેશન બાળ્યું.

આ પછી લશ્કર, અને મશીનગનો એક બખ્તરવાળી ટ્રેન સાથે આવ્યાં. જેમ આવે તેમ વિચાર વિનાના ગોળીબાર ખૂબ ચલાવ્યા. હંટર કમિટી આગળ રાવસાહેબશ્રી રામસુદે પોતાની જુબાનીમાં આ ગોળીબાર વાજબી ઠરાવવાને પ્રયત્ન કર્યો છે, પણ અમારી પાસેનો બધો પુરાવો તેના કહેવાની વિરૂદ્ધ જાય છે. એ યાદ રાખવું જોઇએ કે લશ્કરી કાયદો

જાહેર થયા પહેલાં ગોળીબારો થયા હતા. હવે રા. સા. શ્રી રામસુદ ઘણા વરસના સબ-ડિવિઝનલ ઑફિસર છે અને તેમણે આ પ્રાંતમાં ૧૯૧૮ના ઑગસ્ટથી નોકરી કરી છે; એટલે તે લોકોને ઓળખતા હતા. ગોળીબારને માટે તે હાથે કરીને મુખ્ય જવાબદાર બન્યા છે અને પંડિત જગતનારાયણની આગળ જુબાની દરમિયાન જ્યારે તે ફસાયા, ત્યારે તેણે કહ્યું કે ફોજદારી કામ ચલાવવાના કાયદાની રૂએ તેને સત્તા હતી. શા ઉપરથી ગોળીબાર કરવાના અનુમાન ઉપર તે આવ્યા એમ સર ચિમનલાલે પૂછ્યું ત્યારે તેમણે કહ્યું, " લોકો ત્યાં ભેગા થઇ ગયા છે એમ અમારા જાણવામાં આવી ગયું હતું અને એને માટે વિશ્વાસલાયક બાતમી હતી. " તે ફરીથી કહે છે: " મારા સાંભળવામાં આવી ગયું હતું કે ચુહારખાનાના લોકો બજાર લુંટવા દોડતા હતા. " સર ચિમનલાલે પૂછ્યું: "એટલે કાંઈ વધારે તપાસ કર્યા વિના તમે ગોળીબાર કરવા લાગ્યા ?" હા, અમે ગોળીબાર કરવાનો નિશ્ચય કરી દીધો હતો, એવો જવાબ મળ્યો. તેને પછી પૂછ્યું: " તમારા મનમાં એમ હતું કે તમારે ત્રાસ ઉપજાવવાનો હતો ?" તેણે જવાબ આપ્યો: " જરૂર પડે તો બેશક. અને અમને જરૂર જણાઇ. " સર ચીમનલાલે પૂછ્યું, " અને એ ગોળીબાર પછી તમે સ્ટેશન તરફ આગળ ગયા ?" તેણે કહ્યું: 'હા.' પછી રાયસાહેબે લોકોની હીલચાલ વર્ણવી:

સ—લોકો હરતા ફરતા હતા એમ કહીને તમે શું કહેવા માગો છો ? તે તોફાન તો નહોતા કરતાને ?

જ—ના, તે વખતે નહોતા કરતા. લોકો ગામમાં જાઆવ કરતા હતા.

સ—ગામમાં જાઆવ કરવામાં તેમનો હેતુ શો હતો તે તમે નથી જાણતા ?

જ—તેમનો હેતુ બખ્તરવાળી ટ્રેન ઉપર હલ્લો કરવાનો હતો.

સ—તેઓ બખ્તરવાળી ટ્રેન ઉપર હલ્લો કરવાને ભેગા થાય છે, એમ તમે દૂરથી શી રીતે જાણી શકયા ?

જ—કમભાગ્યે મારા મગજમાં વિચાર છે તે હું કહી શકતો નથી.

સ—માફ કરો, લાલા ! તે વખતે તમારી પાસે એવું અનુમાન કરવાનાં શાં શાં સાધન હતાં અને તમે શું જોયું તે આપણે વિચારીએ છીએ. તમે લોકોની હીલચાલની વાત કરો છો ત્યારે તે હીલચાલ ખરેખરી શી હતી તે હું જાણવા માગું છું. મને મહેરબાની કરીને કહેશો ?

જ—હું કહી ગયો કે તેઓ જતા હતા અને આવતા હતા, અને હું ધારૂં છું કે તેઓ ભેગા થતા હતા.

સ—શા હેતુથી તે તમે કહી શકતા નથી ?

જ—કાંઇક ખરાબ હેતુથી તેઓ ભેગા થતા હતા.

સ—કેટલાએક લોકો ગામમાં જતા હતા અને કેટલાએક બહાર જતા હતા, તે ઉપરથી તમે એવું અનુમાન કર્યું કે તેઓ કાંઈક ખરાબ હેતુથી ભેગા થતા હતા ?

જ—તેમણે અમારી બખ્તરવાળી ટ્રેન જોઇ અને છતાં તેઓ સંતાઈ ગયા નહિ, પછી શું અનુમાન થાય ?

હવે આ જુબાની રાય સાહેબે ૧૭મી ડિસેંબરે આપી હતી. તે વખતથી બહુ અગાઉ અમે અમારા તરફથી પુરાવો ભેગો કર્યો હતો, અને ૬ઠી ડિસેંબરે અમારામાંથી એકે તેની ખાત્રી કરી જોઈ હતી તે ઉપરથી એમ જણાય છે કે કોઇ ટોળું ભેગું થતું નહોતું અને તેમણે લોકોની જે આવજા જોઇ હતી તે તેમણે ધારી તે કરતાં ઘણી જ ઉલટા પ્રકારની હતી. લોકો બહાર જતા હતા અને બ્હીકના માર્યા સંતાતા હતા.

એક જાટ નામે દુલાસિંહ જે સમજીને બોલે છે, અને જેને એ કિસ્સાની રજેરજ ખબર છે તે કહે છેઃ " જે માણુસો બ્હીકના માર્યા ગામ છોડીને નાસતા હતા, તેમના તરફ તેમણે મશીનગન છોડી. મશીનગનના બારથી ત્રણ માણુસોને ઘાયલ થઈ પડતા મેં જોયા. કમિટીના મેંબરો મૌલાબક્ષ અને કરતારસિંહ પણ ગાડીમાં હતા. ( જુ. નં. ૪૬૮ )

ગણુપતમલ કહે છેઃ " મશીનગનના ગોળીબારો લાંબા વખત ચાલ્યા અને લોકો અહીં તહીં નાસવા લાગ્યા.........૧૭મી એપ્રિલે પણ એજ પ્રમાણે કરવામાં આવ્યું. બ્રિટિશ સોલ્જરો મશીનગન સાથે આવ્યા. તેઓ ટ્રેનમાંથી ઉતર્યા અને જે લોકો અહીં તહીં નાસભાગ કરતા હતા તેમના ઉપર ગોળીઓ છોડી." ( જુ. નં. ૪૫૮. )

આવી રીતે જો કે લશ્કરી કાયદા પહેલાં ગોળીબાર કરીજ ન શકાય એટલે સુધી તો અમે નહિ કહીએ, પણ સબ-ડિવિઝનલ ઑફિસરે જે ગોળીબાર કર્યો તે ઉતાવળમાં, વખત પહેલાં, વિવેક વિના અને બ્હીક અથવા અતિ-ઉત્સાહને લીધે કરેલો હતો એમ અમે માનીએ છીએ. લોકોમાં ત્રાસ વર્તાવવો એ કાંઇ અમલદારોનું કામ નથી. તે બળની નહિ પણ નબળાઇની, ન્યાય કરવાની નહિ પણ અન્યાય કરવાની નિશાની છે. જેના મનમાં પાપ હોય તે જ ત્રાસ વર્તાવવાનો રસ્તો લે. અમે કબુલ કરીએ છીએ કે આગ લગાડવામાં આવી, લૂંટો થઇ, તારનાં દોરડાં કાપવામા આવ્યાં, એ બધાં કૃત્યો ખરાબ, નાહક અને શરમભરેલાં હતાં, અને ગુન્હેગારોને યોગ્ય સજા જરૂર ઘટતી હતી; પણ લોકોએ ગમે તે કર્યું હોય તેથી, આંખો મીંચીને જે ગોળીબાર થયા હતા અને જેથી નિર્દોષ માણુસો મરી ગયાં, અને જેથી કેટલાંએ નિર્દોષ માણુસો જીંદગીભર અપંગ થઇ બેઠાં તે કૃત્યો અને બીજાં જે જંગલી કૃત્યો એક આખા જનસમૂહને " ત્રાસ પમાડવા " માટે કરવામાં આવ્યાં હતાં તેનો કોઇપણ રીતે બચાવ થઇ શકે એમ નથી.

બીજાં કૃત્યો વત્તેઓછે અંશે બધી જગ્યાએ એનાં એજ હતાં. સોલ્જરોએ ચલાવેલી લૂંટ સંબંધી પુરાવો બીજા કરતાં ચુહારખાના સંબંધી વધારે મજબુત અને જથ્થામાં વધારે છે. ઢોરને જોરજુલમથી પકડીને સોલ્જરો માટે દહોવરાવી જવામાં આવ્યાં હતાં. બકરાં, વાસણ, ખાવાના પદાર્થો, માલીકની ગેરહાજરીમાં પણ લઇ જવામાં આવ્યા હતા. માર્શલ લૉના અમલ દરમિયાન લોકોના માલને થયેલા નુકસાનનો અડસટ્ટો કાઢવો પણ મુશ્કેલ છે.

સચ્ચાંસિંહ કહે છે કે, " પોલીસ મને બ્હીવરાવીને મારી પાસેથી એક બિછાનું લઈ ગઈ, તે હજુ પાછું મળ્યું નથી " ( જુ. નં. ૪૪૯ )

શામન કહે છે કે " જે સિપાઇઓ ત્યાં આવ્યા હતા, તેઓ તેમના ઘોડાને ખવરાવવા જોરજુલમથી મારો મોલ ઉપાડી ગયા " ( જુ. નં. ૪૬૪ )

મોહનલાલ કહે છે કે "જ્યારે મિ. બૉઝવર્થ સ્મિથ અહીં આવ્યા, ત્યારે રૂ. ૪૫ની કિંમતનો સીધુંસામાન લઇ ગયા હતા, પણ તેની કિંમત મને હજુ મળી નથી." (જુ. નં. ૪૭૪)

હવેલીરામ કહે છે કે "મારી દુકાન અને ઘરને ૧૦ કે ૧૫ દિવસ તાળું દેવામાં આવ્યું હતું......મંડીની ઘણી દુકાનોની જડતી લેવામાં આવી હતી. બ્રિટિશ સોલ્જરો મંડીમાં ફરતા અને લોકો પર જુલમ ગુજારતા. તે દુકાનમાં પેસી જતા અને મરજીમાં આવે તે લઇ જતા.........સોલ્જરોએ મારી પાસેથી વેચાતું લીધું તેમાં કશાના પૈસા આપ્યા નથી." (જુ. નં. ૪૫૩)

ગણપતમલ કહે છે: "પોતાને ખાવા માટે તેઓ નજરે પડે તે લઇ જતા. મરઘી, ઇંડાં, બકરીઓ અને દૂધ, લોકો પાસેથી જોરજુલમથી છીનવી લેવામાં આવતાં. પોલીસના માણસ લોકો પાસે આવીને પથારીઓ માગતા અને લોકો બહુ બ્હી ગયા હતા એટલે તેમને આપવી પડતી. હજુ સુધી તે પાછી મળી નથી. પોલીસ મારી પાસેથી ભેંસનું દૂધ જોરજુલમથી લઈ જતા અને મારાં છોકરાંને ખાવા કાંઇ રહેતું નહિ. મેં એક પથારી આપી હતી તે હજુ પાછી મળી નથી...... માર્શલ લૉના અમલ દરમિયાન લશ્કરનાં માણસોના સીધાસામાનનો ખરચ પૂરો પાડવા મંડી ખાતે રૂ. ૨૫ અને ગામ ખાતે રૂ. ૧૦ મારે આપવા પડયા છે." (જુ. નં. ૪૫૮)

કેટલાએક દુકાનદારોએ લશ્કરી ખાતાને સીધું સામાન આપ્યું હતું. તેમણે આપેલ ચીજોની યાદી અમલદારો તરફ મોકલી આપી હતી. ગુજરાંવાલાના પોલિસ સુપરિન્ટેન્ડન્ટે તેમને આ જવાબ વાળ્યો હતો: "આ પૈસો હવે કોઇપણ રીતે મળી શકે તેમ નથી, એમ જણાવીને આ અરજી સબ-ઇન્સ્પેકટરને મોકલવી. અરજદારોને સમજુતી આપવી કે તેઓ આપણને વારંવાર તસ્દી ન આપે."

ગામના લોકોને થોડા દિવસ મોલ કાપવાની બંધી કરી હતી. કોઈ કોઇના મોલ તો, કાંઇપણ વાજબી કારણ સિવાય, ખાલસા કરવામાં આવ્યા હતા. મિ. બૉઝવર્થ સ્મિથે આ કૃત્યો ખરી રીતે કબુલ કરેલાં છે. આ ભાગ, એટલે સાંગલા હિલ અને શેખુપુરાની વચ્ચેના ભાગના માર્શલ લૉના અમલને માટે તેઓજ મુખ્યત્વે જવાબદાર છે.

શાનસિંહ કહે છે: "મારા મોલને નુકસાન થયું તેથી લગભગ રૂ. ૨૦૦૦ ની મને ખોટ ગઇ." (જુ. નં. ૪૫૪)

જીવાયા કહે છે: "શેરસિંહના ખેતરની પાસે ૩ા કિવલ્લામાં મારા ચણા ઉભા હતા, તે લશ્કરના માણસો ઘોડાને માટે કાપી લઇ ગયા અને મને તેને માટે એક પૈસો પણ પરખાવ્યો નથી. મેં એમ ન કરવાને કહ્યું, ત્યારે લીલો ચારો નહિ લઈ જવા દો તો સાહેબ આગળ લઇ જઇશું અને સજા કરાવીશું એમ કહીને મને ધમકી આપી." (જુ. નં. ૪૫૬) ગણપતમલ કહે છે: "એવો હુકમ પણ કર્યો હતો કે જે હાજર હોય તેમણે બધાએ ગામમાં રહેવું અને ઘઉંનો મોલ લેવા ખેતરમાં ગામ છોડી જવું નહિ. તેણે પટવારીને ખેતરનો પહેરો રાખવા હુકમ કર્યો; એવી મતલબથી કે લોકો ધાન્ય લણી લે નહીં, અને પોતાનાં ઢોરને ચાર ખવરાવી દે નહીં કે તેની સંભાળ લઇ શકે નહિ.

આ પ્રમાણે થવાથી ઢોર ગમે ત્યાં ફરતાં અને માલના નાશ થતા. કેટલાક માલ લશ્કરના માણસોએ બગાડયો. અનાજ પાકયું હતું તેની ચાર આની અમારા ઘરમાં આવ્યું.
( જુ. નં. ૪૫૮ )

જે કહેવાતી સુનાવણીઓ થઈ અને તે પહેલાં જે વિધિઓ થઈ તે વિષે અમે આ પહેલાં બીજી જગ્યાઓને માટે જે કહી ગયા છીએ. તેજ હકીકતને ટેકો આપનારી હકીકત અહીંની જુબાનીઓમાં પણ ભરેલી છે. મિ. ટોડરમલ કહે છે કે ઓળખી બતાવવાની પરેડ ચાલતી હતી ત્યારે મિ. બૉઝવર્થ સ્મિથે કહ્યું, "મારે મોટા માણસોજ જોઇએ છે, તેઓ "ગંદી મખ્ખી" છે. મારે સાધારણ માણસોનું કામ નથી." સરદાર કરતારસિંહે આ સાક્ષીને ઘણા પૈકી એક ગુન્હેગાર તરીકે બતાવ્યો હતો. "મેં તેને તરત જ ચેતવ્યો અને પૂછયું, કે મને શા માટે બતાવે છે." તેણે કહ્યું કે, "હું કારણ બતાવી શકતો નથી કારણ કે ગુપ્તચર ખાતાએ મને કારણ બતાવવા ના પાડી છે. જે કહેવામાં આવે તે કરવું-જ પડશે. એવું અમને કહેવામાં આવ્યું છે." ( જુ. નં. ૪૫૦ ) તેના ઉપર કામ ચાલ્યું હતું પણ માર્શલ લૉ કમિશને તેને નિર્દોષ ઠરાવી છોડી મૂકયો હતો. કંશીરામ કહે છેઃ "ડેપ્યુટી કમિશનર આગળ જે બચાવનો પુરાવો અમારે આપવો હતો તે આપવા દીધો નહિ, તેમજ કોઇની જુબાની લખી લીધી નહોતી." (જુ. નં. ૪૫૧) માયાસિંહ કહે છે કે, "તેનો દીકરો ઉજાગરસિંહ દવા લેવા બહાર ગયો હતો અને બીજાની સાથે તેને પકડયો હતો. તેણે વાંધો લીધો અને "તે ઉપરથી લંગડા સાહેબે ( એટલે મી. બૉઝવર્થ સ્મિથે ) તેને ઝાડ સાથે બંધાવ્યો અને ૨૫ ફટકા મરાવ્યા............તેને ૧૦ દિવસ ઓરડીમાં પૂરી મૂકયો અને કૅનાલ રેસ્ટ હાઉસમાં જ્યારે તહોમતદારોને ઓળખી બતાવવામાં આવ્યા, ત્યારે તેને કોઇએ ઓળખી બતાવ્યો નહિ એટલે તેને છોડી મૂકયો." ( જુ. નં. ૪૪૮ ) હવેલીરામ કહે છેઃ "એક દિવસ ચોકીદાર લાધાસિંહે બધા મંડી-વાળાને ખબર આપી કે બધાએ બીજે દિવસે સવારે કૅનાલ બંગલામાં હાજર થવું; હાજર નહિ થાય તેની મીલકત ખાલસા કરવામાં આવશે. બીજે દિવસે સવારે અમે કૅનાલ બંગલે ગયા અને ત્યાં કાંઈ ખાધા પીધા વિના અમારે બેસી રહેવું પડયું. ૧૨ વાગે બપોરે અમને તડકામાં ઉભા રાખતા અને એ પ્રમાણે પૂરા બે કલાક કરવું પડતું. લંબરદારની સૂચના પ્રમાણે મજુર જેને બતાવતો તેને પકડીને પોલિસ સ્ટેશને લઇ જતા. તેમને ખાવા પીવા કાંઇ આપતા નહિ અને જો કોઇ માણસ તેને કાંઇ ખાવાને કે પીવાને આપવાની ઇચ્છા બતાવતો, તો તેને મારતા અને ગાળો દેતા. બીજે દિવસે તેમને લાહોર લઇ ગયા, તેમને ટુકડીઓ કરી લઈ ગયા હતા, અને તેમને સજાઓ વાંચી સંભળાવી હતી."
( જુ. નં. ૪૫૨ )

સરદાર શાનસિંહ કહે છેઃ "મને અવળે હાથે હાથકડી કરીને બીજા પકડેલા માણસો સાથે સરાઇમાં પૂરી રાખ્યો હતો. મારે ત્યાં આસરે ૧૫ કે ૧૬ દિવસ રહેવું પડયું હતું. હું ખાવાનું પણ લઈ શકતો નહોતો. અને મને અવળે હાથે હાથકડી કરેલી હતી એટલે હું ફેંટો પણ બાંધી શકતો નહોતો. રાત્રે પણ મારી હાથકડી કાયમ રહેતી. મારી સાથે જે બીજા માણ-સોને કેદ કર્યા હતા તે મારા મ્હોમાં ખોરાક મૂકતા. ફેંટો પણ મને બીજાઓ બાંધી આપતા. મારો મોટો ભાઇ કહાનસિંહ પણ મારી સાથે ત્યાં કેદમાં પડેલો હતો. તેની

પાસે એક આરબ ઘોડો હતો. પોલિસ સબ–ઇન્સ્પેકટર અલીમહમદે કહ્યું કે જો મારો ભાઇ ઘોડો આપે તો તે તેને છોડી દે. મારા ભાઇએ કહ્યું કે તે નિર્દોષ હતો અને ઘોડો મફત તો ન આપે. આ ના પાડવાથી પોલિસ સબ–ઇન્સ્પેકટર બહુ ગુસ્સે થયો, અને કહ્યું કે તે તેના ઉપર ઘણાં તહોમતો મૂકશે. તેણે પહેલું તો એ કર્યું કે એક રેલવે બાજુની કેટલી એક ચીજો છાનીમાની મારા ભાઇના ઘરમાં મૂકી અને પછી તપાસ કરીને તે ચીજો તેના ઘરમાંથી બહાર કઢાવી...પોલિસના સબ–ઇન્સ્પેકટરે મને કહ્યું કે મારે મારી ચામડીનો ખપ હોય તો તેને રૂ. ૫૦૦ આપવા. મેં આપવા ના પાડી અને તે ઉપરથી મને પણ મારા ભાઇની સાથે 'ચલાન' કરવામાં આવ્યો. પણ પછીથી મારી સ્ત્રીએ કોઇની પાસેથી રૂ. ૫૦૦ ઉછીના લઇને શેખુપુરા ચાક મનોરાના સુંદરસિંહ જમીનદારની મારફત સબ–ઇન્સ્પેકટરને પહોંચતા કર્યા. તે ઉપરથી પોલિસ સબ–ઇન્સ્પેકટરે મને છોડી મૂકવા વચન આપ્યું...... સબ–ઇન્સ્પેકટરે, જે માણસો મારી સામે જુબાની આપવાનાં હતાં તેમને અટકાવ્યાં પણ તેમને બદલે એક સાધારણ સાક્ષી મૂકયો. એવી રીતે પુરાવો જોઈએ તેવો ન મળવાથી મારો છૂટકારો થયો. ( જુ.નં. ૪૫૪ ) એક આંધળા માણસને પણ સુખે રહેવા દીધો નહોતો. લાલચમલ કરીને એક આંધળો માણસ હતો. તેને તેનો દીકરો રજુ કરવાનું કહ્યું, અને તે દીકરો ત્યાં હાજર નહોતો એટલે તેને કેદ કર્યો અને તે છોકરાની મા તેને લઇ આવી ત્યારે જ તેને જતો કર્યો. (જુ. નં. ૪૬૭.) ગણપતમલ કહે છે કે. મિ. બોઝવર્થ સ્મિથે ગામના લોકોને ભેગા થવાનો હુકમ કર્યો હતો અને જે ન આવે તેની મીલકત બાળી નાખવાનું અને ખાલસા કરવાનું કહ્યું હતું. તે કહે છેઃ—" આવી રીતે બધા લોકો બ્હીકના માર્યા દરબાર સાહેબમાં ભેગા થયા. લંગડા સાહેબે પટવારીને વસ્તી પત્રકનો રિપોર્ટ લાવવા હુકમ કર્યો. શેખુપુરના ડેપ્યુટી લાલા શ્રીરામે જેઓ હાજર નહોતા તેમનાં નામ રિપોર્ટમાંથી વાંચી બતાવ્યાં. સ્ત્રીઓને પોલિસ મારફત બોલાવી. સાહેબે તેમને પોતપોતાના ધણીને રજુ કરવા હુકમ કર્યો, અને કહ્યું કે તેમ નહીં થાય તો તેમનાં ઘર બાળી મૂકવામાં આવશે અને મીલકત ખાલસા કરવામાં આવશે. આ હુકમ આપ્યા પછી સ્ત્રીઓને જવાનું કહ્યું; અને ગેરહાજર હતા તેમના જે ભાઇઓ અને બાપ ત્યાં હાજર હતા તેમને પકડીને લઇ ગયા. " તે આગળ કહે છે " પકડેલા માણસોને ૧૦ કે ૧૨ ની ટુકડીઓમાં લઇ આવ્યા અને દરેકને બે વરસની કેદની અને રૂ. ૨૦૦ ના દંડની સજા કરવામાં આવી. કશો પુરાવો લીધો નહોતો. માત્ર તેમને માફી માગવાનું કહ્યું અને લોકોએ કહ્યું 'સાહેબ અમે નિર્દોષ છીએ; જો અમે કાંઈ કર્યું હોય તો અમને માફી આપો.'

( જુ. નં. ૪૫૮ )

સરદાર હરનામસિંહ કહે છે કે તે સરકારને રૂ. ૪૦૦ નું મહેસુલ ભરે છે અને તેણે રૂ. ૮૦૦નાં વૉર બૉન્ડો લીધાં હતાં. તે રૂ. ૬૦ નો ઘરવેરો ભરે છે. તેના ભાઈ ખુશાલસિંહને પકડયો હતો. તેણે પોતાના બચાવને માટે મી. માર્ટિનને રૂ. ૧૦૦૦ આપીને રોકયો હતો, પણ તે કહે છે કે " કોઇએ તેને વકીલાત કરવા દીધી નહિ. કોઈએ બચાવના સાક્ષી તો હાજર હતા છતાં લીધા નહીં, તેમ તેમને બોલાવ્યા પણ નહિ. પાંચ મિનિટમાં ખુશાલસિંહના કેસનો નિકાલ થઈ ગયો. ". તે કહે છે " બધા સંક્ષિપ્ત મુકદમામાં મિ. બોઝવર્થ સ્મિથ અથવા પોલિસનો જે ઇન્સ્પેકટર હાજર હોય તે તહોમતદારને નીચે

પ્રમાણે કહેતો: "તમે માફી માગો છો ?" આના જવાબમાં બધા તહોમતદારો એમજ કહેતા કે, "સાહેબ, અમે નિર્દોષ છીએ, અમને માફી મળવી જોઇએ." પણ આ શબ્દો તહોમતદારની ગુન્હાની કબુલત તરીકે નોંધવામાં આવતા, કોઈ બચાવનો પુરાવો લીધો નહોતો. તેમજ બચાવ તૈયાર કરવાને વખત આપવામાં આવ્યો નહોતો. પહેલે દિવસે આશરે ૧૦૦ માણુસોને સજા કરી હતી અને ૨ કે ૩ કલાકમાં તેના ફેંસલા અને હુકમો પણ લખી નાંખ્યા હતા. (જુ. નં. ૪૪૭)

ચુહારખાના પાસેથી રૂ. ૧૫૦૦ દંડના લેવામાં આવ્યા હતા. આ પેટે મંગલસિંહ અને તેના ભાઈને રૂ. ૨૩૦ ભરવા પડયા હતા. (જુ. નં. ૪૬૦) લાલા ફકીરચંદ જંગલીમલની પેઢીએ એપ્રિલ માસના લશ્કરી સિપાઇઓના ખાધાખરચ પેટે રૂ. ૫૦, સજા દાખલની પોલિસ માટે રૂ. ૧૧૪, લેફ્ટેનન્ટ ગવર્નરના સ્મારકને માટે રૂ. ૨૦ આપ્યા. તેનો મુનીમ કહે છે કે, "આ રકમ જોરજુલમથી અમારી પાસેથી વસુલ લીધી હતી." (જુ. નં. ૪૮૦).

## ૧૭. શેખુપુરા.

શેખુપુરાનું ઐતિહાસિક સ્થાન લાહોરથી ૨૫ માઇલ દૂર છે અને ગુજરાંવાલા જીલ્લામાં તેની છેલ્લી તપાસ કરવાની રહે છે. શહેનશાહ જહાંગીરના લાડના નામ ઉપરથી આ નામ પાડવામાં આવેલું છે અને મહારાજા રણજીતસિંહનાં રાણી 'નાકૈંનું' તે નિવાસ-સ્થાન હતું. તેમાં આશરે ૨૫૦૦ માણુસની વસ્તી છે.

શેખુપુરામાં ૬ઠ્ઠી એપ્રીલે હડતાલ પડી હતી. હડતાલ સંપૂર્ણ અને આપોઆપ પડી હતી અને પોલીસ સબ-ઇન્સ્પેકટર લોકોની વચ્ચે પડયા છતાં તે પુરેપુરી પાળવામાં આવી હતી. સાંજે સભા ભરવામાં આવી હતી અને તેમાં, ઑફિસરોએ કબુલ કર્યું છે તેમ મર્યાદામાં રહી ભાષણો કરવામાં આવ્યાં હતાં. સબ ડિવિઝનલ ઑફિસર રાય સાહેબ રામસુદે વકીલોને બોલાવીને અને ધમકી ભરેલી ભાષા વાપરીને સભા બંધ રખાવવા પ્રયત્ન કર્યો હતો પણ તેમાં નિષ્ફળ ગયા હતા. પછી ૧૩મી સુધી સંપૂર્ણ શાંતિ રહી હતી. પણ અમૃતસર અને લાહોરના સમાચારથી શેખુપુરાની વસ્તી ઉપર અસર થઇ અને ૧૪મી-ની સવારે લોકોએ આપોઆપ પાકી હડતાલ પાડી. પણ ત્યારે પણ કાંઈ ન ઇચ્છવા જેવું બન્યું નહોતું. એક ખાવાનું વેચનારની દુકાન જોરજુલમથી બંધ કરવામાં આવી હતી અને તેના પર હુમલો કરવામાં આવ્યો હતો એમ કહેવામાં આવ્યું છે. કહેવાતી સમરી કૉર્ટે આને માટે સજા નોંધેલી છે, તોપણ આ વાત ખોટી કહેવામાં આવે છે. આમ છતાં રાતના વખતમાં તાર અને સિગ્નલનાં દોરડાં કોઇ માણુસોએ કાપ્યાં હતાં પણ તેઓનાં નામ જણાયાં નથી. ઘણે ભાગે તેઓ શેખુપુરાના હશે.

તોપણ કોઇપણ રીતે હડતાલમાંથી આ ગરબડ ઉભી થઈ નહોતી, છતાં ૧૯મી તારીખે માર્શલ લૉ કાયદો જાહેર કરવામાં આવ્યો અને બીજાં સ્થળોએ જે જે બન્યાનું કહી ગયા તે દરેક વાત શેખુપુરામાં પણ બની. વકીલો ખાસ મુલાકાતને માટે આવ્યા. તેમનું જાણી જોઇ ને અપમાન કરવામાં આવ્યું, તેમને પકડી ૪૦ દિવસ કેદ રાખવામાં આવ્યા; અને તેમના પર કામ ચલાવ્યા સિવાય તથા તેમને શા માટે પકડવામાં

આવ્યા હતા તેનું કારણુ બતાવ્યા સિવાય છેવટે તેમને છોડી મૂકવામાં આવ્યા હતા. શેખુપુરાનો ખાસ બનાવ એ હતો કે દશ વર્ષ ઉપરના બધા પુરુષો પાસે તેમને ખાસ હલકા પાડવા માટે એક વિશાળ જમીનને ઝાડુ દેવડાવવામાં આવ્યું હતું. કહેવાતી તપાસના કામને માટે સાત દિવસ સુધી વહાણુથી તે સાંજ સુધી તેમને બેસાડી રાખવામાં આવતા. બીજી જગ્યાઓની માફક વિદ્યાર્થીઓને પણ હાજર રહેવું પડતું.

એક ૬૦ વરસની ઉંમરના, આડત્રીસ વરસની સરકારી નોકરી કરી ઇન્સ્પેકટર ઑવ પોલિસ તરીકે ફરાગત થએલા વૃદ્ધ લંબરદારને પકડવામાં આવ્યો હતો. કારણુ માત્ર એટલું જ કે તેના છોકરાઓને બોલાવ્યા ત્યારે તેઓ શેખુપુરામાં હાજર નહોતા. તેની મિલકત જપ્ત કરી લેવામાં આવી અને તેના ખેડુતોને ખેતરમાંનો ફાલ કાપવાની મનાઇ કરવામાં આવી.

સોલજરોએ અને પોલિસોએ લોકોનો માલ ફાવે તેમ લીધો. બીજી જગ્યાઓની માફક અહીં પણ પુરાવો આપવા દબાણુ કરવામાં આવ્યું હતું અને બીજી જગાની માફક ન્યાય ઉંધો વળ્યો હતો. વિશેષ એટલું બન્યું કે મિ. બોઝવર્થ સ્મિથે વકીલોનો વકીલાત કરવાનો હક બંધ કરાવવા તેમનાં નામો હાઇકૉર્ટમાં રિપોર્ટ કરી મોકલ્યાં. લગભગ ૭૦ જુબાનીમાંથી અમે ૩૦ વીણી કાઢી છે, અને તે ઉપરની બધી હકીકતને ટેકો આપે છે.

સરદાર બુટાસિંહ, બી. એ. એલ. એલ. બી. ડિસ્ટ્રીકટ વૉર લીગના સભાસદ હતા. તેણે લશ્કરની ભરતીમાં મદદ કરી હતી ને તે સેવાને માટે તેને સર્ટિફિકેટ મળેલું છે. તે કહે છે કે તે બન્ને દિવસ બીજે રોકાયલા હતા તેથી તેણે એકકે હડતાલમાં ભાગ લીધો નહોતો. ૧૪મી એપ્રિલ વિષે લખતાં તે કહે છે, "કોઇ જગ્યાએ કોઈ ટોળું ભેગું થયેલું દેખાતું નહોતું. કોઇ જગ્યાએ સરઘસ કે સભાથી વિરોધ દર્શન કરવામાં આવેલું જણાતું ન હતું, અને લોકો તરફથી કાંઈ નવાજૂની થઇ નહતી."

બીજા સ્થાનિક વકીલોની સાથે તેમને ૧૯મી ની સવારે ઓચિંતા પકડવામાં આવ્યા હતા. "તાકેલી બેયોનેટવાળી ભરીબંદુક વાળા પચીસેક સોલ્જરોના કબજામાં અમે હતા. આ સ્થિતિમાં અમને શહેરમાં ફેરવ્યા હતા અને અમારા ગામના બીજા માણુસોની સમક્ષ ગંદી જગા ઉપર અમને અનેક વાર બેસવાની ફરજ પાડવામાં આવી હતી. અમારી નામોશી ભરેલી દશાનું લગભગ એક કલાક સુધી પ્રદર્શન કર્યા પછી અમને એક બખ્તરવાળી ટ્રેઇન તરફ બેવડી ઝડપે ચલાવ્યા."......મારી તબીયત સારી નહોતી એટલે હું બીજાની સાથે કદમ ઉપાડી શકતો નહોતો. આથી મને ગાળો દીધી, મારી ઠઠ્ઠા મશ્કરી કરી, અને મને લાકડીથી માર્યો. "કેદીઓને લાહોર લઇ જવામાં આવ્યા, જ્યાં જતાં બે કલાક લાગ્યા. દિશાજંગલ જવાની રજા મળવા તેમણે વારંવાર માગણી કરી, ઘણુ પહેરેદારે રજા આપી નહિ અને સાંજે મોડે સુધી કાંઈ ખોરાક આપવામાં આવ્યો નહોતો." રેલવે સ્ટેશનથી લાહોરની સેન્ટ્રલ જેલમાં અમને લઇ ગયા. ત્યાં અમારા હાથ બાંધ્યા અને અમને એકાન્ત વાસની ઓરડીઓમાં મોકલ્યા. આવી રીતે ચાલીસ દિવસ અમને રોકી રાખ્યા અને તેમાં અમારે ભારે મુશ્કેલીઓ અને હાડમારી ભોગવવી પડી." જાણે આટલું બસ ન હોય તેમ છોડતી વખત પણુ તેમના ઉપર અપમાનોનો વરસાદ વરસાવ્યો. તેમને હાથકડી કરી શેખુપુરા લઈ ગયા. પોલિસ સ્ટેશન સુધી તેમને ચલાવ્યા, અને પછી શહેરમાં નાયબ તેહ-

સિલદારના ઘર સુધી તેમને લઈ ગયા અને ત્યાં તેમને છેવટે છોડયા. આમ કરવાનો તેમનો હેતુ તેમની મશ્કરી કરવા સિવાય બીજો કશો નહોતો. ( જુ. નં. ૪૮૬ )

લાલા ઉશનકરાય. બી. એ; એલ. એલ. બી. નવ વરસથી પહેલા દરજ્જાના વકીલ તરીકે ધંધો કરે છે. વંશપરંપરાથી તે બે ગામના લંબરદાર છે, સારી જમીન જાગીરના માલીક છે, અને લડાઇના ફાળામાં તેમણે સતત મદદ કર્યા કરેલી છે. તે કહે છેઃ " ગયા એપ્રિલ સુધી મેં કોઈપણ રાજકીય-સભામાં ભાગ લીધો નહોતો. " ૧૫મીની સવારે સબ-ડિવિઝનલ ઑફિસરે તેને બોલાવી મંગાવ્યા. કાયદો અને બંદોબસ્ત જાળવી રાખવાને તેણે પોલિસની સહાયમાં કામ કરવા વચન આપ્યું. તે જ સાંજે તે સબ–ડિવિઝનલ ઑફિસર ચુહારખાના ગયો. લૉર્ડ હન્ટરની કમિટી આગળ આ અમલદાર કહે છે કે શેખુપુરાની શાંતિ કેવળ બહારની જ હતી, ખરી નહોતી. પણ તે ચુહારખાના ગયો તે જોતાં તેણે કહેલી હકીકત ખરી લાગતી નથી. ઉપર કહ્યા પ્રમાણે તારનાં દોરડાં કપાયાં હતાં છતાં તેણે શેખુપુરા છોડયું હતું એ વાત યાદ રાખવાની છે. લાલા ઉશનકરાય કહે છે કે તેણે ૧૮મીની સાંજ સુધી સ્થાનિક એકસ્ટ્રા ઍસિસ્ટન્ટ કમિશનરની સહાયમાં કામ કર્યું. સબ-ડિવિઝનલ ઑફિસર આગળ તે ૧૯મીએ હાજર પણ થયો અને શેખુપુરામાં બધું બરાબર છે એમ તેણે રિપોર્ટ કર્યો. પણ થોડી મિનિટ પછી તેને તેના ઘરમાં પકડયો અને ઘરનાં બારણાં બંધ કરવા અને જાકીટ પહેરવા જેટલું પણ તેને કરવા દીધું નહિ. તે કહે છે, " ગોસાંઇ મયારામ જેની ઑફિસ મારી ઑફિસથી થોડા વાર દૂર થાય છે, તેના આવવાની તેઓ રાહ જોતા હતા તે દરમિયાન મને ગંદી જમીન ઉપર બેસાડયો. મને થાક લાગ્યો નહોતો અને નીચે બેસવાની મારી ઈચ્છા નહોતી પણ મારૂં અપમાન કરવા માટે મને નીચે બેસાડયો હતો. " લાહોરની રેલવેની કાચી જેલ વિષે બોલતાં તે કહે છેઃ " માણુસને રહેવાને માટે તે તદ્દન નાલાયક હતું; કારણ કે પહેલાં જાજરૂ તરીકે તેનો ઉપયોગ કરવામાં આવ્યો હતો અને તે દુર્ગન્ધ મારતી હતી." તેમના જોડા અને ફેંટા કેદખાનાની બહાર કઢાવ્યાં હતાં. ગોહરસિંહ શીખ છે. તેણે ફેંટો ઉતારવા વાંધો બતાવ્યો અને ઉમ્મર થયાને લીધે ચસમાં વિના દેખી શકતો ન હતો, માટે ચસમાં રાખવાનું કહ્યું, પણ તેનું કહ્યું સાંભળ્યું નહિ. તેને જણાવ્યા સિવાય તેની લંબરદારી લઇ લીધી અને ઉપરી અમલદારને કરવામાં આવેલી તેની અપીલ સાંભળ્યા વિના કહાડી નાંખવામાં આવી.

ગોસાંઇ મયારામ–તે પણ બી. એ; એલ. એલ. બી. છે–તે કહે છે કે ધરપકડ સવારના પહોરમાં થઈ. " અમે પૂરાં કપડાં પણ પહેર્યાં નહોતાં. રાત્રે પહેરેલાં પહેરણ અને પાયજામાભર કેટલાકને પકડયા હતા અને વકીલ મોલવી અલીમદીનના શરીર પર માત્ર પહેરણ અને પોતીઉં હતાં. અમારાં કપડાં લાવવા દેવાની માગણીના જવાબમાં તુંકીટચ 'ના' પાડી માત્ર ભવાં ચડાવ્યાં. " હઠપૂર્વક કરેલા અપમાનના દાખલા આપતાં તે કહે છે, " સરદાર બુદ્ધાસિંહ મોલવી અલીમદીનને, બે વકીલોને અને જમીઅતસિંહને એકજ ખાનામાં પૂર્યા અને બેસવાને બાંકડા હતા છતાં અમને નીચે બેસવાનો હુકમ કર્યો. સરદાર બુદ્ધાસિંહે તે દિવસે સવારમાં વહેલાં જુલાબ લીધો હતો. તેને પેશાબ કરવા જવું હતું, અને તેણે એક પહેરેગીરની રજા માગી પણ કંઈ વળ્યું નહીં. અમે સઘળાએ વારંવાર એ સંબંધે અરજ કરી તે ઉપરથી એક સોલજરે જવાબ આપ્યોઃ 'ગળી જાઓ તો શું ?" બીજાં દશ્યો વર્ણવ્યા પછી તે કહે છે, " જેલમાં જે હાડ-

મારી અમે ભોગવી તે કહી જાય તેવી નથી. જેલનો સામાન્ય ખોરાક ઢોરને લાયક હોય છે, માણુસને માટે નથી હોતો. સવારે અરધો કલાક અને સાંજે ન્હાવાને માટે અરધો કલાક માત્ર અમને કોટડીઓમાંથી છુટી મળતી. આ એક કલાક પણુ અમને પહેરેગીરો આપતા નહિ અને પોતાની મરજીમાં આવે ત્યારે બારણાં ઉઘાડતા અને વાસતા." (જુ. નં. ૪૮૩.) સબ ડિવિઝનલ માજીસ્ટ્રેટે પહેલાં આ સાક્ષીને અને પછી બીજા વકીલોને ૬ઠ્ઠી એપ્રિલની સભામાં ન જવા ચેતવણી આપવા પ્રયત્ન કર્યો અને જ્યારે સાક્ષી સભામાં જવામાં કાંઇ ખોટું નથી અને સભામાં જવાથી વકીલાતની સનદને બાધ આવતો નથી એમ બતાવી શકયો ત્યારે તેમ કરવામાં તેઓના હિતને નુકસાન થશે એમ કહીને તેમને સમજાવ્યા; અને આ સમજુતીને ગોસાંઇ પોતાની નબળાઇથી વશ થયા તે વખતે સબ–ડિવિઝન ઑફિસર સાથે તેને રમુજી વાતચીત થઇ હતી તે આ સાક્ષી કહી બતાવે છે. પછી સબ–ડિવિઝનલ ઑફિસરે બીજા વકીલોને બોલાવ્યા અને તેમને કહ્યું કે ગોસાંઇએ સભામાં નહિ જોડાવાને વચન આપ્યું છે. ગોસાંઇએ આ સાંભળ્યું ત્યારે તેણે કહ્યું, "મને માઠું લાગ્યું, અને મને વિચાર આવ્યો કે બીજાઓના ઉપર વગ ચલાવવામાં સબ-ડિવિઝનલ ઑફિસર મારા નામનો ખોટો ઉપયોગ કરે છે; તેથી મેં તેને લખી નાખ્યું કે હું સભામાં જવાનો ઇરાદો રાખું છું અને મારા નામનો એ રીતે ઉપયોગ કરવાનો તેને કશો હક નથી." (જુ. નં, ૪૮૪)

વકીલ, સરદાર પ્રીતમસિંહ, જે પકડાવામાંથી બચી ગયા હતા તેઓ ૨૯મીની સાંજે લશ્કરી કાયદો જાહેર થયા પછી તેનું મંગળાચરણુ કેવી રીતે થયું તેના સાક્ષી છે. તેઓ તેનું આ પ્રમાણે વર્ણુન કહે છેઃ "સબ–ડિવિઝનલ ઑફિસર, રાય સાહેબ શ્રીરામે પોતે ઢંઢેરો વાંચી સંભળાવ્યો અને વાંચવાનું પૂરૂં થયા પછી લોકોને કહ્યું કે તેઓ હડતાલ બીજી વાર પાડશે તો તેમના પર ગોળીબાર કરવાની હવે તેને સત્તા આપવામાં આવી છે. આમ કહેતાં તેણે કેટલાએક વયોવૃદ્ધ સંભવિત ગૃહસ્થોની દાઢી તરફ લાકડીનો છેડો ઘોંચવાની ચેષ્ટા કરી. પછી તે મશીનગનનું પ્રદર્શન જેને વિષે હન્ટર કમિટી આગળ વાત થયેલી છે તેનું વર્ણુન કરે છેઃ—

"એપ્રિલના આખર વખતમાં કેટલીએક મશીનગનો અને બંદુકો ચઢાવેલ મોટરકાર સાથે કેટલાએક બ્રિટિશ અને હિંદી સિપાઇઓએ હારબંધ ફરીને સરકારના બળનું પ્રદર્શન કરી બતાવ્યું. મશીનગનની સામા એક ટેકરાને અડાડીને કેટલાક લોઢાના કટકા રાખવામાં આવ્યા હતા. પછી મશીનગનો ચલાવી તેની ગોળીઓ પેલા લોઢાના કટકા સોંસરી નીકળી ગઈ હતી તે કટકા લોકોને બતાવ્યા. આ તમાશો જોવાને આવવાની અમલદારોએ લોકોને ફરજ પાડી હતી. પેલા કટકા બતાવીને અમલદારોએ તેમને કહ્યું કે જો લોકો ફરી સરકારની સામા બંડ કરશે તો આજ મશીનગનોથી તેમને આવી રીતે વીંધી નાંખવામાં આવશે. પણુ સત્તાના આ પ્રદર્શન પહેલાં લેફ્ટેનન્ટ ગવર્નરનો ઢંઢેરો વાંચી બતાવવામાં આવ્યો હતો અને તેમાં પૂર્વની સામાન્ય સ્થિતિ પાછી લાવવામાટે સરકારની સહાયમાં કામ કરવા લોકોને શિખામણુ આપવામાં આવી હતી."

સહાયમાં કામ કરવાની વિનંતિની સાથે સાથેજ આ સત્તાનું પ્રદર્શન એ બે વચ્ચે કાંઈ મેળ ખાતો જણુાતો નથી.

૭મી મે કે તે અરસામાં એક વળી જૂદી જ જાતનું પ્રદર્શન કરવામાં આવ્યું હતું. તેનો હેતુ માત્ર ત્રાસ બેસાડવાનો જ નહિ પણ અપમાન કરવાનો પણ હતો. ફરી તેજ સાક્ષીની ભાષામાં અમ તે આપીએ છીએ:—

"તે જગાના બધા માણસોને તેણે તડકામાં ભેગા કર્યા. જે વકીલોને પકડયા નહોતા તે પણ આ લોકમાં હતા. વકીલોને બીજાથી જુદા પાડી બે હારમાં ઉભા રાખ્યા હતા. તા. ૬ઠ્ઠીની સભામાં જે જોડાયા નહોતા તેમને પહેલી હારમાં અને જે તે સભામાં જોડાયા હતા પણ જેમણે કામમાં સક્રિય ભાગ નહોતો લીધો તેમને બીજી હારમાં રાખ્યા હતા. મી. બૉઝવર્થ સ્મિથે પોતાનું ભાષણ શરૂ કર્યું અને હિંદુસ્તાનના વકીલોને ભાષણનો વિષય બનાવ્યા. બીજી વાતો ઉપરાંત તેણે જણાવ્યું કે હિંદુસ્તાનના વકીલો કામીન એટલે હલકા વર્ગના છે, અને જમીનદારોને પોતાનાં હથિઆર બનાવી સરકારની સામે હીલચાલ કરે છે. તેણે મને મારા પિતા શું કામ કરતા અને હું કયાં કેળવણી પામ્યો હતો તે વિષે પૂછ્યું. મારા પિતા શાળાના મહેતાજી હતા અને મેં લાહોરની ફૉર્મન ક્રિશ્ચિઅન કૉલેજમાં અભ્યાસ કર્યો છે એમ જાણીને હું આ હીલચાલમાં ભાગજ કેવી રીતે લઇ શકયો તે વિષે તેણે અચંબો બતાવ્યો. આટલુંજ નહીં પણ આગળ વધી બીજા વકીલોની સમક્ષ મને "નાનકડો કીડો" સુદ્ધાં કહ્યો.

"વકીલોની વાત પૂરી થઇ પછી મી. બૉઝવર્થ સ્મિથે નિવૃત્ત થએલા પોલીસ ઈન્સ્પેકટર સરદાર ગૌહરસિંહને તડકામાં લોકો આગળ હાથકડી સાથે ઉઘાડા પગે ચલાવ્યા. સાહેબે લોકોને કહ્યું કે ગૌહરસિંહ સરકારની એક રાજદ્રોહી રૈયત છે, અને તેના ત્રણ "દીકરાને અપકૃત્યોને માટે જેલમાં મોકલવામાં આવ્યા હતા. સરકાર તેનું પેન્શન બંધ કરશે અને તેને બ્રહ્મદેશ દેશનિકાલ કરશે.

"પછી તેણે લોકોને સામાન્ય શિખામણ આપી. તેણે કહ્યું કે લોકો બધા "સુવર લોક" ગંદી ગખી" છે. લોકોએ દુકાનો બંધ કરીને સરકાર સામે બંડ કર્યું છે એટલે "કાલા લોગ, ગંદે લોગ, સબ એક રંગ કે" એમ કહી તે સાચોસાચ જમીન ઉપર થુંકયો. "તેણે કહ્યું કે લોકોએ કદી વકીલોનું કહ્યું સાંભળવું નહિ કારણ કે તેઓ છેતરે છે, પણ સલાહને માટે લંબરદાર, ઝૈલદાર, તેહસિલદાર અને ડેપ્યુટીઓ પાસે જવું."

(જુ. નં. ૫૦૩)

અહીં વકીલોનું ખસુસ અપમાન કરવાનો, લોકો જેમને પોતાના મિત્રો સમજતા હોય તેવા વકીલોથી તેમને જૂદા પાડવાનો, તેના દિકરાઓના મનાતા અપકૃત્ય માટે એક સંભવિત પોલીસ ઇન્સ્પેકટરનું જાણી જોઇને અપમાન કરવાનો, અને સાંભળનારા બધા માણસોને હલકી રીતે ગાળો દેવાનો આ રહ્યો એક નમૂનો: અને આ બધું કરનાર એક જીલ્લો જેને સોંપવામાં આવ્યો હતો, અને જેને બંદોબસ્ત પાછો સ્થાપિત કરવા અને ગુન્હેગારોને સજા કરવા મોકલવામાં આવ્યો હતો એવો અમલદાર છે.

નિર્દોષ લોકો ઉપર નિર્દય રીતે જુલમ કરવામાં અમલદારો કેટલે દૂર ગયા તે ગૌહરસિંહના દાખલા પરથી સમજાશે. સરદાર ગૌહરસિંહ અને તેનું કુટુંબ ખરી રીતે પાયમાલ થઈ ગયું છે અને એમને પાયમાલ કરવામાં જે અમલદારે ભાગ લીધો તેણે વાંધા-

ભરેલા ઉપાયો લેવામાં જરાએ આંચકો ખાધો નહતો. તેના પુત્ર સરદાર અમરસિંહની જુબાની સાચી હોય તો એમ જણાય છે કે રાય સાહેબ શ્રીરામે આ કુટુંબને કેટલાએક વખત થયાં નજરમાં રાખ્યું હતું. "અને તે મુજબ" (આ સાક્ષી કહે છે) "૧૯ એપ્રિલ ૧૯૧૯ના રોજ મારા બાપે કાંઈ ગુન્હો કર્યો નહતો છતાં તેને પકડીને લાહોર સેન્ટ્રલ જેલમાં મોકલી દીધા, પણ તેજ દિવસે પાંછળથી તેમને છૂટા કર્યા. શેખુપુરામાં અમારે માથે જે વીત્યું તે કહ્યે પાર આવે તેમ નથી. અમારાં બધાં ઘરને તાળાં માર્યાં અને સ્ત્રીઓને અને છોકરાંને બહાર કાઢયાં. ખેતરોનું અનાજ જપ્ત કરવામાં આવ્યું અને ત્યાં ચોકી મૂકવામાં આવી અને લણી લેવાની અમને મના કરવામાં આવી. આથી અમને ભારે નુકસાન થયું, જે આખું ગામ જાણે છે. અમારૂં ઘર સળગાવી મૂકવાની ધમકી અમને વારંવાર આપવામાં આવી હતી. ૨૦મી એપ્રિલે આ સાક્ષી અને તેના બે ભાઇઓને કેદ કરવામાં આવ્યા. તેના એક સગાને પણ પકડવામાં આવ્યો અને તેના એક મિત્રને તથા તેના બે નોકરોને પણ પકડવામાં આવ્યા. સરદાર અમરસિંહ કહે છે કે તમો મારા નોકરો હતા માટેજ ફક્ત મારે લીધે તેમને આ સહન કરવું પડયું. આ છએ જણા એટલે સાક્ષીના બે ભાઇ, એક સગો, એક મિત્ર, અને બે નોકર—એ બધાને કામ ચલાવ્યા વિના તા. ૨૮મી મેએ છોડી મૂકયા. સાક્ષીને પોતાને ૨૪મી મેએ શેખુપુરા આણ્યો. ઓળખાણ કરાવવાને બહાને તેના હાથ બાંધી તેને લોકોની આગળ રજુ કર્યો. તે કહે છે કે લોકો આગળ મને બેઆબરૂ કરવા માટે આમ કર્યું હતું. ૨૬મી મેએ તેને મી. પેની આગળ રજુ કરવામાં આવ્યો. પણ તેની પોતાની સામે કાંઈ પુરાવો નહોતો તેથી તેને છોડી મૂકવામાં આવ્યો. [ જુ. નં. ૪૦૦ ]

નં. ૪૯૨, ૪૯૩, ૪૯૭, ૪૯૯, ૫૦૦ અને ૫૦૧ ના સાક્ષીઓ કહે છે કે તેઓમાંના કેટલાક પર ગૌહરસિંહ વિરૂદ્ધ જુબાની આપવા માટે દબાણ કરવામાં આવ્યું હતું, અને બાકીનાઓએ ખોટી જુબાની આપવાની ના પાડી એટલા ગુન્હા માટે તેમને પકડયા, તેમના પર તહોમત મૂકયું અને તેમને તકસીરવાર ઠરાવ્યા. સરદાર ગૌહરસિંહ પોતે પોતાના કેસનું વર્ણન કરતાં કહે છે. "મારા દીકરાઓ અમલદારોના કહેવા મુજબ પોતાની મેળે હાજર થયા હતા, છતાં મારા ઘર, મારા તબેલા અને બીજાં મકાનો ઉપર આઠ દિવસ સુધી તાળાં વાસેલાં રહ્યાં અને મારા ઘર અને મારાં ખેતરો ઉપર સખ્ત ચોકી રહી. એટલે અમારે ઘર વિના બહાર રહેવું પડયું. અમારા અનાજની સંભાળ લેવા દીધી નહિ તેથી તેને ઘણું નુકસાન થયું. અમારા ગરીબ ખેડુતો જેમને ઉપજનો ¾ મળવાનો હતો તેમને પણ તેટલું જ નુકસાન થયું. આ ખેડુતોને નહેરના પાણી વાપરવા માટે આપવો પડતો પીઆવો કોઈપણ રાહત સિવાય પૂરેપૂરો ભરવો પડયો. ૧૭મી મેના રોજ મને ફરી વાર પકડવામાં આવ્યો અને ૩૦મી મે ૧૯૧૯ ના રોજ છોડયો." કારણ બતાવવાની તક આપ્યા સિવાય લંબરદારીમાંથી તેને બરતરફ કર્યો. ( જુ. નં. ૪૮૮ )

શેખુપુરામાં કાંઈ નુકસાન થયું નહોતું, અને તારનાં દોરડાંને લોકોના ટોળાંએ નુકસાન કર્યું નહોતું. નુકસાનીની રકમ લેવાની ઠરાવવામાં આવી. ગોસાંઇ મયારામ વકીલ કહે છે, "થએલ નુકસાનની રકમ વધારેમાં વધારે રૂ. ૫)થી વધારે નહોતી. પહેલી રૂ. ૯૦૦૦ ની નુકસાની કઢાવવાની દરખાસ્ત કરવામાં આવી હતી. તે પછીથી ઘટાડીને રૂ. ૧૦૦)

કરી તેમાંના લગભગ રૂ. ૬૦) ચાર વકીલો પાસેથી વસુલ લેવામાં આવ્યા; જે વકીલો વિના વાંકે ૪૦ દિવસ કેદમાં રહેવાના દુર્ભાગ્યના ભોગ થઇ પડયા હતા. (જુ. નં. ૪૮૩)

મિ. બોઝવર્થ સ્મિથે પોતાની જુબાનીમાં કબુલ કર્યું હતું કે એક "તોબાઘર" (પશ્ચાત્તાપ ગૃહ) બંધાવવાનો તેનો વિચાર હતો, તે વાત પર લાલા ઠાકરદાસ પ્રકાશ પાડે છે. તે સ્કીમને તેમાં રૂ. ૧૦૦૦) ભરવાના હતા. (જુ. નં. ૫૦૭)

શેખુપુરાના એપ્રિલ માસના બનાવોની તપાસ પૂરી કરતા પહેલાં કર્નલ ઓ'બ્રાયન, મી. બોઝવર્થ સ્મિથ અને રાય સાહેબ શ્રીરામસુદની જુબાનીઓના અમૂક ભાગ તરફ નજર કરવાની જરૂર છે. તેથી જણાય છે કે તેમણે જે કૃત્યો કરેલાં છે તે વૈરભાવથી કરેલાં છે—હિંદુસ્તાનના રક્ષણના કાયદા અનુસાર કમિશનરને આપેલી સત્તાની રૂઇએ વૉરન્ટ વિના સામાન્ય રીતે લોકોને પકડયા હતા, એમ કહી કર્નલ ઓ'બ્રાયન પોતાનાં કૃત્યને વાજબી ઠરાવે છે. આ કલમ અમે આપી ગયા છીએ. સામાન્ય બુદ્ધિથી તેનો અર્થ એવો થાય કે કમિશનરમાં ડેપ્યુટી કમિશનરનો સમાવેશ થતો નથી. કારણ કે જ્યાં ડેપ્યુટી કમિશનરને સત્તા આપી છે ત્યાં તેમનો સ્પષ્ટ નિર્દેશ કરેલ છે. પણ શેખુપુરાના વકીલો સંબંધી તો કર્નલ ઓ'બ્રાયન કાયદાના અર્થનો આશ્રય ન લેતાં કહે છે કે હડતાલ પડાવવાની વ્યવસ્થા કરવાને માટે તેમને પકડવામાં આવ્યા હતા. મી. બોઝવર્થ સ્મિથ પહેલાં કદી શેખુપુરા આવ્યા નહોતા તેથી તેણે પહેલાં કદી વકીલોને જોયા નહોતા. તેણે વકીલમાત્રનો તિરસ્કાર કર્યો છે એટલુંજ નહિ પણ હાઇકૉર્ટમાં તેમનાં નામો રિપોર્ટ કરી મોકલવા જેટલી નિર્લજ્જ ધૃષ્ટતા કરેલ છે. રાય સાહેબ શ્રી રામસુદે કબુલ કરેલું છે કે પોતાને ફરિયાદ કરવાનું કારણ એવું હતું કે તેઓમાંનો એક વકીલ "ટ્રીબ્યુનલ પત્ર મંગાવતો હતો." (ખ) "હડતાલના દિવસે બીજા વકીલની સાથે ઉઘાડે માથે નજરે આવ્યો હતો અને [ગ] "સભાના પ્રમુખ તરીકે ૬ઠ્ઠી એપ્રિલ પછી કેટલાએક વકીલો તરફથી દિલગીરી જાહેર કરવાના પત્રો તેને મળ્યા હતા." અને બીજો એક વકીલ [૧] "મૉસ્લેમ હેરલ્ડ પત્ર મગાવતો હતો" (૨) "બીજા વકીલને ઘેર જોવામાં આવ્યો હતો" અને, [૩] "પોતે હાજર ન થઇ શકયો તે માટે દિલગીરી જાહેર કરવાનો પત્ર તેણે સભાના પ્રમુખને લખ્યો હતો."

સમરી (સંક્ષિપ્ત) સુનાવણીઓની તેમજ જુબાની અપાવવા કરેલા જોરજૂલમ વિષેની બધી વિગતમાં અમે ઉતર્યા નથી. આ બન્ને મૂદ્દા ઉપરનો પૂરાવો શેખુપુરાની જુબાનીઓમાં જોઇએ તેટલો મળશે. સમરી સુનાવણીઓ તો ફારસ હતી. જોરજૂલમનો પૂરાવો અતિશય નામોશી ઉપજાવનારો છે.

## ૧૮. લાયલપુર.

લાયલપુર તે લાયલપુર જીલ્લાનું મુખ્ય શહેર છે. એ નવુંજ વસેલું છે અને તેની વસ્તી ૧૫,૦૦૦ થી વધારે છે. આ જીલ્લામાં ઘઉંના નિકાસનું એ એક મોટામાં મોટું મથક છે. ૬ઠ્ઠી એપ્રિલે લોકોએ પોતાની ઇચ્છાથી પાકી હડતાલ પાડી હતી, અને સભા પણ ભરાઈ હતી. તેમાં ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા અને સમર્યાદ ભાષામાં સંભાળ-

પૂર્વક લખી કાઢેલાં ભાષણો વાંચવામાં આવ્યાં હતાં. અમલદારોની યોગ્ય સલાહ લીધા પછી સભા ભરી હતી. ૧૨મી સુધી કાંઈ બન્યું નહિ. પણ ત્યાં સુધીમાં શ્રીયુત ગાંધી, ડૉ. કિચલુ, અને ડૉ. સત્યપાલને પકડયાના તથા લાહોર અને અમૃતસરમાં બંદુકો છૂટયાની ખબર આવી પહોંચી હતી. આથી લોકોએ સ્વતઃ બીજી પાકી હડતાલ પાડી. આગેવાનોએ હડતાલ ન પાડવા બનતું કર્યું પણ લોકોની લાગણી તેઓ કાબૂમાં રાખી શકયા નહિ. પણ શાંતિ જાળવી રાખવામાં અમલદારોને તેમણે ઘણી સહાય કરી. દરબાર સાહેબ ઉપર ગોળીબાર થયાના ઉડતા ખબરથી ખાસ કરીને શીખ પ્રજામાં બહુ ખળભળાટ થઇ ગયો અને હડતાલ લંબાઇ પણ આગેવાનોની આવડત અને ખબરદારીથી તા. ૧૫ મીએ હડતાળ છોડી નંખાવવામાં આવી. શહેરમાં કોઈ જાતનો ઉપદ્રવ નહોતો. લાયલપુરની નજીક દોરડાં કાપવામાં આવ્યાં હતાં, પણ હડતાલ અથવા લાયલપુરના કોઇ માણસ સાથે તેને સંબંધ નહોતો. સ્ટેશનપર ખડકેલા ભૂસાના કોથળાને આગ લાગી. આ કોઇ આગ લગાડનારા બદમાસોનું કૃત્ય માનવામાં આવતું હતું. આ સંબંધમાં નિર્દોષ માણુસોને પકડવામાં આવ્યા અને તેમને ઘણું વેઠવું પડયું પણ સ્ટેટ સેક્રેટરી તરફથી નુકસાનીનો દાવો થતાં ઉપરથી પૂરી તપાસ થઇ હતી, અને માજીસ્ટ્રેટે દાવો કાઢી નાંખતાં ઠરાવ્યું હતું કે ભુસાની આગ બદમાસોનું કૃત્ય નહતું. દુર્ભાગ્યે આ તપાસ એટલી બધી મોડી થઇ કે નિર્દોષ માણુસો બચી શકયા નહીં. અમે દાખલ કરેલી જુબાનીઓની સાથે આ ફેંસલો જોડેલો છે. માજીસ્ટ્રેટ કહેછે કે, "ભુસાને રાતના સવાઆઠ અને પોણુનવ વચ્ચે આગ લાગ્યાનું જણુાય છે. આઠ ઉપર ૪૦ મીનીટે પહેરેગીરે આગ જોઇ. રાત અંધારી હતી અને તે વખતે કારખાનાની દિશાએથી સખ્ત પવન વાતો હતો. આ પવનનો આગળ જતાં ભારે વંટોળીઓ થઈ પડયો.

"જે ગંજી એટલે ગાંસડીઓનો ઢગલો કારખાનાની પાસેમાં પાસે હતો તેને આગ લાગી હતી. કારખાના તરફની બાજુથી આગ શરૂ થઈ હતી. ગાંસડીઓ ઉપરના છાપરાને એટલે સીરકીના છાજને આગ લાગી હતી. છાપરાંમાંથી ગાંસડીઓને આગ લાગી. ભૂસાના ઢગલાનો ચોકીદાર તે વખતે ગેરહાજર હતો. કોઠારી એટલે ગાંસડીઓ ખડકાવવાનું જેનું કામ હતું તે અમલદાર આગ લાગ્યા પછી થોડીવારે આવી પહોંચ્યો. આગ શરૂ થયા પછી થોડીજવારે ઘોડેસ્વારો સાથે હું તે જગાએ જઇ પહોંચ્યો હું પહોંચ્યો ત્યારે કારખાનાના કેટલાએક માણુસો મ્યુનીસપાલિટીના કેટલાએક નોકરો અને ઉપર જણુાવેલ કોઠારી એટલા ત્યાં હતા. ઢગલા આગળ કોઇ ટોળું આવ્યાના અથવા ઢગલા આગળ કોઇ પણુ એકલો માણુસ દેખાયાના ખબર મળ્યા નહતા. ચોકીદારની ગેરહાજરીનું કારણુ આળસ લાગે છે. કોઈ જાતની અગાઉની સંતલસ થઇ હોય એમ લાગતું નથી. માલના ધક્કા નજીક કંઇ વહેમ પડતું પહેરેગીરે કે ચોકીદારે જોયું નહોતું. પછીથી વંટોળીઓ ચડયો હતો અને બીજા ઢગલાને આગ લાગતી અટકાવવાને મદદ કરવા આવેલા માણુસોનાં પગલાંથી જમીન ઢંકાઈ ગઇ હતી તેથી પુરાવો મળવાનો સંભવ રહ્યો નહોતો.

"પોલીસ તપાસમાં કાંઈ ઉણુપ રહી નહોતી; ભૂસાની આગના સંબંધમાં કાંઈ નિશાની મળી આવી નહોતી. લાયલપુરનાં તોફાનો સંબંધમાં જેમને સજા થઇ હતી તેમની સાથે તેમના ગુપ્ત ભેદમાં જેઓ શામિલ હતા તેમણે લાયલપુરના કેસોમાં માફીની સરતે કબુલતો

આપેલી છે. પણ આવા કોઈ જુબાની આપનારે ભુસું બાળવા સંબંધી કાંઈ ખબર આપેલી નથી; એટલે ભુસાની આગ તે લોકોની સંતલસમાં આવી હોય એમ લાગતું નથી.

"આ કામ કોઇ આગ લગાડનાર બદમાશનું છે એવો તે વખતે ભારે વહેમ હતો, કારણ કે,

(૧) તોફાનોને અંગે એવાં કૃત્યો બીજી જગાએ બન્યાં હતાં.

(૨) તોબા ટેકસિંહ આગળ એવું ભુંસું બાળવાનું એક કાવત્રું રચાયાનું કહેવામાં આવ્યું હતું.

(૩) આગલે દિવસે માલના ધક્કા ઉપરથી માલ ખસેડી નાખવામાં આવ્યો હતો.

"પોલીસ તપાસ ઉપરથી ભૂસાની આગનો સંબંધ કોઇપણ બદમાસી કૃત્ય કે કોઈ પણ હંગામો અથવા હંગામો કરનાર માણસની સાથે જોડી શકાતો નથી. લાયલપુર તોફાનમાં સજા પામેલાઓની મેં જેલમાં પૂછપરછ કીધી હતી. સજા પામ્યા પછી જે જાણતા હોય તે સંતાડવાને તેમને કશું પ્રયોજન નથી અને બીજા ઘણાએ મુદ્દા ઉપર તેમણે મને બાતમી આપેલી છે, પણ તેમાંના કોઈની પાસે ભૂસા સંબંધી કશી બાતમી નથી.

"કોઈ ગામના કોઈ એક અથવા વધારે માણસોએ આ કામ કર્યું હોય કે કેમ તે પણ મેં તપાસ કરી જોઇ પણ કાંઇ પત્તો લાગ્યો નથી.

"તે દિવસે ચાર કારખાનાં કામ કરતાં હતાં. તેમાંનું એક આ ઢગલાની તદન નજીક છે. શિઆળાના મહિનામાં કારખાનાં ચાલવાથી આગ લાગી નહોતી. પણ એપ્રિલ માસથી કારખાનાના ચોગનમાં ખુલ્લી પડેલી રૂની ગાંસડીઓમાં ચીમનીમાંથી નીકળતા અંગારા વિગેરેને લીધે અનેકવાર આગ લાગી છે. અંતર જોતાં જો કે બનવા જોગ લાગતું નથી તોપણ ભૂસાની આગનું કારણ આ હોય એ શકય છે.

"અહીંની હદમાં થયેલા કોઈ હંગામા અને ગેરકાયદેસર મંડળમાંથી આ નુકસાન નીપજ્યું હોય એમ બતાવવાને વહેમ સિવાય હું કાંઈ બીજું શોધી શકતો નથી.

"આ કારણથી, પોલીસ એકટની કલમ ૧૫ (૨) [ક] માં જણાવેલ નુકસાનીનો અડસટો કાઢવાનું મારાથી બની શકે એમ નથી."

સાથે સાથે માજીસ્ટ્રેટે ટીકા કરી છે કે "તે દિવસે લાયલપુરમાં હંગામા કે તોફાન થયાં નહોતાં; દુકાનો બંધ થઈ હતી પણ કંઈ તોફાનો કે ગેરકાયદેસર મંડળીઓ તળ શહેરમાં જોવામાં આવી નહોતી." [જુ. નં. ૫૧૭]

લાયલપુર તોફાની પ્રવૃત્તિથી એટલું બધું મૂક્ત હતું કે પોલીસ સુપરિન્ટેન્ડન્ટ મિ. બી. ડબલ્યુ સ્મિથે હન્ટર કમિટી આગળ જુબાની આપતાં કહ્યું કે લશ્કરી કાયદો "આવશ્યક" નહોતો જો કે પોતે તેને "ઇષ્ટ" માનતા હતા; અને તેમ છતાં લશ્કરી દમામ, ત્રાસ, જૂલમ, સલામ કરવાના હુકમો, મુસાફરી કરવાની મના, અને લોકોના સ્વાભાવિક નાયકોનું અપમાન કરવાના અને લોકોની ઉપર પડતું તેમનું વજન નાબૂદ કરવાના ગેરવાજબી પ્રયત્નો—એમાંનું કશું કરવામાં બાકી રાખવામાં આવી નહતી.

૨૨મી પહેલાં ધરપકડ શરૂ થઈ નહતી. લાલા ચિન્તરામ થપર કહે છેઃ—

"૨૨મીએ લોકો પથારીમાંથી ઉઠયા નહોતા તે પહેલાં શહેરમાં ફરતી મશીનગનો ગોઠવી દીધી હતી અને શહેર આસપાસ બ્રિટિશ સોલજરો મૂકી દીધા હતા. આશરે ૧૨ માણસોને પકડયા હતા અને તેમાં હું હતો. મેની બીજીએ અમને બબ્બેને એક હાથકડી કરીને કોર્ટ આગળ ઉભા કર્યા. અમે વાંધો લીધો.........આવી દશામાં અમને જેલથી કોર્ટ અને કોર્ટથી જેલમાં લઇ જતા અને કોર્ટમાં રહેતા તેટલો વખત પણ અમને હાથકડી રાખવામાં આવતી અને અમને બેસવાની રજા આપતા નહિ. મને માફીની સરતે ગુન્હો કબૂલ કરનાર સાક્ષી તરીકે ઉભો કરવાની કોશીશ કરવામાં આવી હતી. અને મારા મિત્રની મારફત ડેપ્યુટી કમીશનરનો હાથનો લખેલો કાગળ મારા ઉપર મોકલવામાં આવ્યો હતો." પણ સાક્ષી અડગ રહ્યો. સજા કર્યા પછી કેદીઓને લાહોર લઇ જવામાં આવ્યા. સાક્ષી કહે છે. "હાથમાં હાથકડી અને પગમાં બેડી સાથે આશરે ૧૧ વાગે ધગધગતી ગરમીમાં અમારે જેલથી સ્ટેશન ચાલવું પડતું હતું. બેડીને લીધે અમારી ઘુંટીઓ ઘવાઇ હતી."

[ જુ. નં. ૫૨૧ ]

ડિસ્ટ્રિક્ટ કૉંગ્રેસ કમિટીના પ્રમુખ, લાયલપુરની પંજાબ નેશનલ બૅંક લિમિટેડના ડિરેક્ટર, અને ડી. એમ. એ. એસ. હાઇસ્કુલ કમિટીના ઉપ–પ્રમુખ અને ૨૨ વરસની કારકીર્દિના વકીલ લાલા બોધરાજને પણ આમની સાથે કેદ કરવામાં આવેલા હતા. ગુજરાનવાલા જીલ્લામાં નહોતું કહ્યું, પણ અહીંતો કેદીઓપર કયા તહોમત પ્રમાણે કામ ચાલવાનું છે તે તેમને કહેવામાં આવ્યું હતું. તે તહોમત હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૪૩ મુજબ ગેરકાયદેસર મંડળીઓ કરવા બાબતનું હતું. તેથી જામીનપર છૂટવા અરજી આપી, પણ બીજાં તહોમતો મૂકવાનો વિચાર ચાલે છે એવા કારણુસર અરજી નામંજુર કરવામાં આવી. કેદમાં તેમના તરફની વર્ત્તણુક સંબંધી સાક્ષી કહે છે કે જો કે કાચી કેદના કેદીઓને પોતાના ઘરનો ખોરાક ખાવાનો હક હોય છે છતાં પોતાનો ખોરાક મંગાવી ખાવા દેવાની તેમની અરજ નામંજુર કરવામાં આવી એટલુંજ નહિ પણ તેમને મહેણું માર્યું કે "તેઓ ઉપવાસ કરી શકે છે તો જેલના ખાણાથી તો તેમણે સંતોષ માનવો જોઇએ." કેસ ચાલતાં સવારના ૧૦ થી સાંજના ૭ સુધી તેમને ઉભા રાખવામાં આવ્યા. આ કારણથી તેમણે માગણી કરી કે દિવસે પોતાને ખરચે તેમને નાસ્તો કરવા દેવાની રજા આપવી જોઇએ. પહેલે દિવસે તેમને તેમ કરવા દીધું પણ બાકીના દિવસો માટે તેમને કહેવામાં આવ્યું કે તેમ કરવાનો તેમને હક નહોતો. કામ શરૂ થયા પહેલાં કે પછી માજીસ્ટ્રેટે તેમને કેસના કાગળો જોવાની રજા આપવાની ના પાડી અને છતાં તેમને બચાવના સાક્ષીઓનાં નામ આપવાને કહ્યું.

[ જુ. નં. ૫૧૭ ]

લાલા અમીરચંદ ઘર કામે ૧૩મી એપ્રિલે લાયલપુર ગયા હતા. કલકત્તાથી લાહોર તેઓ ૫મી એપ્રિલે આવ્યા હતા. તેને પણ કેદ કરવામાં આવ્યા. અમલદારોની માગણી ઉપરથી મુકદ્દમાની વારંવાર મૂદત પાડવામાં આવતી હતી. છેલ્લી મૂકરર કરેલી તારીખ ૧૪મી જુન હતી પણ એકાએક વૉરન્ટ કાઢયા સિવાય તારીખ આગળ નાંખીને મુકદ્દમો ૫મી જુને ચલાવ્યો. સાક્ષી કહે છે કે પોતાના સાક્ષીઓ તે લાવી શક્યો નહિ છતાં તેને તકસીરવાર ઠરાવવામાં આવ્યો. છઠ્ઠી એપ્રિલે તેના ઉપર નવું તહોમત મૂકવામાં આવ્યું અને ત્રણ માસની કેદની તેને સજા કરવામાં આવી, અને ૧૮મી જુને તેને બે વરસની

કેદની સજા મળી. લેફ્ટેનન્ટ ગવર્નરે ઘણી સજાઓ ફરી વિચારમાં લીધી તે સાથે તેની સજા પણ ફરી વિચારમાં લેવાઇ અને તેને ૧૮મી સપ્ટેંબરે છોડી મૂકવામાં આવ્યો. તેને ફરીવાર કેદ કર્યો અને તેની પાસેથી જામીન લીધા પણ પછી પોલીસે કેસ પાછો ખેંચી લીધો તે શા માટે તે તેઓજ જાણે. સાક્ષી કહે છે કે તે બંગાળાથી આવતો હતો માટે તેની પાસે ભયંકર શસ્ત્રો હશે એવા વહેમથી તેને પકડવામાં આવ્યો હતો એવી તેને પછીથી ખબર મળી હતી. તે અનુમાન કરે છે કે, “ એટલા માટે અમલદારો મને પકડવા માટે ઘેર પિસ્તોલો હાથમાં રાખી આવ્યા હતા.” (જુ. નં. ૫૨૪.)

વકીલો અને બીજા ઉપર ચાલેલ મુકદ્દમાનું હૂબેહૂબ બ્યાન સરદાર સન્તસિંહ વકીલ આપે છે. તેમના બચાવમાં ડગલે ડગલે કેવી રીતે હરકત કરવામાં આવતી હતી, ઢીલ કરવામાં આવતી હતી અને એટલો વખત કેદમાં તેમને રાખવામાં આવતા હતા અને લશ્કરી કાયદાનો અમલ બંધ થયો ત્યારે કેસ પૂરો થયો નહોતો છતાં તેઓને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા હતા–આ સઘળી વાતો તે જણાવે છે. સદ્‌ભાગ્યે લશ્કરી કાયદો પૂરો થયા પછી મુકદ્દમાનો અંત આવ્યો હતો તેથી તેઓ અપીલ કરી શકયા. પછી તેમને ૨૩મી જુલાઇએ મુક્ત કરવામાં આવ્યા. પણ તેમને તાબડતોબ ફરી કેદ કરવામાં આવ્યા જો કે આ વખત તેમને જામીનપર છૂટા કર્યા હતા ખરા. તેથી તેઓએ પૂરેપૂરો વિશ્વાસ રાખી વકીલાતનું કામ ફરી શરૂ કર્યું પણ તેમને માજીસ્ટ્રેટે તુરત બોલાવ્યા અને તેમને ખબર આપી કે હજુ તેઓ સામેનું કામ બાકી છે અને વકીલાત ફરી શરૂ કરવામાં તેઓ “ અયોગ્ય વર્ત્તણૂંક માટે ગુન્હેગાર ” હતા. સાક્ષી કહે છે કે જો કે તાકીદ શિખામણના રૂપમાં આપેલી હતી છતાં ધંધો શરૂ ન કરવો એ તેમણે ડહાપણભરેલું ધાર્યું. પણ હજુ નાટકનો છેલ્લો અંક પૂરો થયો નહોતો. ૧લી અકટોબરે જામીન પર ન છૂટી શકાય તેવા ગુન્હાના તેમની ઉપર વૉરન્ટો કાઢવામાં આવ્યા. તેમને પકડવામાં આવ્યા અને સાક્ષી કહે છે કે “ ગંદી ઓરડીમાં જડી લીધેલી ગંદી સાદડીપર સુવાડવાનું અમારાપર અપમાન નાંખવામાં આવ્યું. કેદખાનામાંની કાચી કેદની ઓરડીમાં અમને લઇ જવાની માગણી ગણકારવામાં આવી નહિ. ” પણ આ જૂલમના વિરૂદ્ધ વડી ધારાસભામાં–માનનીય પંડિત મદનમોહન માલવીયે જે ઝુંડો ઉડાવ્યો તેને લીધે છેવટે આ કામ પાછું ખેંચી લેવામાં આવ્યું અને વકીલોને કેદમાંથી છોડી મૂકવામાં આવ્યા. (જુ. નં.. ૫૧૬.)

શ્રીયુત રામદાસ છોકરા, બૅરિસ્ટર ઍટ લૉ કહે છે કે સત્યાગ્રહ ઉપર એક ભાષણ વાંચવાના ગુન્હા માટે તેને લાયલપુરની “ મ્યુનિસિપાલ હદ ” ઓળંગવાની મનાઈ કરવામાં આવી હતી. અને આ મનાઇ માર્શલ લૉ બંધ થયો ત્યાં સુધી ચાલુ રહી. તે કહે છે, “ પણ કચેરી બજારની મારી ઑફિસમાં આ લશ્કરી કાયદાની જાહેરખબરો ચોડવાનો હુકમ એ બહાર નહીં જવાના મનાઈ હુકમ કરતાં પણ વધારે આકરો હતો. મારી ઑફિસ મારા રહેવાના ઘરથી ઓછામાં ઓછી અરધો માઈલ દૂર છે, અને મારી બધી સ્વતંત્રતાના જોખમે એટલે દૂરથી માર્શલ લૉની જાહેરખબર ઉપર ચોકી રાખવાનું કામ ભારે અઘરૂં હતું. આ બાબતમાં કમાન્ડરને મેં બહુ નમ્ર વિનંતિ કરી પણ તે સ્વીકારવામાં ન આવી. મેં કમાન્ડરને કહ્યું કે મારી ઑફિસ મારા ઘરથી ઘણે દૂર છે માટે મારી ગેરહાજરીમાં માર્શલ લૉની નોટિસો મારી ઑફિસે ચોડવાને બદલે મને હાથોહાથ પહોંચતી

-કરાવો કારણ કે ઑફિસે ચોડવાથી તે ત્યાં ચોડવામાં આવા છે એવી મને ખબર પડે તે પહેલાં તેને કોઇ ફાડી પણ નાખે. મેં તેમની પાસે એક બીજી પણ માગણી કરી અને તે એ હતી કે મને તે નોટિસો એક પાટીઆપર ચોડવાની રજા મળે, કે જે પાટીઉં મારી ઑફિસની બહાર દિવસના વખતમાં ટાંગી રખાવું અને રાત્રે તેને અંદર લઇ શકું, જેથી રાતનો પહેરો ભરવાની ખટખટ મટે. કમાન્ડરે જણાવ્યું કે 'તમારી માગણીઓ તદ્દન વાજબી છે, અને ડેપ્યુટી કમીશનરને પૂછીને હું તમને જણાવીશ.' બીજે દિવસે મને ખબર મળી કે દરરોજ સાંજે પોલિસ સુપરિન્ટેન્ડન્ટની ઑફિસે જઇ લશ્કરી કાયદાની નોટિસો છે કે કેમ તે મારે ખબર કહાડી આવવી. બીજી માગણી વિષે તો તેઓએ મૌનજ ધર્યું હતું.

આ હુકમો મારા સામે પસાર કરવામાં આવ્યા પછી હું ડેપ્યુટી કમિશનરને મળ્યો અને તેને મોઢામોઢ પૂછ્યું કે મારા પર કામ શેનું ચલાવો છો? તેણે કહ્યું કે મારા વિષે તેમને સારા રિપોર્ટો મળતા નથી. મેં કહ્યું "મારા જાણવામાં એમ જ આવેલું છે. મારી સામે તમને ખાસ કઇ હકીકત મળી છે તે મને ભલા થઇને જણાવશો?" પોલિસના કાગળો તેઓએ તપાસી જોવાનું વચન આપ્યું. આ પછી હું તેમને બે વાર મળ્યો પણ બન્ને વખત મને કહેવામાં આવ્યું કે તેમને કાગળો જોવાનો વખત ન હતો. અત્યાર સુધી આ અમલદારોનાં વિચિત્ર કૃત્યનાં કારણોની મને ખબર પડી નથી.

ખોટા પૂરાવો અપાવવા માટે સાક્ષીઓ ઉપર કરેલું દબાણ ખરી રીતે અમે બીજે વર્ણવી ગયા છીએ તેવા જ પ્રકારનું હતું. જે એક સાક્ષી પાસે ખાસ કંઈ પૂરાવો કહેવરાવવાનો હતો તેની આગળ એક અમલદારે જે વાકય વાપર્યું હતું તે જાણવા જેવું છે યા તખ્ત લો, યા તખ્તા મિલેગા," એટલે કે ગાદી લો નહીં તો ફાંસી મળશે. કહ્યા પ્રમાણે જો સાક્ષી જૂબાની આપે તો તેને છૂટી મળે એમ હતું; જો ન આપે તો તેને નસીબે કેદ ચોટેલી હતી.

(જુઓ જુ. નં. ૫૧૮, ૫૨૨, ૫૨૫, ૫૨૬, ૫૩૧, ૫૩૩, ૫૩૬, ૫૩૭ અને ૫૪૮.)

## ૧૯ ગુજરાત.

ગુજરાત ઐતિહાસિક સ્થળ છે અને શીખ વિગ્રહમાં થએલ ગુજરાતના રણસંગ્રામને માટે પ્રખ્યાત છે. વજીરાબાદની પેલી બાજુ મૂખ્ય લાઈનપર નવ માઇલ દૂર તે રેલ્વે સ્ટેશન છે.

૬ઠ્ઠી એપ્રિલે હડતાલ પાડવાનો પ્રયત્ન થયો હતો પણ લાલા રામચંદટંડન નામના સ્થાનિક વેપારી–અને સનાતન ધર્મસભાના પ્રમૂખના પ્રયત્નથી હડતાલ અટકી હતી. પણ ૧૩મીએ ગુજરાતના કેટલાએક વિદ્યાર્થીઓ લાહોરથી આવ્યા તેમજ વૈશાખી ઉત્સવને માં એક ટોળી વજીરાબાદ ગઈ હતી તે રાતની ૧૧ વાગ્યાની ગાડીમાં મોડી રાત્રે પાછી ફરી તેઓએ એક સરઘસ જેવું બનાવ્યું અને રોલેટ એકટની વિરૂદ્ધ પોક મૂકતા ગામમાં પેઠા સવારે લાહોર અને બીજી જગાઓના બનાવોના ખબર તેમણે ફેલાવ્યા અને દુકાનદારોને દુકાન બંધ કરાવવાનું તેઓ સમજાવી શકયા. હડતાલ પડી એટલે અમલદારોએ મ્યુનિસિપલ કમિશનરોને બોલાવ્યા અને પોતપોતાના વૉર્ડમાં તપાસ રાખવા કહ્યું. તે મૂજબ ૧૪મીની રાત દરમીઆન તેઓએ પોતાના મિત્રોની મદદથી પોતાના વૉર્ડમાં તપાસ રાખ

અને રાત્રે કંઈ નવાજૂની બની નહિ. ૧૫મીએ છોકરાઓ અને તેમની સાથે જે જોડાયા હતા તેઓ મિશન સ્કુલ તરફ ગયા અને હેડમાસ્તરને સ્કુલ બંધ કરવા કહ્યું. પણ હેડમાસ્તરે ના કહી અને કેટલાએક છોકરાઓને સોટી મારી એમ પણ કહેવાય છે. તે ઉપરથી છોકરાઓએ બારીઓમાં પથરા ફેંકયા અને કેટલાએક કાચ ફોડયા. તેમણે એવી જ જાતનું તોફાન સ્ટેશને કર્યું અને કેટલાએક કાગળો બાળ્યા પણ તેઓ થોડી બારાઓના કાચ ફોડવા ઉપરાંત કાંઇ કરે તે પહેલાં તો તેમના પર ગોળી છૂટી અને તેઓ વિખરાઈ ગયા. કોઇના જીવને જોખમ થયું ન હતું.

ઉપરના બનાવથી વિશેષ કાંઈ બન્યું નહોતું. હડતાલમાં અને તે પછી જે થયું તેમાં કોઇ પણ જવાબદાર માણસે ભાગ લીધો નહોતો. તેમ છતાં ૧૯ મી એપ્રીલે માર્શલ લો જાહેર કરવામાં આવ્યો હતો. ડેપ્યુટી કમિશનર મી. વીલીઅમસન માર્શલ લૉ વિષે કશું જાણતા નહોતા. તેને તેની જરૂર લાગી નહોતી અને લશ્કરી કાયદો જાહેર કરવાનો તાર આવ્યો ત્યારે તેને એ ગૂજરાત તે પંજાબનું જ કે કેમ એમ પણ શંકા થઇ હતી. તેણે ધાર્યું હતું કે એ ગૂજરાત મુંબઇ ઇલાકાનું હોવું જોઇએ. પણ તેની ભૂલ હતી અને જે ગૂજરાતે માર્શલલૉ સહન કરવો પડે તેવું કશું કર્યું નહોતું તેને લશ્કરી ખાતાને સોંપવામાં આવ્યું અને લશ્કરી કાયદો જૂનમાં રદ કરવામાં આવ્યો ત્યાં સુધી તે તેની નીચે રહ્યું.

ગૂજરાતમાં બે પક્ષો છે. તેમાંના એકમાં સ્થાનિક અમલદારો સંડોવાયલા જણાય છે. બીજા પક્ષનો આગેવાન શેઠ ચરાગ દીન છે જે આગળ પડતો શહેરી છે અને જે હમણાં સુધી ઓનરરી માજીસ્ટ્રેટ અને મ્યુનિસિપલ કમિશનર હતો. આ કારણથી અમલદાર પક્ષે પોતાના સામાવાળાને તોડી પાડવાનો નિશ્ચય કર્યો હોય એમ જણાય છે. અને ગૂજરાતના બારિસ્ટર શ્રીયુત હરગોપાલ અને બીજા કેટલાએકને પકડવામાં આવ્યા અને ઘણા વખત સુધી પહેરામાં રાખવામાં આવ્યા. માર્શલલૉની અદાલતે તેમના પર કામ ચલાવ્યું અને તેમને નિર્દોષ ઠરાવી માનપૂર્વક છોડી દીધા અને જજોએ ટીકા કરી જે અમલદારોએ ફરિયાદ પક્ષ તરફથી પૂરાવો આપ્યો છે તેમણે જૂઠી સાક્ષી પૂરી છે. લાલા રામચંદ ટન્ડન જેણે લડાઇ દરમીઆન અમલદારોને મદદ કરી હતી અને જે જૂદાં જૂદાં કામો માટે સરકારની સનદ ધારણ કરે છે તેને પણ હેરાન કરવામાં આવ્યા હતા. સંભાવિત વકીલો અને બીજાઓનાં ઘરોની કાંઇ પણ કારણ સિવાય જડતી લેવામાં આવી હતી.

શેઠ ચિરાગદીન પાસેથી માજીસ્ટ્રેટપણું અને કમીશનરપણું લઇ લેવામાં આવ્યું. ઠેઠ વાઇસરોય સુધીના અમલદારોની પાસેથી તેને સનદો મળેલી તે તે ધારણ કરે છે, તેને કૈસર ઇ–હિન્દનો ચાંદ પણ મળેલો છે. લશ્કરની ભરતીમાં તેણે એકલાએ ૨૦૦ સિપાઇઓ એકઠા કરી આપ્યા હતા. ગૂજરાતના જે જે નિવેદન પત્રો અમે વીણી કાઢેલા છે તે તરફ અમે ધ્યાન ખેંચીએ છીએ. સંડોવાયલા અમલદારો ઉપર ખોટી સાક્ષી પૂરવા માટે કામ ચલાવવાની પરવાનગી મિ. હરગોપાલે માગેલી, પણ તે પરવાનગી આપવામાં આવી નથી.

બીજી જે જે હાડમારીઓ બીજા જીલ્લાઓ વિષે લખતાં જણાવી ગયા છીએ તે સઘળી ગૂજરાતના રહેવાસીઓ ઉપર પણ પડી. ગૂજરાતમાં રાજકીય જીવનજ નથી એમ કહીએ તો ચાલે. અરે એક ડિસ્ટ્રિકટ કૉંગ્રેસ કમિટી સુદ્ધાંએ ત્યાં નથી.

સજા તરીકે વધારાની પોલિસ ગુજરાતપર નાંખવામાં આવી છે જો કે તેમ કરવાને કંઇ પણ વાજબી કારણ નથી. રૂ. ૪૨૦૦૦ નો કર લેવાનું નક્કી કરવામાં આવ્યું છે અને ૭ હફ્તે તે વસૂલ કરવાનો છે. પહેલો હફ્તો વસૂલ કરી પણ લીધો છે. નવાઈની વાત છે કે તેનો લાલા રામચંદ ટન્ડન પાસેથી અને ૬ બીજા વકીલો પાસેથી વસૂલ કરવામાં આવ્યો છે. કર તો તે અન્યાયયુક્ત છે જ, પણ જે પ્રમાણમાં તે નાંખવામાં આવ્યો છે તે પણ અન્યાયયુક્ત છે.

## ૨૦ જલાલપુર જટ્ટાં.

ગુજરાત પ્રાંતમાં ગુજરાતથી આશરે આઠ માઈલ દૂર આ નાનું ગામડું આવેલું છે. તે વણાટનું અગત્યનું મથક છે.

૬ ઠ્ઠી એપ્રિલે અહીં હડતાલ પડી નહોતી. પણ ૧૫ મીએ એક દેખાદેખી હડતાલ પડી હતી એમ કહી શકાય. ટોળા તરફથી કશું નુકસાન કરવામાં આવ્યું નહોતું. એક સરઘસ કહાડવામાં આવ્યું હતું તેમાં બધાઓએ ભાગ લીધો હતો. ૧૫ મી અથવા ૧૬મીની રાત્રે કોઇએ એક તારનું દોરડું કાપ્યું હતું.

માર્શલ લા રીતસર જાહેર કરવામાં આવ્યો તે દેખીતી રીતે આ ગુન્હાને માટેજ આબરૂદાર માણસોને પકડવામાં આવ્યા. બધા મળી સત્તરને પકડયા હતા. એકને કોર્ટ આગળ રજુ કર્યા વિના છોડી મૂકયો હતો. બીજાઓને માર્શલ લૉ કમિશન આગળ રજૂ કર્યા હતા. આમાંના દસને છોડી મૂકવામાં આવ્યા હતા અને બાકીના છને જૂદી જૂદી કેદની સજાઓ થઈ હતી.

માર્શલલૉ દરમીઆન વિદ્યાર્થીઓને થાણામાં ત્રણવાર હાજરી આપવી પડતી તેમાં નાનાં છોકરાં પણ આવી જતાં.

કાંઈ પણ વાજબી કારણ સિવાય આ ગામ ઉપર રૂ. ૧૨૦૦૦ ની નુકશાનીની રકમ નાંખવામાં આવી છે. તેનો ૬ ઠ્ઠો ભાગ વસૂલ થઈ ચૂકયો છે.

## ૨૧ મલકવાલ.

લાલા મુસા જે મૂખ્ય લાઇન ઉપર આવેલું છે ત્યાં થઇને મલકવાલ જવાય છે. તે એક ઉપયોગી રેલ્વે જંકશન છે. ગુજરાતથી તે દસ માઇલથી વધુ છેટે આવેલું છે. તેમાં ૩૦૦૦ ની વસ્તી છે. ૧૭ મી એપ્રિલે મલકવાલમાં કેટલાએક માણસોએ, ઘણું કરીને રેલ્વેના મજૂરોએ પાટા ઉખેડી નાંખ્યા હતા અને તેથી ઉતારૂઓના જીવને જોખમ થાય એમ હતું. એક ગાડી પાટાથી ઉતરી પણ ગઇ હતી; પણ એટલું સારૂં થયું કે કંઇ નુકસાન થયું નહોતું.

રીતસર માર્શલ લૉ જાહેર કરવામાં આવ્યો હતો. અને બીજે બનેલા બધા બનાવો બન્યા હતા. તપાસ ઉપરથી અમને માલુમ પડયું કે ચાલીસ ઉપર માણસોને પકડવામાં આવ્યા હતા અને તેમાં નાના વિદ્યાર્થીઓ અને રેલવે કારકૂનોમાંથી વીસ જણ હતા. આમાંના આઠને નિર્દોષ ઠરાવી છોડી મૂકયા અને પંદરથી વધારેને કામ ચલાવ્યા સિવાય છોડી મૂકયા હતા, જો કે તેમને પહેરામાં લાંબો વખત રાખેલા હતા. આબરૂદાર માણસોને અમલદારોના પંખા ખેંચવાની ફરજ પડી હતી. તેમની પાસે શેરીઓ વળાવવાનું અને

બીજું શહેરસુખાકારીને લગતું કામ પણ લીધું હતું. નિશાળનાં છોકરાંઓને દિવસમાં ત્રણ વાર હાજર થઇ યુનિઅન જેકના વાવટાને સલામ કરવાની ફરજ પાડવામાં આવી હતી.

રેલ્વેના કારકુનોને નિર્દોષ ઠરાવ્યા છતાં બરતરફ કરવામાં આવ્યા હતા. આમાંના કેટલાએક તો એવા છે કે જેમણે ૩૦ વરસની સળંગ નોકરી કરી છે.

અમૃતસર, લાહોર, ગુજરાંવાલા, લાયલપુર અને ગૂજરાતના આ પાંચ જીલ્લાઓ જ્યાં લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો હતો ત્યાં ગયા એપ્રિલમાં બનેલા બનાવો બની શકે તેવી ટૂંકી રીતે હવે આપણે જોઇ ગયા છીએ. પંજાબની કરુણ કથા—ખરે તે કરુણ કથાજ કહેવાય તેને પૂરેપૂરો ન્યાય આપવાની ઇચ્છા છતાં અમે તે આપી શકયા નથી. અમે જે પૂરાવો જાહેરમાં રજૂ કરીએ છીએ તે ઉપરથી જ જૂલમ, અપ્રમાણિકતા અને મનુષ્યની લાગણીઓ માટેના તિરસ્કારની કથા નજરે આવે છે તે આ ટૂંકી પર્યાલોચનાની રેખામાં સમાવી દેવી અશકય છે. બન્ને ત્રાજવાં સમતોલ રાખવા અમે પ્રયત્ન કર્યો છે. જે અસાધારણ સ્થિતિમાં અમલદારો એકાએક આવી પડયા હતા તેમને દરેક રીતે વિચારમાં લેવાનો અમે પ્રયત્ન કરેલો છે. છતાં અમે એવા અનુમાન ઉપર આવ્યા છીએ કે અમલદારોએ જેને તોફાન ગણ્યું હતું તે દબાવી દેવાને તેમણે જે ઉપાયો લીધા તે જરૂરીઆત કરતાં ઘણા વધારે ભારે પડતા અને સખ્ત હતા.

તોફાન કેવા પ્રકારનાં અને શાથી થયાં? આ તોફાનો છૂટી છવાઈ જગાએ આગ લગાડવાનાં; નિર્દોષ યુરોપીઅનોનાં ખૂન કરવાનાં; તારનાં દોરડાં કાપવાનાં; એક બે નાના પૂલોને ગમે તેમ આગ લગાડવાનાં; અને એક બે જગાએ રેલ રસ્તાના પાટા ઉખેડી ગાડી ઉથલાવવાના હતાં. આ તોફાનો બધી જગાએ પથરાયલાં નહોતાં. હથિઆરવાળી વસ્તીને આ તોફાની અસર થઈ નહોતી અને તેમણે આ તોફાનોમાં સીધી કે આડકતરી રીતે ભાગ લીધો નહોતો; ખેડુત લોકોના મહા સમૂહોમાંથી કોઇએ આ તોફાનમાં ભાગ લીધો નહોતો એમ કબૂલ કરવામાં આવ્યું છે; અમલદારોના પૂરાવા પ્રમાણે પણ પંજાબની કુલ બે કરોડની વસ્તીમાંથી માત્ર ૪।। લાખની વસ્તીને આ તોફાનો સાથે કાંઇ લેવા દેવા હતું. અમારી પાસે પુરાવો છે તે પ્રમાણે અમૃતસર, કાસુર, ગૂજરાનવાલા, વજીરાબાદ, નિઝામાબાદ, હફીજાબાદ, મોમન, ધબનસિંહ, ચુહારખાના, એમ કરણ, પટ્ટી અને મલકવાલ એટલીજ જગાએ તોફાન થયાં હતાં. તેની કુલ વસ્તી આશરે ૨ાા લાખની છે પણ યાદ રાખવું જોઇએ કે આ સવાબે લાખની વસ્તીમાંથી આ કહેવાતાં 'તોફાનો' માં બહુ જૂજ માણસોએ ભાગ લીધો હોવો જોઇએ એમ અમારી આગળ અને હન્ટરકમિટી આગળ પડેલા પૂરાવાની અને જૂદા જૂદા મુકદમાના દફતરમાંથી મળતા પૂરાવા ઉપરથી સ્પષ્ટ થાય છે. પાંચ યુરોપીઅનોના જીવ ગયા હતા. તોફાની લોકોના આ કૃત્યને માટે જેટલો તિરસ્કાર બતાવીએ તેટલો ઓછો છે.

પણ સામાન્ય રીતે શાંત રહેનારા લોકોને સાર્વજનિક મકાનો બાળવાનું અને ખૂનો કરવાનું કેમ સૂઝયું? આનો જવાબ આપવાનો અમે પ્રયત્ન કરેલો છે. લોકો ધીરજને માટે મશહુર છે પણ તેમની ધીરજની સર માઈકલ ઓડવાયરે એટલી ખેંચ મૂકી કે તે અંતે તૂટી ગઈ. કેળવાયલા વર્ગોની તેમણે કરેલી બદનામીથી લશ્કરી ભરતી માટે માણસો

એકઠાં કરવાની અને વોર લોન અને બીજાં ફંડોમાં ઉઘરાણાં કરવાની તેમની રીતથી, અને જાહેર વર્તમાનપત્રોને દાબી દઇને તેમણે લોકોનાં મનને હદપાર ઉશ્કેરી દીધાં હતાં. શ્રીયુત ગાંધી, ડૉ. કિચલુ અને સત્યપાલને કોઇ પણ વાજબી કારણ સિવાય હદપાર કરીને તેમણે પોતેજ તૈયાર કરેલા દારૂમાં દેવતા મૂકયો. રોલેટ કાયદા સામે ૬ ઠ્ઠી એપ્રિલે પોતાનો મત લોકો શાંતિથી પ્રદર્શિત કરતા હતા તે અટકાવવાના પ્રયત્નમાં પોતે હાર્યા એટલે તેમના મનમાં એમ થયું કે મર્યાદામાં રહીને ખુલ્લી રીતે લોકો જે પોતાનો મત બતાવવા પ્રયત્નો કરી રહ્યા હતા તેમના જૂસ્સાને એક ભગીરથ પ્રયત્ન કરી કચરી નાખું. એક અગત્યની ઔષધીને ઝેરી ઝાંખરૂં માની લઇને જડમૂળથી ઉખેડી કાઢવાની ભૂલ તેમણે કરી અને ઉપર કહી ગયા તે હદપાર કરવાના હુકમો કરવાનું દિવાનાપણું તેમણે અખત્યાર કર્યું. રાઇફલોનો ફાવે તેમ ઉપયોગ ન કરવાના સખ્ત હુકમો તેણે પોતાના હાથ નીચેના માણસોને કર્યા હોત તો તો કાંઇક ઠીક થાત. પણ એકી વખતે ક્રોધ અને શાન્ત રાખવાં તેને માટે અશકય હતાં. અમૃતસરના મૂર્ખાઇ ભરેલા ગોળીબહારથી લોકોની ધીરજનો છેડો આવી ગયો. લોકો ગાંડા થઇ ગયા અને ગુસ્સામાં ને ગુસ્સામાં આગ, ખૂન, અને લૂંટ ચલાવીને પોતાનો ગુસ્સો શાંત કર્યો. બીજી જગાઓ જે અમે ઉપર જણાવી ગયા ત્યાં દેખાદેખી અમૃતસરનો ચેપ લાગ્યો. પણ કાસુર સિવાય બીજી કોઇપણ જગાએ વધારે જાનનું નુકસાન ન થયું એમ અમે કહી શકીએ છીએ તેટલો પ્રભુનો પાડ.

આ તે કાંઈ વિગ્રહ કે બંડની સ્થિતિ કહી શકાય ? જરૂર પડે ત્યાં લશ્કરની મદદ લઇને આ સ્થિતિને પહોંચી વળવું તે શું દિવાની અમલદારોની શક્તિની બહારની વાત હતી ? કાયદાને અધર રાખવો પડે એવી શું આ સ્થિતિ હતી ? આનો જવાબ અમે દરેક સ્થળ વિષે વિચાર કરતાં તે સ્થળે જૂદો જૂદો આપેલો છે અને તે બધાની એકંદર તપાસથી એ અનુમાનનેજ પુષ્ટિ મળે છે કે હન્ટર કમિટી આગળના પ્રસિદ્ધ થયેલ પૂરાવા ઉપરથી અને અમારી પાસેના પૂરાવા ઉપરથી એમ સાબીત થાય છે કે માર્શલલૉ અમલમાં મૂકવાની કશી જરૂર નહોતી. લૉર્ડ હન્ટરની કમિટી આગળ પડેલો ગુપ્ત પૂરાવો અસાધારણ સ્પષ્ટ અને જબરદસ્ત હોય તોજ માર્શલલૉને લાયક સ્થિતિ હતી એમ સાબીત થઇ શકે.

હન્ટર કમિટી આગળ બંડ અથવા વિગ્રહની વાત તદ્દન તૂટી પડી છે. પંજાબની બહાર અને કહેવાતા કાવત્રાની પાછળની કાંઇ રચનાનો પુરાવોજ નહોતો. એથી ઉલટું, સર માઇકલના વિશ્વાસુ પ્રતિનિધિઓના એક કર્નલ ઓ'બ્રાયનને કબૂલ કરવું પડયું કે બંડની વાતને ટેકો આપવાને તેની પાસે કંઇ પુરાવો નહોતો, તેતો માત્ર અટકળજ હતી. અને ગુજરાનવાલાના આગેવાનોને તેણે પકડયા તે પણ ઠંડાપહોરની વાતોના આધારેજ. તેણે કબૂલ કર્યું હતું કે તોફાન સાથે આગેવાનોને સીધી રીતે જોડી શકાય તેવું કશું નહોતું પણ ગુજરાંવાલામાં કાંઈપણ તોફાન થાયતો તે તેમને જવાબદાર ગણવા માગતો હતો. બીજા સાક્ષીઓ વધારે સારા ઉતર્યા નથી. તેમણે માત્ર કૃત્યો અને બનાવોની કિમત આંકવાની પોતાની અશક્તિ પ્રકટ કરી છે.

ખરી હકીકત તો એ છે કે રોલેટએકટ વિરોધ અનિષ્ટકારક છે એવી સર માઇકલની માન્યતાને માટે કોઇ ખોટા પાયા ઉપરનું કાવત્રું સાબીત કરવાની જરૂર હતી. એ ઇચ્છાને

લીધે તેને એજ વિચાર આવ્યો અને આગેવાનોના દરેક ભાષણમાં રાજદ્રોહ, દરેક હડતાલમાં કાવત્રું, અને હિંદુ મુસલમાનના દરેક ભાઇચારામાં બ્રિટિશ રાજ્યનું જોખમ તેણે જોયું અને બીજાને જોવડાવ્યું. કાવત્રાની વાત ઉડી જાય તેમાં શી નવાઈ?

અને જો માર્શલ લૉ જાહેર કરવો ગેરવાજબી હતો તો તેને બે મહિના સુધી લંબાવ્યો તે તેથી પણ વધારે ગેરવાજબી હતું. તેની નીચે લેવાયલાં પગલાં એવાં હતાં કે તેથી સુધરેલી મનાતી હરકોઇ રાજસત્તાને નીચું જોવું પડે. તેના મુહુર્તમાં જલીઆનવાલા બાગમાં નિર્દોષોની કતલ થઇ. જનરલ ડાયરે જે ત્રાસ વર્તાવવાનો આરંભ કર્યો તે તે પછીના બે ભયંકર મહિના સુધી સર માઈકલ ઓડવાયરે મંજુર રાખ્યો. જો તમારા આંકડા ખરા હોય—અને અમે માનીએ છીએ કે તે ખરા છે—તો લગભગ ૧૨૦૦ માણસોએ જાન ખોયા, ઓછામાં ઓછાં ૩૬૦૦ માણસો જખમી થયાં અને કેટલાંએક હમેશને માટે અપંગ થયાં. લોકોએ જે ગુન્હો કર્યો તેના પ્રમાણમાં બેહદ સખત વેર લેવાયું. અને લોકોનો ગુન્હો તો ગંભીર ઉશ્કેરણીને લીધેજ થયો હતો. જે મરતાં બચ્યા તેમને માર્શલલૉ અમલમાં કેવી રીતે રીબી રીબીને હેરાન કર્યા તેનું વર્ણન અમે પૂરેપૂરૂં આપી ગયા છીએ. અમારે એટલીજ આશા રાખવાની રહે છે કે અમે ખુલ્લી કરી આપેલ હકીકતથી એ ત્રાસદાયક પાપકૃત્યો ફરી થવાં અશક્ય થશે.



# પ્રકરણ ૬.

## ઉપસંહાર.

જે પ્રાંતોમાં મારશલ લૉ જાહેર કરવામાં આવ્યો હતો તે પાંચે પ્રાંતોની અમે પર્યાલોચના કરી ચૂકયા છીએ. ઓડવાયરના અમલ વિષે પણ અમે વિવેચન કરી ચૂકયા છીએ તેમજ રોલેટ એકટ અને સત્યાગ્રહની હિલચાલની પર્યાલોચના કરવાનો અમે પ્રયત્ન કર્યો છે.

અમે એમ કહેવા ઇચ્છીએ છીએ કે અમારી રૂબરૂ પડેલી હકિકતને અમે વળગી રહ્યા છીએ, અને જે પુરાવો અમે જૂદો છપાવ્યો છે તે તથા લોર્ડ હંટરની કમિટીની રૂબરૂ પુરાવો અને માર્શલ લો ટ્રીબ્યુનલોનાં દફતર ઉપરથીજ અમારાં અનુમાનો બાંધ્યાં છે, તેની બહાર અમે ગયા નથી.

કોઈ કોઈ જગ્યાએ અમારે સખ્ત ભાષા વાપરવી પડી છે પણ દરેક વિશેષણ અમે તોળી તોળીને વાપર્યું છે. કંઈ ખાસ ઈરાદા પૂર્વક કર્યું હોય તો એટલું જ કે પંજાબ સરકારની વિરૂદ્ધની હકિકત માટે ઓછા સખ્ત શબ્દો વાપર્યા છે. સરકાર દોષ કરીજ શકે નહિ એવી અશકય સ્થિતિની અપેક્ષા ન જ રાખી શકાય. અમે કબુલ કરીએ છીએ કે મહાસંક્ષોભ અને મુશ્કેલીના વખતમાં હરકોઇ અમલદાર ગમે તેવા શુભ હેતુઓ છતાં દોષો–ભૂલો કરી બેસે. દેશના રાજ્યકારભારમાં અગત્યના ફેરફારો થવાનો સમય નજીક આવી રહ્યો હોય, અને અમલદારો અને લોકો વચ્ચે સહકારને માટે શહેનશાહે જ્યારે હાંકલ કરી હોય ત્યારે પ્રગતિમાં વાંધો આવે એવું અમારે કાંઈ કહેવું ન જોઇએ એ પણ અમે કબુલ કરીએ છીએ.

પણ અમને લાગે છે કે ભવિષ્ય ગમે તેટલું ઉજળું હોય છતાં જેમ લોકોનાં ગુન્હાનાં કામો પ્રત્યે ઉપેક્ષા કરી શકાય નહિ, તેમજ જવાબદાર અમલદારોએ મોટા જબરદસ્ત પાયા ઉપર કરેલાં ભયંકર અન્યાયનાં કૃત્યો તરફ પણ આંખ મીંચી શકાય નહિ. અમારા અભિપ્રાય પ્રમાણે તો અમલદાર વર્ગને તેમજ પ્રજાને તેમના બંન્નેના દોષોને દુર કરીને સ્વચ્છ કરવાની જરૂર આજે જેટલી છે તેટલી કોઈ વાર નહતી. રાજકીય સુધારાનો અમલ કરવાનું અને હિંદનું ધારેલું નિશાન ઓછામાં ઓછા વખતમાં સર કરવાનું કાર્ય જો પ્રજા અને અમલદારવર્ગ બન્ને હાથ પાક રાખી અને દિલ સાફ રાખી ન ઉપાડી લે તો તે લગભગ અશકય થઇ પડે. એટલે અમે ભૂલ કરનારા અમલદારોને અદાલતોમાં ખડા કરી ન્યાય આપવોજ જોઇએ એવી જે ભલામણ કરીએ છીએ તે અમે વૈરબુદ્ધિથી કરતા નથી પણ દેશના રાજ્ય વહિવટમાંથી સડો અને અન્યાય ધોવાઇ જઈ તે શુદ્ધ થાય એટલા માટે કરીએ છીએ. આથી કરીને જ્યારે અમે અમૃતસર અને બીજી જગ્યાએ લોકોએ કરેલા અત્યાચારો દૂષિત હતા તેમજ નિંદા અને તિરસ્કારને પાત્ર હતા એમ એક તરફ માનીએ છીએ ત્યારે બીજી તરફ અમને તેટલીજ ખાત્રી છે કે અમલદારોનાં કૃત્યોથી લોકોને તેમના અપકૃત્યો માટે જોઇએ તે કરતાં વધારે સજા થઇ ગઈ છે.

અમે માનીએ છીએ કે શ્રીયુત ગાંધીજીને દીલ્હી અને પંજાબ જતાં રસ્તામાં પકડયા

ન હત અને ડૉ. કીચલુ અને સત્યપાલને પકડીને હદપાર કર્યા ન હત તો નિર્દોષ અંગ્રેજોના જાન બચ્યા હત અને ક્રિશ્ચિયન દેવળો અને બીજાં મકાનોનો પણ નાશ થયો ન હત. પંજાબ સરકારનાં આ બે કૃત્યો કેવળ અસ્થાને હતાં અને આગળનાં કૃત્યોથી તૈયાર થઇ સળગું સળગું થઈ રહેલી સામગ્રીમાં તે દીવાસળી રૂપ થઈ પડ્યાં.

પંજાબના જુદા જુદા જીલ્લાઓના બનાવોની વિગતવાર તપાસ કરતાં વડી સરકાર વિષે અમે કશું કહ્યું નથી. છતાં અમલદારોનાં આવાં કૃત્યોની ખુલ્લી હમશરીકી નહિ તો ચશ્મપોષી કરવા માટે વડી સરકારને વિષે કાંઇ પણ કહ્યા વિના રહેવું અશક્ય છે. લોકોને શું કહેવાનું છે તે જોવાની નામદાર વાઇસરોયે તસ્દી ન લીધી. જૂદા જૂદા માણસો કે મંડળો તરફથી આવેલ તારો અને પત્રો તેઓ ગળી ગયા. તપાસ કર્યા સિવાય પંજાબ સરકારના કરેલા ઉપર તેમણે મતું મારી આપ્યું. નિર્લજ્જ દોડાદોડ કરી તેમણે અમલદારવર્ગને અભયદાન દઇ દીધું. ઘાતકી બનાવો પછી પણ જાતે તપાસ કરવા માટે તેઓ પંજાબ તરફ ફર્યા સુદ્ધાં નહિ. જૂદા જૂદા અમલદાર સાક્ષીઓએ જે જે કબુલ કર્યું છે તે તેમણે વહેલું નહિ તો મે માસમાં તો જાણ્યું જ હશે, છતાં જલીઆંવાલા બાગની કતલનું અથવા ત્યાર પછી માર્શલ લૉના અમલમાં જે ગુજરી તેનું સંપૂર્ણ માપ ન તો તેમણે પ્રજાને જણાવ્યું, ન તો તેમણે બ્રિટિશ સરકારને જણાવ્યું. મી. સી. એફ. એન્ડ્રુઝ જેવા ઉમદા અને મશહૂર અંગ્રેજ ઇસુના બંદા જેની સત્યશીલતા સામે કોઇ બોલી જ ન શકે તેમને પણ પંજાબમાં જતાં રસ્તામાં અટકાવવામાં તે શામિલ થયા, જો કે તેઓ લોકોના આવેશને ચાવી ચઢાવવા જતા ન હતા. તેઓ માત્ર સત્ય શોધવા જતા હતા. પંજાબ સરકારના ચીફ સેક્રેટરી મી. ટોમસનને તેમણે હકિકતને ગમે તેમ મચડવા દીધી અને માનનીય પંડિત મદન મોહન માલવીયાનું અપમાન કરવા દીધું, જો કે તેમણે કાઉન્સીલમાં કહેલી હકીકત લગભગ બધી હવે અમલદાર વર્ગના સાક્ષીઓના મ્હોંએ જ ખરી ઠરી છે. લોકોની લાગણી માટે એવું કઠોર દુર્લક્ષ તેમણે બતાવ્યું, અને કલ્પનાનો એવો સત્યાનાશ વાળે તેવો અભાવ પ્રગટ કર્યો કે લશ્કરી કાયદાની ન્યાયકોર્ટોએ જે મોતની સજા કરી તે મુલતવી રાખવાની પણ તેમણે ના પાડી, અને છેવટે હિંદુસ્થાનના સ્ટેટ સેક્રેટરી તરફથી ફરજ પડી ત્યારે તેમણે તે મુલતવી રાખી. માનનીય પંડિત મદન મોહન માલવીયા જેવા કૌન્સિલના જવાબદાર સભાસદે પુછેલા સવાલો બંધ કરી દઇ જાણે અંદર અજવાળું ન આવવા દેવા માટે પોતે પોતાનાં દિલના દરવાજા બંધ કર્યા. પંજાબમાં સ્થાનિક તપાસ કરવા પોતે ત્યાં ગયા પણ નહિ. રૉલેટ એક્ટની સામેની ચળવળ તરફ તેમણે જે વૃત્તિ દર્શાવી તે વિષે તો અમે કાંઇ કહેતા જ નથી પણ એપ્રિલ માસમાં થએલી સ્થિતિ સમજવામાં અને તેના ઉપાયો લેવામાં જે અબૂઝ તેમણે બતાવી તેના તરફ જાહેર સહિસલામતીની ખાતર અમે દુર્લક્ષ કરી શકતા નથી. આથી નામદાર શહેનશાહે જે લોકોને તેમના હાથમાં સોંપ્યા હતા તેમના હિત તરફ જાણી જોઇને તેમણે દુર્લક્ષ કર્યું એમ તો અમે નથી ધારતા તોપણ જે ઉંચા હોદ્દા ઉપર તેમને નીમવામાં આવ્યા છે તે માટે તેઓમાં લાયકાત નથી એમ લૉર્ડ ચેમ્સફર્ડે પોતે સાબીત કરી આપ્યું છે એમ અમારે દિલગીરી સાથે કહેવું પડે છે. અને અમે એવો અભિપ્રાય આપીએ છીએ કે તેઓ નામદારને પાછા બોલાવી લેવા જોઇએ:

અમારાં બીજાં અનુમાનો અમે નીચે ટુંકમાં આપીએ છીએ.

૧. સર માઈકલ ઓડવાયરે કેળવાએલા વર્ગને જ્યાં દેખ્યા ત્યાં તિરસ્કાર કર્યો. અને તેમના તરફ વહેમની નજરે જોયું તેથી લશ્કરની ભરતીને માટે માણસો અને નાણાંનાં ભરણાં મેળવવા લડાઈ દરમીઆન તેમણે અખત્યાર કરેલી ક્રૂર અને બળાત્કારની રીતભાતથી, અને સ્થાનિક વર્તમાનપત્રોને મ્હોંએ ડૂચો દઇ લોકમત દાબી દેવાથી અને પ્રજાકીય પત્રો પંજાબની અંદર આવતાં અટકાવવાથી તેમના અમલ સામે પંજાબના લોકો બહુ તપી ગયા હતા.

૨ રોલેટ એકટની સામેની ચળવળથી લોકોનાં મન અસ્થિર થયાં અને સરકારની શુદ્ધ દાનત વિષે તેમનો વિશ્વાસ ડગી ગયો. આ બધું બીજે કરતાં પંજાબમાં વિશેષ થયું કારણ કે જાહેર હીલચાલો બંધ કરવા સર મા. ઓડવાયરે હિંદુસ્તાનના રક્ષણના કાયદાનો ઉપયોગ કર્યો હતો.

૩ સત્યાગ્રહની હિલચાલ અને તેના પહેલાં જે હડતાલ પ્રયોજવામાં આવી હતી તેથી આખા દેશમાં નવું ચેતન આવ્યું અને તે સાથે જ લોકોની તોફાની વૃત્તિયો અને આવેશો અંકુશમાં આવી વધારે ભયંકર અને દૂરગામી દાવાનળો અટક્યા.

૪ બ્રિટિશ તરફ કોઇપણ પ્રકારના દ્વેષથી રોલેટ એકટ સામેની ચળવળ જન્મ પામી ન હતી. અને સત્યાગ્રહની હિલચાલ દ્વેષ અને તોફાનથી કેવળ મુક્ત હોઈ જુદાજ ભાવથી પ્રકટ થઇ હતી અને ચલાવવામાં આવી હતી.

૫ પંજાબની અંદર સરકારને ઉથલાવી નાંખવાનું કોઇપણ પ્રકારનું કાવત્રું રચાયું ન હતું.

૬ શ્રીયુત ગાંધીને કેદ કરવાના અને બંધીના હુકમો અને ડૉ. કીચલુ તથા સત્યપાલને પકડીને હદપાર કરવાના હુકમો બીલકુલ ગેરવાજબી હતા. લોકો ઘડીભર ઘેલા થઇ ગયા તેનું પ્રત્યક્ષ કારણ પણ તે હુકમોજ હતા.

૭ અમૃતસરમાં લોકોનું જે તોફાન શરૂ થયું તેનું પ્રત્યક્ષ કારણ એ હતું કે રેલ્વે ઉપરના પૂલ આગળ ગોળીબાર થયો અને લોકો અતિશય ઉશ્કેરાઈ ગયા હતા. તેવી સ્થિતિમાં તેમણે મુવેલાં અને ઘાયલોને જોયાં.

૮ લોકોની ઉશ્કેરણીનું કારણ ગમે તે હોય તોપણ તેમના અત્યાચારને માટે ઉંડી દિલગીરી અને તિરસ્કાર થવો જોઇએ.

૯ જાહેરમાં જે હકિકત જાણવામાં આવી છે તે ઉપરથી માર્શલ લૉ દાખલ કરવાને કાંઈ વાજબી કારણ હોય એમ અમને દેખાતું નથી.

૧૦ દરેક જગ્યાએ ફરી શાંતિ સ્થપાયા પછી માર્શલ લૉ જાહેર કરવામાં આવ્યો હતો.

૧૧ રાજ્યને માટે માર્શલ લૉ દાખલ કરવાની જરૂર હતી એમ માનવામાં આવે તોપણ એટલું તો ખરૂંજ કે તેને જરૂર કરતાં વધારે મુદત રાખવામાં આવ્યો.

૧૨ પાંચે જીલ્લામાં માર્શલ લૉ મુજબ લેવાએલા ઉપાયો બિનજરૂરી, ક્રૂર, જુલમી અને લોકલાગણીની તદન અવગણના કરીને લેવાયલા હતા.

૧૩ લાહોર, અકલગઢ, રામનગર, ગુજરાત, જલાલપુરજટાં, લાયલપુર અને શેખુપુરામાં અત્યાચાર કહી શકાય તેવું કશું લોકોએ કર્યું નહતું.

૧૪ જલીઆંવાલા બાગની કતલ, એ તદ્દન નિર્દોષ અને હથિયાર વિનાનાં માણસો જેઓમાં બાળકો પણ હતાં તેમના તરફ ઇરાદાપૂર્વક કરેલ એક આસુરી કૃત્ય હતું, અને આધુનિક બ્રિટિશ અમલમાં ક્રૂરતામાં તેની ક્યાંએ જોડ જડે તેમ નથી.

૧૫ માર્શલ લૉની અદાલતો અને સમરી કોર્ટો નિર્દોષ લોકોને પજવવાના સાધન રૂપ થઇ પડી હતી અને તેને પરિણામે મોટા પ્રમાણમાં ન્યાય ઉંધો વળ્યો હતો અને ન્યાયને નામે હજારો સ્ત્રી પુરૂષોને માનસિક અને શારીરિક વ્યથા ભોગવવી પડી હતી.

૧૬ પેટ ઘસીને ચાલવાનો હુકમ અને એવી બીજી તરંગી શિક્ષાઓ કોઇપણ સુધરેલા રાજ્યને છાજે એવી નથી અને તે જેમના મગજમાંથી ઉત્પન્ન થઇ તેમની નૈતિક અધમતા સૂચવે છે.

૧૭ દાખલો બેસાડવા જેવી સખ્ત અને વૈરથી થએલી શિક્ષાનો ઘણે ભાગે નિર્દોષ માણસોની ઉપર લગભગ બે માસ સુધી ત્રાસ ચાલ્યો હતો; છતાં નુકશાનીની રકમો લેવામાં આવી અને સજા તરીકે વધારે પોલીસ મૂકવામાં આવી તે કેવળ બિન જરૂરી, અન્યાયી અને દાઝ્યા ઉપર ડામ જેવી હતી.

૧૮ માર્શલ લૉના અમલ દરમ્યાન જે સડો અને રૂશવતો ચાલેલી તે તો વળી આ દુઃખકથાનું એક વધારાનું પ્રકરણ પૂરૂં પાડે છે. વધારે દિલસોજ અમલ હોત તો આ પ્રકરણ ઉઠવા પામતજ નહિ.

૧૯ લોકોને થએલા અન્યાયો દૂર કરવા માટે; રાજ્યવહીવટને શુદ્ધ કરવા માટે, અને અમલદારો ફરી ભવિષ્યમાં મનસ્વી રીતે ન વર્તે તે માટે નીચેના ઉપાયો જરૂરના છેઃ—

( ૧ ) રોલેટ એક્ટ રદ કરવો.

( ૨ ) સર મા. ઓડવાયરને બ્રિટિશ રાજ્યમાં કોઇપણ જવાબદારીવાળી જગ્યા ઉપર રાખવા નહીં.

( ૩ ) જનરલ ડાયર, કર્નલ જોન્સન, કર્નલ ઓબ્રાયન, મિ. બોસ્વર્થ સ્મિથ, રાયસાહેબશ્રી રામસુદ અને મલિક સાહેબખાનને શહેનશાહત નીચેની હરકોઇ જવાબદારવાળી નોકરીમાંથી રજા આપવી.

( ૪ ) જે હલકા દરજ્જાના અમલદારોમાં નામો પ્રસિદ્ધ કરેલી જુબાનીઓમાં આપેલાં છે તેમના અપ્રમાણિક વર્તનની તપાસ કરવી અને તેમનો ગુન્હો સાબીત થતાં તેમને બરતરફ કરવા.

( ૫ ) નામદાર વાઇસરોયને પાછા બોલાવી લેવા.

( ૬ ) સ્પેશિઅલ અદાલતો અને સમરી ( સંક્ષિપ્ત ) અદાલતોએ જેમને તકસીરવાર ઠરાવ્યા છે તે લોકો પાસેથી દંડ વસુલ લીધો હોય તેમને પાછો આપવો, જે જે શહેરો ઉપર નુકશાનીની રકમ નાંખવામાં આવી હોય તેને તે માફ કરવી, જ્યાં જ્યાં વસુલ લઈ લીધી હોય ત્યાં ત્યાં પાછી આપવી; અને સજાની ખાતર મૂકેલી પોલિસ ઉઠાવી લેવી.

સર મા. ઓડવાયર, જનરલ ડાયર, કર્નલ જૉન્સન, કર્નલ ઓબ્રાયન, મી. બૉસ્વર્થ સ્મિથ, રાવસાહેબ શ્રી રામસુદ અને મલિક સાહેબખાન એમણે એવાં ગેરકાયદેસર કૃત્યો કર્યાં છે કે તેમનાપર આમની સભા સમક્ષ કામ ચલાવવું જોઇએ એવો અમારો પુખ્ત વિચાર પછીનો અભિપ્રાય છે. પણ એવા માર્ગની ભલામણ અમે જાણી જોઇનેજ કરતા નથી, કારણકે અમે માનીએ છીએ કે એ હક આગળ કરવા કરતાં જતો કરવામાંજ હિંદુસ્તાનને વિશેષ લાભ છે. જેનો જેનો આ અપકૃત્યોમાં સંબંધ છે તેવા અમલદારોને બરતરફ કરવાથી ભવિષ્યની વિશુદ્ધને માટે પૂરતી બાંહેધરી મળી રહેશે એમ અમે માનીએ છીએ.

પોતાને સોંપેલું વિશ્વાસનું કામ અદા કરવામાં કર્નલ મેકરી અને કૅપ્ટન ડવટન પણ કર્નલ ઓબ્રાયન અને બીજાઓ જેટલાજ ચૂક્યા છે, પણ તેમની સામે કોઇ પણ જાહેર પગલું ભરવાની ભલામણ કરતાં અમે જાણી જોઇનેજ અટક્યા છીએ, કારણકે આ બે અમલદારો બિન અનુભવી હતા અને તેમની પશુતા અનુભવી અમલદારોના જેટલી ઇરાદાપૂર્વક અને ઠંડે પેટે થયેલી નહોતી.

મો. ક. ગાંધી.
ચિ. ર. દાસ.
અબ્બાસ તૈયબજી.
મુ. રા. જયકર.

---